# જયંતીવ્યાખ્યાનો

સંપાદક

નવલરામ જગન્નાથ ત્રિવેદી એમ.એ.



# જયંતીવ્યાખ્યાનો

સંપાદક

નવલરામ જગન્નાથ ત્રિવેદી, એમ. એ.

પ્રકાશક

ગૂજરાત સાહિત્ય સભા • અમદાવાદ

પ્રકાશક :
ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાન
મધુસૂદન ચિમનલાલ મોદી
મંત્રીઓ :
ગૂજરાત સાહિત્ય સભા
બેલેન્ટાઈનની હવેલી
ત્રણદરવાજા : અમદાવાદ





વિ. સં. ૧૯૯૬ આવૃત્તિ ૧લી ઇ. સ. ૧૯૪૦

* *
*

કિંમત સવાબે રૂપિયા

મુદ્રક :
મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ.
આદિત્ય મુદ્રણાલય
રાયખડ : અમદાવાદ

# બે બોલ

ગૂજરાત સાહિત્ય સભા તરફથી જયંતીવ્યાખ્યાનોની યોજના કેવી રીતે ઘડાઈ અને અમલમાં આવી તે બાબત સઘળું ભાઈ નવલરામે પ્રસ્તાવનામાં જણાવ્યું છે. આથી એ વિષે અમારે કાંઈ જણાવવાનું રહેતું નથી.

અમારી સભાની ઘણા વખતની ઊંડી ઇચ્છા હતી કે આ વ્યાખ્યાનો સભા તરફથી પુસ્તકાકારે છપાઇને બહાર પડે. આમ આ ઇચ્છા ફળીભૂત થાય છે.

આ પુસ્તક આપણા ગૂજરાતી સાહિત્યના અભ્યાસની અભિરૂચિ લોકોમાં વધારે જાગ્રત કરો એ પ્રાર્થના.

ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાન
મધુસૂદન ચિમનલાલ મોદી
મંત્રીઓ:
ગૂજરાત સાહિત્ય સભા

# પ્રસ્તાવના

ઈ. સ. ૧૮૯૮ માં અમદાવાદમાં 'સોશિયલ ઍન્ડ લિટરરી ઍસોસિયેશન' નામની સંસ્થા સ્થાપવામાં આવી હતી. તેના સંચાલક સ્વ. રણજિતરામ વાવાભાઈ હતા. પાંચ વર્ષ પછી આ સંસ્થાનું રૂપાંતર થયું અને આ નવી સંસ્થા 'ધિ લિટરરી ઍસોસિયેશન'માંથી 'ગૂજરાત સાહિત્ય સભા'નો જન્મ થયો. આ સંબંધમાં સ્વ. રણજિતરામે લખ્યું હતુંઃ

"ઈ. સ. ૧૯૦૩ માં 'ગૂર્જરસાક્ષરજયંતી'નો ઉપક્રમ સમારંભાયો. કલાપી, અખો અને મીરાંની જયંતી તે વર્ષે ઉજવાઈ. જયંતીની યોજના સફળ કરવા સાહિત્યપક્ષને સબળ કરવું આવશ્યક લાગ્યું. ગયા વર્ષના જાન્યુઆરીની પહેલી તારીખે અમારી સભા 'ધિ લિટરરી ઍસોસિયેશન' થઈ, ને એપ્રિલમાં 'ગૂજરાત સાહિત્ય સભા'નું અભિધાન પામી."

ભિન્ન ભિન્ન સાક્ષરોના સાહિત્યસેવારૂપી રસળતાં કિરણો એક સ્થળે કેન્દ્રિત થાય તો આપણા સાહિત્યને હાલ થાય છે તેથી વિશેષ લાભ થાય તથા ઐક્યની ભાવના ઉદ્ભવે, એટલા સારુ એક મંડળની આવશ્યકતા હતી. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી ગ્રન્થ-પ્રસિદ્ધિનું કામ કરે છે, પરંતુ સાહિત્યના અભ્યાસ ને સંશોધન પર વિશેષ લક્ષ આપનાર મંડળની ખોટ તેથી પૂરી પડતી નથી. બઙ્ગ પરિષદ, નાગરી પ્રચારિણી સભા, તામિલ સાહિત્ય સભા (Tamil Literary Academy), આદિ મંડળો પોતાના

પ્રાંતની જેવી સેવા બજાવે છે તેવી સેવા ગૂજરાત અને ગૂજરાતી ભાષાની બજાવે એવા મંડળની જરૂર લાગતી હતી. આવી અગવડો કેંઈક અંશે દૂર કરવા પ્રયત્ન થાય એટલા માટે અમારી સભાનું 'ગૂજરાત સાહિત્ય સભા' નામ પાડી, 'ગૂજરાતી સાહિત્યનો બને તેટલો બહોળો વિસ્તાર કરવાનો તથા બનતા પ્રયાસે તેને લોકપ્રિય કરવાનો' ઉદ્દેશ રાખ્યો. ઉદ્દેશસાધના અર્થે વિવિધ સાધનો પ્રયોજ્યાં છે.

"ધિ સોશિયલ ઍન્ડ લિટરરી ઍસોસિયેશને ઉપસ્થિત કરેલો 'ગૂર્જરસાક્ષરજયંતી'નો સમારંભ ચાલુ રાખવામાં આવ્યો છે. જેટલા સમારંભો પ્રયોજાયા છે તે નીચે લખ્યા છે:

| જેમની જયંતી ઊજવવાની છે તેમનું નામ | તિથિ |
| --- | --- |
| ૧. નરસિંહ મહેતો ... ... | ...વૈશાખ સુદ ૫ |
| *૨. મીરાંબાઈ ... ... | ...શ્રાવણ વદ ૮ |
| *૩. અખો ... ... | ...ચૈત્ર સુદ ૯ |
| *૪. પ્રેમાનંદ ... ... | ... પોષ સુદ ૨ |
| ૫. સામળ ... ... | ... |
| ૬. વલ્લભ ... ... | ... |
| *૭. દયારામ ... ... | ... માઘ વદ ૫ |
| *૮. ધીરો ... ... | ...આશ્વિન સુદ ૧૫ |
| *૯. દલપતરામ ... ... | ... ચૈત્ર સુદ ૩ |
| *૧૦. નર્મદાશંકર | જન્મ ભાદરવા સુદ ૧; મૃત્યુ ઑગસ્ટ ૨૪ |
| ૧૧. નવલરામ ... ... | અષાઢ વદ અમાવાસ્યા |
| *૧૨. મણિલાલ નભુભાઈ... ... | ... ઑક્ટોબર ૩ |
| ૧૩. હરિ હર્ષદ ધ્રુવ ... ... | ... |
| *૧૪. બાલાશંકર ... ... | ... |
| *૧૫. સુરસિંહ (કલાપી) | જ. માઘ સુદ ૯; મૃ. જ્યેષ્ઠ સુદ ૧૧ |

* ફૂદડીવાળી જયન્તીઓ ઉજવાઈ છે. સંપાદક

ગૂજરાતી સાહિત્યનો અભ્યાસ વધે તથા જનસમાજનું સાહિત્ય તરફ લક્ષ આકર્ષાય એવા હેતુથી જયંતીઓ યોજાઈ છે. હાલ તો ફક્ત જાહેર વ્યાખ્યાનોથી જ જયંતી ઊજવીએ છીએ. સમારંભનું નામ 'જયંતી' રાખ્યું છે, પણ વસ્તુતઃ સાક્ષરોનું શ્રાદ્ધ સારવાની યોજના છે. જયંતી માટે મૃત્યુતિથિ ને તે ન મળે તો જન્મતિથિ લેવી, તેના અભાવે સાક્ષરોની કૃતિ સંપૂર્ણ થયાની તિથિ, અને તે પણ અનુપલબ્ધ હોય તો ગમે તે તિથિ પર જયંતીનો ઉત્સવ પાળવો.[1] ''

આ યોજના પ્રમાણે તા. ૬-૨-૧૯૦૩ ના રોજ કલાપી-જયંતીથી શરૂઆત થઈ. વ્યાખ્યાતા સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ હાજર રહી શક્યા ન હતા, પણ તેમણે લખી મોકલેલ વ્યાખ્યાન વાંચવામાં આવ્યું હતું. સભાના પ્રમુખ સ્વ. રમણભાઈ નીલકંઠે પ્રાસ્તાવિક ભાષણમાં આ વિષયની ચર્ચા કરતાં કહ્યું હતું:

" ધિ સોશિયલ ઍન્ડ લિટરરી ઍસોસિયેશન 'ના સાહિત્ય-શોધક પક્ષ તરફથી ગૂર્જરસાક્ષરજયન્તીની યોજના કરવામાં આવી છે તેનો આ પ્રસંગે પહેલો મેળાવડો છે. ગૂજરાતના સાક્ષરોની જન્મતિથિને દિવસે એકત્ર થઈ તેમનાં જીવન અને લખાણોનો અભ્યાસ કરવામાં કંઈક કાલ કાઢવો એવો આ યોજનાનો ઉદ્દેશ છે. કોઈ સાક્ષરની જન્મતિથિ ન જડે તો તેના કોઈ લેખ કે કૃત્ય સંબંધે વિશેષતા પામેલા દિવસે આ કાર્ય માટે મળવું, અને વર્ષમાં બનતા સુધી બધા સાક્ષરોની જયન્તી આ પ્રમાણે કરવી એવી ધારણા છે. ' સાક્ષર 'ના જેવા અર્થવાળો અંગ્રેજી શબ્દ Man of Letters છે, અને જેમણે અભ્યાસ કરી વિદ્વત્તા સંપાદન કરી હોય તથા શિષ્ટ ગ્રન્થો લખ્યા હોય તેમને અંગ્રેજીમાં એ પદ

---

૧. 'વસંત'-પોષ, ૧૯૬૧.

આપવામાં આવે છે, એટલે કેવળ ' લેખક ' નહિં પણ ' વિદ્વાન લેખક ' એ નામથી ઓળખાય છે. એ શબ્દનો આવો અર્થ હોવાથી English Men of Letters નામે અંગ્રેજી સાક્ષરોની જે જીવનમાલા રચાઈ છે તેમાં મહાકવિ શેકસપિયરને દાખલ કર્યો નથી કેમકે તે વિદ્વત્તાસંપન્ન પંડિત નહોતો.[1] આવો ભેદ ગુર્જર સાક્ષરોની જયન્તીમાં ઉદ્દિષ્ટ કર્યો નથી. ગુજરાતના પ્રાચીન લેખકોના અભ્યાસ વિશે ઝાઝી માહિતી મળી નથી. તથા લેખકના લેખમાં જણાઈ આવતા સંસ્કાર તથા વિચાર પરથી તે સાક્ષરવર્ગમાં ગણાવા યોગ્ય છે કે નહિ એ ધોરણ યથાર્થ છે."

આ વ્યાખ્યાનો ' વસંત ', ' બુદ્ધિપ્રકાશ ', ' યુગધર્મ ' વગેરે પત્રોમાં અપાયા પછી થોડા કાળે છપાયાં હતાં. ઈ. સ. ૧૯૨૧ માં શ્રી. જીવનલાલ અમરશી મહેતાએ આમાંના નવ વ્યાખ્યાનો પુસ્તકરૂપે છાપી પ્રસિદ્ધ કર્યાં હતાં.

આ ગૂજરાત સાહિત્ય સભાએ તેના તરફથી અપાયેલ જયંતીવ્યાખ્યાનોમાંથી પસંદગી કરી એક પુસ્તક તૈયાર કરવાનું કામ મને સોંપ્યું ત્યારે શરૂઆતમાં મને લાગ્યું કે એમાં શું કરવાનું હશે ? એટલે ઘણો સમય હું બેદરકાર રહ્યો. પણ છેવટે સભાના ઉત્સાહી મંત્રીઓની વારંવારની પ્રેરણાથી જ્યારે મેં કામ શરૂ કર્યું ત્યારે મને મંત્રીઓનો આભાર માનવાનું મન થયું. કારણ મને આ સંપાદનથી ઘણું જોવા, જાણવાનું મળ્યું છે.

તેમાં પ્રથમ સ્થાન અશુદ્ધિઓને આપવું જોઈએ. 'મીરાંબાઈ'-ના વ્યાખ્યાનમાં પૃ. ૧૦ ઉપર સરસ્વતીચંદ્રનો ઉલ્લેખ છે તે સંબંધમાં વાંચવામાં આવ્યું ' જે તેના ઋણ સેવતા હતા. ' કાંઈ અર્થ સમજાયો નહિ. એટલે કવિશ્રીએ છપાવેલ ' સાહિત્યમંથન '

---

૧. પછીથી સર વોલ્ટર રૈલે રચિત પુસ્તક આ ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થયું છે. સંપાદક

જેમાં આ વ્યાખ્યાન તેમણે લીધું છે, તે જોયું. ત્યાં પણ વાંચ્યું 'ઋણ'. પણ છેવટે સાચો પાઠ મળી આવ્યો 'વ્રણ' જે અહીં દાખલ કર્યો છે. આવો જ એક બીજો દાખલો આ જ વ્યાખ્યાનમાં પૃ. ૧૪ ઉપર મળે છે. કવિશ્રીના પુસ્તકમાં પણ 'એ જુલ્મના ને ત્હેની નિષ્ફળતાનાં મૂલ' એમ માલમ પડે છે. પણ 'નિષ્ફળતા'નો અર્થ શો? અહીં 'વિષફળ'નાં શબ્દ જ જોઈએ. એટલે તે શબ્દ મૂક્યો છે. કવિશ્રીએ 'આપણાં સાક્ષરરત્નો' નામના તેમના પુસ્તકમાં પણ આ વ્યાખ્યાન લીધું છે એમ પછીથી જોયું. પરંતુ ત્યાં એ 'વિષફલના'ને બદલે 'નિષ્ફલતા' માલૂમ પડે છે, જોકે 'ઋણ'ને બદલે 'વ્રણ' છે, જેથી ઉપર લખેલ પાઠને ટેકો મળે છે.

'પ્રેમાનંદ' પરના સ્વ. કેશવલાલભાઈના વ્યાખ્યાનમાં 'એતિહ્ય' શબ્દ આવે છે. મૂળ નકલ મેળવવા સ્વ. કેશવલાલભાઈને ત્યાં ગયો. ત્યાંથી ખબર મળ્યા કે આ વ્યાખ્યાન ગુ. વ. સોસાયટીમાં સ્વ.ના લેખસંગ્રહ માટે આપ્યું છે. પણ ત્યાં જોતાં મળી આવ્યું માત્ર 'બુદ્ધિપ્રકાશ'માં છપાયેલું વ્યાખ્યાન, અને ત્યાં પણ શબ્દ તો છે 'એતિહ્ય' જ. સંસ્કૃત ભાષામાં 'ઐતિહ્ય' શબ્દ પ્રચલિત છે, અને 'એતિહ્ય' કોઇ કોષમાં મળ્યો નહિ, એટલે પછી 'ઐતિહ્ય' મૂકવાની છૂટ લીધી છે.

આ વાત જરા લાંબી થઈ. પણ આમાં જે જે કાંઈ અલ્પ સુધારા કર્યા છે, તે મુદ્રણદોષ, સ્મૃતિદોષ એવું જ્યાં સ્પષ્ટ લાગ્યું છે ત્યાં જ એટલી છૂટ લીધી છે, અને તે માટે પૂરતી કાળજી પણ લીધી છે એ સ્પષ્ટ કરવા ખાતર આટલું લંબાણ કર્યું છે.

અવતરણોને મૂળ પુસ્તકો સાથે સરખાવીને જ્યાં જ્યાં ભૂલ લાગે ત્યાં સુધારા કર્યા છે, અને માહિતીમાં દોષ લાગે અથવા વધારાની જરૂર લાગે તે સુધારાવધારા પૂર્તિમાં બતાવ્યા છે.

લેખકોની કૃતિઓ તથા તેમના સંબંધી મળતી માહિતી દરેક વ્યાખ્યાનના છેડે આ લખનારે ઉમેરી છે તેમાં સામાન્ય વાંચકને મદદ કરવાનો ખાસ ઇરાદો છે, વિશિષ્ટ અભ્યાસીઓને નહિ. એટલે લેખકની કૃતિઓનાં નામ તથા સાલ આપવા ઉપરાંત તે કયાં પ્રસિદ્ધ થયેલ છે તે બતાવ્યું છે. તે જ પ્રમાણે જીવન અને કવન માટે બનતાં સુધી જૂનાં માસિકોના અંકોમાં દટાયેલા લેખોનાં નામ આપ્યાં નથી. આની જરૂર નથી એમ હું માનતો નથી. સંપૂર્ણ યાદીમાં આનું ઘણું મહત્ત્વ છે, અને 'કલાપી'ની આવી સૂચિ મેં કેટલાંક વર્ષ પૂર્વે કરી પણ હતી[1] પણ સામાન્ય વાંચકને અને અભ્યાસીઓને પણ આવી સામગ્રી સુલભ નથી. 'બુદ્ધિપ્રકાશ', 'સુદર્શન', 'વસંત',–એવાં પત્રોની ફાઇલોની કેટલી નકલો ગૂજરાતભરમાં હશે? પાંચ–દશ. એટલે અહીં સંપૂર્ણ યાદી આપવાને બદલે માત્ર ઉપયોગી અને પ્રમાણમાં સહેલાઈથી મળી શકે તેવાં પુસ્તકોનાં નામ આપ્યાં છે. અમદાવાદ, ભાવનગર, વડોદરા, સુરત વગેરે શહેરોમાં બી. એ. અને એમ. એ.ના સંખ્યાબંધ ગૂજરાતી વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા છે, પણ વડોદરા સેન્ટ્રલ લાયબ્રેરી અને અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સિવાય બીજે કોઈ સ્થળે ભાગ્યે જ આવાં સાધનો મળી શકે તેમ છે.

પ્રાચીન કાવ્યમાળા, કાવ્યદોહન (દલપતરામ), બૃહત્‌કાવ્યદોહન (ગુજરાતી પ્રેસ), 'મહાજન મંડળ', 'ગૂર્જર અગ્રેસર ચિત્રાવલિ', 'સચિત્ર સાક્ષરમાળા', 'વિદેહ' ગૂર્જર સાક્ષરો,' સુદર્શન ગદ્યાવલિ' 'ગૂજરાતી ગ્રંથો અને ગ્રંથકારો,[2] કવિચરિત્ર વગેરે પુસ્તકોમાં

---

૧ 'કૌમુદી' કલાપી અંક

૨. સ્વ. હીરાલાલ પારેખના ઉપયોગી પ્રકાશન 'ગ્રંથકાર' સાથે અહીં ગોટાળો થઈ જવા સંભવ છે, પણ હું તો અહીં સ્વ. વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજીએ ૧૯૦૨માં છપાયેલ પુસ્તકનો ઉલ્લેખ કરું છું. સ્વ. હીરાલાલનું પ્રથમ પુસ્તક ત્યાર પછી ૨૮ વરસે પ્રકટ થયું હતું.

ગૂજરાતી લેખકોના જીવનકવન વિષે ઠીકઠીક માહિતી મળે છે, પણ આ પુસ્તકોની નકલો પણ લગભગ અપ્રાપ્ય થતી જાય છે, એટલે એ પુસ્તકોમાં સમાયેલી સામગ્રીમાંની જે ઉપયોગી જણાય તે સર્વનો ઉદ્ધાર કરવામાં હવે મોડું કર્યું ચાલે તેમ નથી.

સયાજી સાહિત્યમાળામાં પ્રેમાનંદ, દયારામ, ગિરધર, ભાલણ વગેરે પ્રાચીન તથા મહીપતરામ, દલપતરામ, મણિશંકર કીકાણી વગેરે અર્વાચીન ગ્રંથકારોનાં જીવનકવનનાં પુસ્તકો સંપૂર્ણ રીતે સંતોષકારક ન ગણાય, છતાં સામાન્ય અભ્યાસીઓને માટે જરૂરી સામગ્રી અવશ્ય પૂરી પાડે છે. નર્મદાશંકરનું જીવન નવલરામે અને નવલરામનું જીવન ગોવર્ધનરામે લખી સાક્ષરશ્રાદ્ધની પ્રશસ્ત પ્રથા પાડી હતી, પણ તેનું અનુકરણ ઓછું જ થયું છે. કલાપી, મણિલાલ, કાન્ત વગેરેનાં જીવનચરિત્રનાં પુસ્તકો આપણી પાસે ઉપલબ્ધ નથી.

મસ્તકવિ બાલાશંકરના સંબંધમાં આથીયે વધારે શોચનીય પરિસ્થિતિ છે. આ કવિએ જીવનાં મુશ્કેલીઓ ભોગવી તેનો મૃત્યુ પછી પણ જાણે અંત આવ્યો ન હોય તેમ તેમનાં કાવ્યો પણ હજુ પુસ્તકાકારે પ્રસિદ્ધ નથી. જીવનચરિત્ર અને ટિપ્પણ સાથે તેમનાં કાવ્યોનો સંગ્રહ યોગ્ય સંપાદકને હાથે થાય તો ગુજરાતી સાહિત્યમાં એક અતિ મહત્ત્વના પુસ્તકનો ઉમેરો થાય અને ગુજરાતે પોતાના એક અસાધારણ નૈસર્ગિક કવિત્વશક્તિશાળી પુત્રની મોડી મોડી પણ સંભાળ લીધી ગણાય. જેમ મોડું થતું જાય છે તેમ આ કાર્ય વધારે મુશ્કેલ બનતું જાય એ દેખીતું છે.

આ પુસ્તકમાં લીધેલી જયંતીઓ ઉપરાંત ઘણી વધારે જયંતીઓ ઉજવાઈ છે.[1] શરૂઆતમાં આપેલી યાદીમાંથી દેખાય છે

---

૧ આ પુસ્તકમાં આપેલી જયંતીઓ–બે સિવાયની–૧૯૦૩થી ૧૯૦૫ સુધીમાં ઉજવાઈ હતી. ગોવર્ધનજયંતી ૨૩–૧–૧૯૦૮ના રોજ અને દલપતજયંતી ૧૯૨૨માં ઉજવાઈ હતી.

તે ઉપરાન્ત ગોવર્ધનરામના મૃત્યુ પછી તેમની જયંતી ઉજવાઈ હતી. વળી કવિશ્રી ન્હાનાલાલ અને કવિશ્રી ખબરદારની પચાસ વર્ષની જયંતી નિમિત્તે સુવર્ણ મહોત્સવ ઊજવવામાં આવ્યો હતો. નર્મદાશંકર કવિના જન્મને ૧૯૩૩માં સો વર્ષ થયાં તે પ્રસંગે ગૂજરાત સાહિત્ય સભાએ નર્મદશતાબ્દીનો મહોત્સવ યોજ્યો હતો; તે સમયે થયેલાં વ્યાખ્યાનો ગૂજરાત સાહિત્યસભાની કાર્યવહીમાં પ્રસિદ્ધ થયાં છે.

ગૂજરાત સાહિત્ય સભાએ પ્રસિદ્ધ કરેલ 'રજતમહોત્સવ'ના પુસ્તકમાં લખ્યું છે: 'મીરાંબાઈના પદ્યોનો સારો સંગ્રહ સભાએ કરેલો. જયંતી ઉજવવી એટલું જ નહિ પણ સાક્ષરોની કૃતિનો સંગ્રહ કરી પ્રસિદ્ધ કરવી એવી ધારણા હતી.' નર્મદના ગદ્યપદ્ય લખાણોના સારા સંગ્રહો છપાવી આ ધારણા પણ પાર પાડવાની 'સાહિત્ય સભા'એ શરૂઆત કરી દીધી છે.

ઉપર દર્શાવ્યું તે ઉપરાંત સ્વ. નારાયણ હેમચંદ્ર, સ્વ. અંબાલાલ સાકરલાલ, સ્વ. લાલશંકર ઉમીયાશંકર અને સ્વ. રણજિતરામની જયંતીઓ ઉજવાઈ હતી. આવી વિપુલ સામગ્રીમાંથી ચૂંટણી કરવાની હોવાથી કદ ઘણું વધી ન જાય તે માટે પ્રથમથી જ ૩૨૦ પૃષ્ઠની મર્યાદા સ્વીકારવામાં આવી હતી. છતાં સ્વ. રણજિતરામ વિષે એક વ્યાખ્યાન દાખલ કરવાની છેવટ સુધી ઇચ્છા હતી. રણજિતરામ આ સભાના આદ્યદ્રષ્ટા હતા અને તેમની ચારપાંચ જયંતીઓ સભાએ ઊજવી હતી. તેમાંથી બે વ્યાખ્યાનો છપાયેલાં મળી આવે છે. રા. હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતાએ રણજિતરામની બીજી જયંતી પ્રસંગે 'સ્મરણો' કહ્યાં હતાં તે વ્યાખ્યાન રણજિતરામના જીવન સંબંધમાં ઘણું અગત્યનું છે, પણ તે સાહિત્યસભાની કાર્યવહીમાં છપાઈ ગયું છે એટલે તે અહીં ફરીથી છાપવું યોગ્ય લાગ્યું નથી. સ્વ ચંદ્રશંકર પંડ્યાએ

રણજિતરામની ચોથી જયંતી નિમિત્તે નડિયાદથી ખાસ આવી શ્રી આનંદશંકર ધ્રુવના પ્રમુખપણા નીચે વ્યાખ્યાન આપ્યું હતું. પણ તે સાંભળવામાં જેટલું રસિક લાગ્યું હતું તેવું અત્યારે અઢાર વર્ષે ફરીથી વાંચતાં લાગ્યું નહિ, તેથી છોડી દેવું પડ્યું છે.

વળી સ્થળસંકોચના કારણે જ કેટલાંક વ્યાખ્યાનોમાંથી પ્રાસંગિક અને અત્યારે ઓછી ઉપયોગી લાગે તેવી બાબતો છોડી દીધી છે, તે માટે તે સર્વ વ્યાખ્યાતાઓની ક્ષમા ચાહું છું. શ્રી. રામમોહનરાય જ. દેસાઇએ કવિ 'બાલ' પરનું વ્યાખ્યાન આપ્યું હતું, ત્યાર પછી અત્યંત શ્રમ લઇ તેમાં તેમણે સુધારાવધારા કર્યા હતા, એ સુધારેલી નકલ મને મોકલી આપવા માટે તેમનો આભારી થયો છું. અંતે અત્રેની ગુજરાત સાહિત્ય સભાએ મને આ 'કપૂરનું વૈતરું' કરવાની તક આપી તે માટે તેના સંચાલકોનો આભાર માનું છું.

અમદાવાદ
વસંત પંચમી
૧૯૯૬

નવલરામ ત્રિવેદી

# અનુક્રમ

# ગૂજરાત સાહિત્ય સભાનાં પ્રકાશનો

ગુજરાતી સંસ્કૃતિનું વિહંગાવલોકન
શાહે આલમ
ગુજરાતનું વહાણવટું
શાહીબાગ
ગુજરાતનું પાટનગર–અમદાવાદ
જેતલપુર
અમદાવાદનું સ્થાપત્ય
ખંભાતનો ઇતિહાસ
વીર નર્મદ
નર્મદનું મંદિર ( પદ્યવિભાગ )
નર્મદનું મંદિર ( ગદ્યવિભાગ )
સાહિત્ય સભાનો રજત મહોત્સવ
Return from Abroad
ઉત્તર હિંદુસ્તાની સંગીતની સંક્ષિપ્ત
ઐતિહાસિક સમાલોચના

*

સને ૧૯૨૯ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન
સને ૧૯૩૦ તથા ૩૧ ના ગુજરાતી સાહિત્ય
પર દ્રષ્ટિપાત
બત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય
ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૩–૩૪
ચોત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય
ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૫
ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૬–૩૭
ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૭–૩૮
ગુ. સા. સભાની કાર્યવહી સને ૧૯૩૮–૩૯

# મીરાંબાઈ

વ્યાખ્યાતા

**શ્રી ન્હાનાલાલ કવિ**

**પારસી**, મુસલમાન, ગાયકવાડ સરકાર, ઇંગ્રેજ સરકાર ગોસ્વામીજીના બાલ, સ્વામીનારાયણ સમ્પ્રદાયના સંસ્થાપક, પરમુલકવાસી એવાં અનેક મહાબલ આપણા ગુજરાતના ઉદ્ધાર અર્થે આપણામાં આવી વસ્યાં છે; પણ રાજ્ય, સંપ્રદાય કે ન્યાતનાં સીમાબંધન અવગણી સકલ ગુર્જરવાસીઓના ગૃહદ્વારમાં પ્રવેશી દેવસેવાને ઓરડે તો એક જ પરભોમનું પુષ્પ પરિમલ સ્ફુરી રહ્યું છે, અને તે મેવાડનાં મહારાણી મીરાંબાઈ. આજ એમની જીવનકથા જોઈએ.

સકલ ભારતનો ઇતિહાસ ઝાંખે અક્ષરે લખાયેલ છેઃ નિઃસંશયની રોશનાઈથી છપાવાની હજી વાર છે—સૂર્યવંશનાં મહારાણીજીની કથા એ ઇતિહાસનું જ એક પ્રકરણ છે; એટલે એના અક્ષર પણ સુવર્ણના છતાં ઝાંખા જ છે.

ટૉડ સાહેબનું રાજસ્થાન, ભક્તમાલ, બાબુ કીરતપ્રસાદનો લેખ, દયારામભાઈનું મીરાંચરિત્રનું પદ, મીરાંબાઈનાં પોતાનાં કેટલાંક

પદ, ભક્તોની દન્તકથાઓ, નર્મદના કેટલાક લેખ : એ સઉ આ સુન્દર સુન્દરીજીવન જાણવાનાં સાધનો છે. મહામહોપાધ્યાય કવિરાજ શ્યામળદાસજી મેવાડના ઇતિહાસનું સંશોધન કરતા—કર્યું છે: ત્હેનો થોડોક ભાગ ખાનગી રીત્યે છપાયો છે. શામળદાસજીની શોધોને આધારે આપણી વાચનમાળાની નવી આવૃત્તિમાં એક મહત્ત્વની ફૂટનોટ પાચમી ચોપડીમાં છે. ચાલતા વર્ષના મે માસની ૨૯મી તારીખના 'મુંબઈ સમાચાર' પત્રમાં 'જોધપુરના રાઠોડવંશનાં રાજવંશી કવિ મીરાંબાઈ' ઉપર એક ઐતિહાસિક શોધનવાળો સારો લેખ છે. તે પણ ઉપલી ફૂટનોટનો સમર્થક છે. આ સૌ મીરાંબાઈની જીવનકથાનાં સાહિત્યો છેઃ થોડાં છે છતાં સકલ વિસંવાદી છે. વર્તમાન કો કાલિદાસ 'રઘુવંશ'ની કથા આગળ કથશે ત્હારે એક મહાગાનમાં અન્તસ્થ વિસંવાદ વિરમશે. આપણે બન્ને જીવન સાંભળીએ અને મેવાડની જાહોજલાલી સત્યના તેજમાં મુદ્રાંકિત થાય ત્હાં સુધી મત ઉચ્ચારતા થોભીશું.

મહારાણી મીરાંની કથામાં નિઃસન્દેહ વાતો આટલી છેઃ—

૧. જોધપુરના ભાયાત મેડતાના રાઠોડ વંશમાં ત્હેમનો જન્મ હતો.
૨. ચિતોડગઢના સૂર્યવંશમાં ત્હેમનું લગ્ન થયું હતું.
૩. મીરાંને પતિનું સુખ ન હતું.
૪. શ્વશુરકુલ તરફથી વૈષ્ણવ સંપ્રદાય તજાવવા ત્હેમને પજવણી થતી.
૫. વૃંદાવન અને દ્વારિકા, શ્રીકૃષ્ણના પૂર્વ અને ઉત્તરચરિત્ર-લીલાની ભૂમિની મીરાંએ યાત્રા કરી હતી.

ઇતિહાસના પડદા ઊપડે નહીં ત્હાં સુધી અન્ય સઉ વિતંડા-વાદ જેવું જ છે.

મીરાંબાઈની જન્મતિથિ કે મૃત્યુતિથિ નિશ્ચિત નથી. અનન્ત-તાના આકાશમાંથી એ શુક્રબાલા ક્ય્હારે ઊગી કે અનન્તતા પાછળ ક્ય્હારે તે આથમી તે આપણે જાણતા નથી. રાજસ્થાનમાંથી

ગુર્જરાષ્ટ્રે આવી, મીરાંબાઈ ગાઈ ગયાં છે એટલું આપણે જાણીએ છીએ. બાબુ કીરતપ્રસાદ કહે છે કે મીરાંબાઈનો જન્મ સંવત ૧૪૭૫માં થયો હતો અને 'મુંબઈ સમાચાર'માંના લેખક લખે છે કે મૃત્યુ સંવત ૧૬૦૩ માં થયું. એ રીત્યે મીરાંબાઈને લેખકો ૧૨૮ વર્ષનું આયુષ્ય આપે છેઃ જે મીરાંબાઈના એક પદ સાથે સરખાવવા જેવું છે :

"એસી ટૂંકી સી જિંદગીમેં ક્યા માગું ?
ક્યા માગું ? રે મેં ક્યા માગું ?
એસી ટૂંકી સી જિંદગીમેં ક્યા માગું ?"

આજ ગોકુલઅષ્ટમી છે, કૃષ્ણજન્મની તિથિ છેઃ મીરાં પરમ કૃષ્ણભક્ત હતાં; તેથી આજની તિથિ મીરાંજયંતી માટે નીમવામાં આવી છે.

મીરાંના પિતાના નામનો પણ નિશ્ચય નથી. દયારામભાઈની સાથે લોકવાયકા ગાય છે કે :

"જેમલ રાઠોડની દીકરી રે સુણ્યાં મેડતાં એનું ધામ;
રૂપગુણે કોઈ સમોવડ નહીં, રૂડું ધર્યું મીરાંબાઈ નામ.
મીરાંમન મોહન શું માન્યું."

નવું સંશોધન આવું છેઃ રાઠોડવંશી રાવ જોધાજીએ સંવત ૧૫૧૫ માં જોધપુર વસાવ્યું. જોધાણનાથના ન્હાના કુંવરોમાંથી કુમાર વિકાજીએ ઉત્તરે રેતીના પગથારમાં બિકાનેર સ્થાપ્યું અને કુમાર દુદાજીએ સંવત ૧૫૧૮ માં પુરાણા મેડતાનગરનો ઉદ્ધાર કીધો. રાવ દુદાજીના મ્હોટા પુત્ર વિરમજીના કુંવર તે ભક્ત વીરજયમલ અને ન્હાના કુમાર રત્નસિંહની કુંવરી તે ભક્તવીરાંગના મહારાણી મીરાંબાઈ. મેડતા ફરતો વીશ ગાઉનો પ્રાન્ત હજી મીરાંબાઈના દેશ તરીકે પ્રખ્યાત છે. નવી શોધ પ્રમાણે કુમાર જયમલ અને કુમારી મીરાં કાકાકાકાનાં પુત્રપુત્રી હોઈ ભાઈબ્હેન થાય. 'મુંબઈ સમાચાર'માં આપેલી વંશાવલિ આમ છે :




પ્રભાતિયાં ગાનાર મીરાંનો જન્મ કૂકડી ગામમાં થયેલો કહેવાય છે. બાલવયમાં જ મીરાં નમાયાં થયાં હતાં. અને પછી દાદા દુદાજીને દરબાર રહેતાં. 'મુંબઈ સમાચાર'માંના ઐતિહાસિક લેખમાં લખ્યું છે કે: "મેડતામાં ચતુર્ભુજજીનું પ્રખ્યાત મન્દિર રાવ દુદાજીનું સ્થાપેલું હમણાં સુધી મોજૂદ છે...મીરાંબાઈને પણ બચપણથી શ્રી ગિરધરલાલજી ઉપર સ્નેહ હતો......ગિરધરલાલજી શ્રીકૃષ્ણનાં સેંકડો નામોમાંનું એક નામ છે...મેડતાના મન્દિરની મૂર્તિમાં પણ શ્રીકૃષ્ણ ડાબા હાથમાં પ્હાડ લઈ ઉભેલા છે અને જમણા હાથમાં વાંસળી છે." નમાયી દીકરીને દાદા લાડ લડાવે અને દાદાના ભજન-કીર્તનમાં દીકરી સાથે રહે અને સંસ્કાર પામે તે સ્વાભાવિક જ છે.

દયારામભાઈ મીરાંચરિત્રમાં ગાય છે કે:

"જોશીએ વાંચી જનમોતરી રે ત્હેમાં લખ્યું નીકળ્યું એહ;
વરશે વિશ્વંભરનાથને, કરશે નન્દકુંવર શું નેહ;
મીરાંમન મોહન શું માન્યું."

'ભક્તમાલ'માં કથા છે કે મીરાં ન્હાનપણમાં હરિની માટીની મૂર્તિ રચતાં અને રાધામાધવનો વિવાહ રમતાં. મીરાંબાઈનું એક પદ છે:

"કાલ્યે પરણાવશું ગોપી, કુંવરને કાલ્યે પરણાવશું ગોપી.
ફહાનવર મ્હારો ઘોડે ચ્હડશે, માથે મુગટ આરોપીઃ કુંવરને.
રાધિકા જ્યહારે મન્દિર પધારશે મન્દિર રહેશે ઓપીઃ કુંવરને.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર લીલા વાધા ને પીળી ટોપીઃ કુંવર."

લગ્નની વેદીપ્રભાથી મન્દિર ઓપી રહે છે એ મીરાંથી અજાણ્યું ન હતું; પ્રેમની કટારીના ઘાવ, પ્રેમ તણી અબલાને અન્તર ગેબની ગોળી વાગે છે એ મીરાં જાણતાં એવું થોડાં જ જાણતાં હશે. પણ મીરાંને પાર્થિવથી તૃપ્તિ ન હતી. વિધિના લેખ પણ એવા પડેલા કે મીરાં સંસારમાં સ્વામીસુખથી અળગાં રહે. મીરાં પોતે ગાય છે કેઃ

"કાચે તે તાંતણે હરિજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે,
મ્હને લાગી કટારી પ્રેમની."

રાજસ્થાનના મુગટ ચિતોડનાં મહારાણી થયે મીરાંનું મન માનતું ન્હોતું. 'મીરાંમન મોહન શું માન્યું' હતું. ત્રિલોકનાથનાં મહારાણી થવા ત્હેમની ઇચ્છા હતી અને એ પદ પામ્યાં પણ ખરાં. મેવાડમાં મીરાંનો સંપ્રદાય ચાલે છે: કૃષ્ણમીરાંની મૂર્તિઓ સાથે પૂજાય છે. રાધાનું પદ આમ મીરાંએ કાંઈક છીનવી લીધું છે. મીરાંનો લગ્નપ્રસંગ તપાસતાં આ વાતો વીસરવા જેવી નથી.

દયારામભાઈ ગાય છેઃ

"ઉદ્યોતપુરનો રાણો રાજિયો રે તે સાથે કરી છે સગાઈ:
પરણાવીને વળાવ્યાં સાસરે કંઈ લૌકિક રીતે મીરાંબાઈ:
મીરાંમન મોહન શું માન્યું."

કરનલ ટોડ અને દન્તકથા મીરાંબાઈને વિક્રમવન્તા રાણા કુંભાનાં મહારાણી કહે છે. કુંભા રાણાજી વીરમણિ હતા. તેમની સમશેરની ઝલક માળવા અને ગુજરાતના સુલતાનોની આંખ્યોમાં અંજાઈ હતી. રાણા કુંભાજી રસિક હતા. ટોડ સાહેબ કહે છે કે જયદેવના 'ગીતગોવિન્દ' ઉપર એમણે ટીકા લખી છે. કુંભારાણાએ ચણાવેલો સુન્દર આરસનો કીર્તિસ્થંભ ચિતોડની વિકરાળ ભમ્મરને હજી શણગારે છે. મીરાંબાઈના જેવા ભરપૂર હૃદયને એવા પૌરુષ-પ્રશસ્ત રાણાજી ભરથાર તરીકે આપવામાં લોકસમૂહે મણિને કુંદનને જ ખોળે મૂક્યું છે. પણ નવી શોધોને બીજું જ કહેવાનું છે.

એમ સાંભળ્યું છે કે કવિરાજ શામલદાસજીના સંશોધનમાં મેવાડના ઇતિહાસની એવી કેટલીક વાર્તાઓ હાથ આવી છે કે હજી તે સૌ પ્રજા સમક્ષ મૂકી શકાય એમ નથી. છતાં દેશપરદેશમાં કેટલીક વાતો પવન લઈ ગયો છે. "મારવાડ અને મેવાડ જ્યહાં મીરાંબાઈએ પોતાના આયુષ્યનો" પ્રથમ "ભાગ ગુજાર્યો હતો ત્યહાં અનેક શોધખોળ કર્યા પછી મીરાંબાઈ સંબંધી જે હકીકત મળે છે તે" 'મુંબઈ સમાચાર'માંના શોધકલેખક નીચે પ્રમાણે આપે છે:—

રાણા કુંભાના પુત્ર રાણા રાયમલ અને રાણા રાયમલજીના પુત્ર મહારાણા સંગ, જે મુગલ મહારાજ્યના સ્થાપક ચિત્રવિચિત્ર-જીવનશાળી બાબરની સ્હામે હિન્દુ સેના દોરી ગયા હતા. એ સાંગા-રાણાના જ્યેષ્ઠ કુમાર ભોજરાજજી સાથે મીરાંબાઈનું લગ્ન સંવત ૧૫૭૩ માં થયું હતું. આ રીત્યે મીરાં કુંભા રાણાનાં ત્રીજી પ્હેડીએ કુલવધૂ થાય અને વીરભદ્ર રણધીર પ્રતાપસિંહનાં કાકી થાય. વંશાવળી આમ છે:

- રાણા કુંભાજી
  - રાણા ઉદાજી
  - રાણા રાયમલજી
    - મહારાણા સંગ
      - કુમાર ભોજરાજ — મીરાંબાઈ
      - રાણા રત્નસિંહ
      - રાણા વિક્રમાજિત
      - રાણાઉદયસિંહ
        - મહારાણા પ્રતાપસિંહ

કચ્છના રાવની કુંવરી ટોડીની કથા કાઠિયાવાડમાં જાણીતી છે કે કૃષ્ણગોપની બંસી ત્હેને ડસી ગઈ હતી અને હરિભક્તિનો ત્હેને 'દોર લાગ્યો' હતો. તે કુંવરીનાં રાવે લગ્ન લીધાં ત્હારે કુંવરી સાધુડીનો વેશ લઈ ચાલી નીકળી અને દ્વારિકામાં જઈ રહી. મીરાંબાઈએ પણ લગ્નવેળા પરણવા ના પાડ્યાનું કહેવાય છે.

લગ્ન પછી મીરાં સાસરે ગયાં ત્હારથી જ ત્હેમનો સાસરિયાં સાથેનો સંબંધ કચવાતો જ હતો. રાજકુલનાં વરકન્યા 'દેવીને દેવા વધામણાં' ચાલ્યાં; 'રાણે પારવતીજી પૂજ્યાં,' પણ મીરાંનું મસ્તક ન નમ્યું.

સાસુ કહે : સૌભાગ્ય વધે, વહુ! નમો શક્તિને પાય,
મીરાં કહે : મસ્તક નહીં નમે વિના શ્રી ગિરિવરધર રાય:
મીરાંમન મોહન શું માન્યું.

સાસુને રીસ ચ્હડી કે વહુ આજથી જ વડીલના સામું બોલી અને રાણાજીને શિખામણ દીધી કે 'ન્યારૂં રચાવો એનું ધામ.'

"એવું સુણીને મીરાં મગ્ન થયાં રે, ભલું થયું ભાંગ્યો જંજાળ;
સાધુની સંગે દિનરૈન નિર્ગમશું સુખે, સેવીશું ગાઈશું ગોપાળ :
મીરાંમન મોહન શું માન્યું."

લગ્નજીવનને પ્હેલે જ પગલે આવી રીત્યે મીરાંને ઠેશ વાગી અને અવળાં ડગ ભરાયાં. આમ મીરાં 'નન્દનન્દન સાથે ન્યારાં રહ્યાં.'

આવી જ કથા તુલસીદાસજી વિશે પણ છે કે એક વેળા ભગવાને ત્હેમને કૃષ્ણાવતારના રૂપથી દર્શન દીધાં. ત્ય્હારે તુલસીદાસજી ત્હેમને ન નમ્યા અને વચન કહ્યું કઃ—

"મોર મુગટ, કર બંસરી, ભલે બને હો નાથ !
તુલસી મસ્તક તબ નમે ધનુષબાન લો હાથ."

આને મળતો એક પ્રસંગ ગોવર્ધનરામભાઈએ 'સરસ્વતીચન્દ્ર'ની નવલકથામાં આણ્યો છે. સુન્દરગિરિ ઉપર સાધુઓના મન્દિરમાં યદુનન્દનની મૂર્તિને સરસ્વતીચન્દ્ર નમતા નથી અને પોતે યોગ્ય કર્યું હોય એમ માને છે. ઉદાર ઉરના યજમાનો જે ત્હેના વ્રણ સેવતા હતા અને ત્હેમના હૃદય ઉપર ઘા મારતો મહેમાન સરસ્વતીચંદ્ર એ બન્નેમાં ખરું સંસ્કૃતિનું સંસ્કારી કોણ ? એ પ્રશ્નનો ઉત્તર શું અઘરો છે ? વિવેકભ્રષ્ટ અનુદાત્ત સરસ્વતીચન્દ્રનો આત્મા તે સમયે ઊણો-અધૂરો લાગે છે, કલાખરેલો દર્શાય છે. મહાન ભગવદ્ગીતા સમા ગ્રંથમાં પણ "**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**" જેવાં સંકોચવચન છે.× લગ્નસ્નેહ'ની પ્રસ્તાવનામાં રા. રા. મણિશંકર

---

× શ્રીમદ્ભગવદ્ગીતામાં "હું", "મને" આદિ સર્વનામનો અર્થ પરમાત્મા જ થાય છે. 'વૃષ્ણિઓમાં વાસુદેવ હું છું' અને આદિત્યોમાં વિષ્ણુ હું છું' એમ કહેનાર તે વાસુદેવ (કૃષ્ણ) અને વિષ્ણુ (દેવતાવિશેષ) કરતાં પાર રહીને બોલે છે એ સ્પષ્ટ છે. 'ધર્મો' એ બહુવચન પણ ઊંડા અર્થથી ભરેલું છે: ધર્મો–કર્તવ્યોની અનેકતાને ભેદી એની પાછળ રહેલી પરમાત્માને શરણ થવા રૂપ એકતા પ્રાપ્ત કરવાને અત્રે ઉપદેશ છે; કારણ, આમ થાય ત્યારે જ જીવનમાં સુશ્લિષ્ટતા–એકાર્થતા–એકરસતા આવે અને પરમ પુરુષાર્થ સિદ્ધ થાય. **'વસન્ત'ના તન્ત્રી.**

રત્નજી ભટ્ટ લખે છે કે કેટલેક કાળે આપણા આત્માઓ ફરતી દીવાલો બંધાય છે અને તે દીવાલો પડે છે ત્ય્હાં સુધી દેખાતી નથી. બાલક સમાન આનંદાશ્ચર્યવન્તું નયન અને મહાભક્તની સર્વસારગ્રાહી બુદ્ધિભક્તિ હોય ત્હેના જ પ્રાણના વિકાસ સદન્તરના છે: નહીં તો દીવાલોથી બંધાયેલી દૃષ્ટિનો માનવી સત્યના સકલ પ્રદેશે સફર કરી નથી શકતો, પણ માત્ર એક નગરવાસી જ રહે છે; અને તે નગરને જ સકલ સત્યપ્રાન્ત માને છે. એવાં આગ્રહી પણ સંકુચિત હૈયાંની એવી પ્રતીતિ જ હોય છે કે પ્રભુ એક જ રીત્યે પ્રગટે છે. કોઈ શંકર તો કોઈ રાણાનાં માજીની પેઠે દેવી, કોઈ મીરાંબાઈ પેઠે કૃષ્ણ, તો તુલસીદાસજીની માફક રામ, કોઈ ક્રાઇસ્ટ તો કોઇ સરસ્વતી–ચન્દ્રની જેમ આન્તર્દૃષ્ટિનું જ માત્ર લક્ષ્યઃ એમ એક એક કલાએ જ પ્રભુ પ્રકાશે છે એમ આગ્રહી જન માને છે અને અન્ય કલાઓની અવગણના—નિન્દા કરે છે. રાજનગરના આપણે નાગરિકો કહીએ કે અંગ્રેજ સરકાર તો આપણા નગર માત્રમાં જ રાજ્ય કરે છે તો, અથવા તો કહીએ કે આપણા કોટના દરવાજાના અન્દર જ સૂર્ય પ્રકાશે છે, તો તે ખરું કહેવાશે? સર્વ સમ્પ્રદાયો ધર્મનાં નગર છે. પ્રકાશમૂલ સર્વસંચારી રાજરાજેશ્વર પ્રભુ ધર્મનાં સર્વ નગરો ઉપર તેજ ઢોળે છે, એટલું જ નહિ પણ અધર્મને પણ તેજના કણ છાંટે છે. પ્રભુનાં પગલાં હૈયામાં છે, કુલમાં છે, સંસારમાં છે, રાજ્યમાં છે, પૃથ્વીમાં છે, વિરાટ રૂપે બ્રહ્માંડમાં છે, અને એથી એ દશાંગુલ તો શું પણ અણગણ અંગુલ પર છે. તે 'એક છે, અનેક છે; પ્રવૃત્ત છે, નિવૃત્ત છે; એકમાં અનેક રાજે છે, પ્રેમ વિરાજે છે,' ઈશ્વર એક અદ્વિતીય છે, છતાં કોટિ કોટિ નામરૂપધારી છે; ઈશ્વર સર્જનવિધાને એક આશયી છે પણ અનેક લીલાઓનો રચનાર છે. મત, વાદ, સંપ્રદાયનાં થાણાં મૂકયે અન્તરમાં ઊછળતાં સત્ય રોકયાં રહેતાં નથી. ગોવર્ધનરામભાઈ જ બીજે સ્થળે ગાય છે કેઃ—

"જગતને કહેજો રે હરિહર એક જ છે:
વૈકુંઠ વસે છે રે કૈલાસની મ્હાંય જ છે."

જેણે—

**सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति।**

એમ ગાયું છે એની દૃષ્ટિ મહા વિશાળ હતી, તેનું નયન સૂર્ય જેવડું મહા પ્રતાપી, કોટિ કોટિ કિરણવન્તું હતું; ત્હેણે સઘળે સદ્વાસે પ્રભુને નિહાળ્યો છે.

મહાભક્તો, મીરાંબાઈ અને તુલસીદાસ જેવાં એ સત્યથી અજાણ્યાં રહ્યાં હતાં. સરસ્વતીચંદ્રસમા વર્તમાન બુદ્ધિયુગની મનુ-બાલની એવી ભૂલ્યો ક્ષમાપાત્ર જ ગણવી ઘટે છે.

નંદનન્દન સાથે મીરાં ન્યારાં રહ્યાં, હરિજન ઘણાં મ્હેલે આવતા, નિત્ય ભજન, કથા, કીર્તન, ઓચ્છવે હરિને લાડ લડાવતાં. સંશોધકો કહે છે કે કુમાર ભોજરાજજી કુંવરપદે જ દેવલોક પામ્યા અને મીરાંબાઈ આ વેળા વિધવા હતાં. અને સંશોધકોના વેણને સમર્થન મીરાંના એક પદમાંથી મળી શકે એમ છે:

"મુખડાની માયા લાગી રે મોહન પ્યારા! મુખડાની૦
મુખડું મેં જોયું ત્હારું, આ જગતડું થયું ખારું;
મન મ્હારું રહ્યું ન્યારું રે, મોહન પ્યારા! મુખડાની૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
ત્હેને તુચ્છ કરી ફરી રે, મોહન પ્યારા! મુખડાની૦
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું
ત્હેને ઘેર શીદ જઈએ રે, મોહન પ્યારા! મુખડાની૦
પરણું તો પ્રીતમ પ્યારો; અખંડ સૌભાગ્ય મ્હારો;
રાંડવાનો ભે ટાળ્યો રે, મોહન પ્યારા! મુખડાની૦
મીરાંબાઈ બલિહારી આશા એક ઉર ધારી;
હવે હું તો બડભાગી રે, મોહન પ્યારા! મુખડાની૦"

ગમે તે ખરું હો પણ પરણ્યા પછી નજીકના સમયથી એકાકિની જિંદગી, અને તે દુઃખભારવાહિની જિંદગી પણ ન જીવવા દેવા માટેના જુલમ શરૂ થાય છે.

પ્હેલે જ પગરણે મીરાંબાઈના નણંદ ભાભીને સમજાવવા આવે છે, કે ભાભી ! આ શા ઉત્પાત ? પિયર વગોવી હવે રાણાકુલને વગોવવા માંડ્યુ છે. મીરાં નણંદને જ સ્હામા ઉપદેશે છે કે:—

'ત્હમે પણ જાઓ શીદ સાસરે રે બાઈ ! વૃથા વટાળો શાને દેહ ?' અને નણંદની સાથે રાણાજીને કહેણ કહાવે છે, કે 'નૃત્ય કરીને હરિને ભજો,' અને સાસુને કહાવે છે કે હવે 'વૃદ્ધ થયાં, ગોવિન્દગુણ ગાઓ.' બાળપણના સંસ્કાર ઉખેડવા અશક્ય હતા, તે ઉખેડવા યત્ન તે વ્યર્થ હતું.

એક સમયે રાણાજીને કોઈએ ખબર કરી કે મીરાંના મ્હેલમાં મીરાં કોઈ પુરુષ સાથે એકાન્તે છે. ઉગ્ર રાજપુત્ર તરવાર ખેંચી મીરાંને મ્હેલે ગયા અને જોયું તો મીરાં એકલાં. ઝાંખા પડેલા રાણાએ મીરાંને પૂછ્યું કે પેલો પુરુષ ક્યહાં છે ? મીરાંએ કહ્યું:—

'ક્યહાં છે પુછો શું રાણા ! રોષમાં રે, એ તો સઘળે વસે છે ભરપૂર,
ધ્યાનમાં જુવે જોગી, પ્રેમી પ્રત્યક્ષ એમ, રહે છે દુષ્ટ થકી દૂર:
મીરાંમન મોહન શું માન્યું.'

'રાણાજી ! પ્રેમભક્તિ વડે પરબ્રહ્મ ભજો તો ત્હેનાં દર્શન થાય.'

રાણાનો રોષ બમણો વધ્યો અને સમશેરનો ઘા કર્યો તો મીરાં એ દીઠાં. મીરાંને મારવા ખડ્ગ ઉગામ્યું તો 'હરિએ દેખાડ્યાં મીરાં ચાર.' ખંડકિરીટી રાણાજી પછા મ્હેલે પાછા ફર્યા.

પ્હેલે જ પગલે છીંક થયેલી તે મીરાંનું સૌભાગ્ય વળ્યું જ નહિ, ઊઘડ્યું જ નહિ. દિન પર દિન અંતરપટ ગુણાતા ગયા, ઘાટા બનતા ગયા. યશધ્વજ શા રાજસ્થાનના રાજેન્દ્રને કલંક કરતાં મૃત્યુ

આદરણીય હતું. મીરાંના મૃત્યુનાં સાધન હવે યોજાવા માંડ્યાં. એક વેળા એક પેટીમાં વિષનાગ પૂરી પેટી મીરાંને મોકલાવી અને કહાવ્યું કે આમાં સેવવા જેવા શાલિગ્રામ છે. રાજવચને શ્રદ્ધા રાખી મીરાંએ પેટી ઉઘાડી તો મહીંથી શાલિગ્રામ નીકળ્યા. "ફૂલની ડાબ્યોમાં વીંછુ મોકલ્યા," કાંઈ ન વળ્યું. અન્તે હલાહલ ઝેર ઘોળ્યું અને ત્હેનો પ્યાલો ભરી રાણાજીએ મીરાંને મોકલ્યો અને દેવડીએ કહાવ્યું કે પ્યાલામાં કૃષ્ણપ્રભુનું ચરણામૃત છે. સોનાનો પ્યાલો હાથમાં

"લીધો મીરાંએ મન મગ્ન થઈ રે, પ્રભુને દેખાડી કર્યું પાન,
અમૃત સરીખું થઈ ગયું, એને સમરથ ધણી ભગવાન.
મીરાંમન મોહન શું માન્યું."

વૈષ્ણવ સંપ્રદાયી મહારાણી મીરાંબાઈ ઉપર સંસાર અને સગાંઓની આટલી પ્રાણહારી અવકૃપા કેમ? આટલા અભાવ અને જુલમ શાને? એ કૌતુકના પ્રશ્ન આપણને સહજ થાય છે. સૂર્યવંશી રાણાકુલ શિવમાર્ગી હતું. એકલિંગ મહાદેવનું ભક્ત હતું એ એક ઉત્તર છે. પણ તે સર્વાંગી ઉત્તર નથી. પરમ વૈષ્ણવ મહેતા નરસિંહને પણ એવી રાજ્યસંસારની વિટંબણાઓ વેઠવી પડેલી એ શાથી? ઉત્તર જનસમૂહના સ્વભાવમાં છે. મનુષ્યમાં જીવ છે તેમ જનમંડળ પણ જીવવન્તુ છે. એના પણ સ્વભાવ અને સ્વભાવજન્ય ગુણદોષ હોય છે. એ જુલમનાં વિષફળના મૂલ ત્હાં ઊંડાં શોધવાનાં છે.

આજનો આપણો સંસાર ઇતિહાસનાં વેણ માનશે કે સ્વામીનારાયણના સંપ્રદાયમાં જનાર જનને ન્યાતબહાર મૂકતા? સત્ય કલ્પના કરતાં પણ વિશેષ કુતુકમય છે. ભૂતકાલ જો પોતાનો ભંડાર ઉઘાડે તો એકેક સત્યનાં એવા અજવાળાં વાય કે આપણને અત્યાશ્ચર્યના આઘાત વાગે સ્વામીનારાયણનો સંપ્રદાય ભાગવતધર્મ છે, શ્રીમદ્ભાગવત, શ્રીમદ્ભગવદ્ગીતા, અને ઉપનિષદ્ ઉપર પાયા

રોપતો એ રામાનુજ પંથ છે. છતાં પુત્રોને એ સંપ્રદાય સ્વીકારતા જોઈ પિતા પોતાને નિષ્પુત્ર થયા માની સંસારત્યાગી સંન્યાસ લેતા. બ્રાહ્મણો એ સંપ્રદાયીઓથી અભડાતા, વાણિયાઓ વટળતા, આ સઉ આપણા ગુજરાતના ઇતિહાસની થોડાં વર્ષ ઉપરની કથની છે. એનું કારણ શું ?

જૂનાને જીવન માનનાર સંસાર સૌ કાંઈ નવલને અશ્રદ્ધાની આંખ્યે નીરખે છે. ગુજરાતમાં જ નહીં, સૂર્યવંશના રાણાકુલમાં જ નહીં ભારતમાં જ નહીં પણ સકલ માનવદેશે 'નવીન તે નિરર્થક' એ સંસારનું સૂત્ર છે; અને પક્ષાપક્ષ વર્જી વિચારતા એ આચારસૂત્ર સારું છે. કંઈ કાલ સુધી જૂની નવલ ચેતનની સ્થિરતા ન બતાવે, ઉત્સાહી અગ્રગણના જીવનના વિકાસની નવલ ઉપયોગિતા, સુખસાધકતા ન દર્શાવે, કંઈ વર્ષો સુધી બારણે ઊભી દ્વાર ઠોકી ગૃહાન્તરમાં પ્રવેશવાનો નવલ દ્રઢાગ્રહ ન દાખવે ત્હાં સુધી પ્રારબ્ધ ઉપર પગ મૂકી રસ્તાના સદસદ્ અતિથિને કુલનું અંગ કરનારના કુલમાં અનાચાર આચરાય તો કાંઈ આશ્ચર્યજનક નથી. સંસાર મેઘાડમ્બર સમાન છે. ત્હેને ડોલાવતા સમીર સ્થિર બલવત્તર હોવા જોઈએ; ત્હેને ચીરતા વિદ્યુતકૃપાણ સત્યની જ્વાલાનાં ઘડાવાં જોઈએ. તેના અંતરમાં ભરાવા મથતા મેઘ શુદ્ધનિર્મળ અમૃતમીઠા વા રહ્વન્તા જોઈએ. નવલ પોતાનું સત્ત્વ દાખવે ત્યાં સુધી સંસાર તેને ક્ષિતિજ ઉપર રાખે, ત્હેના કાંચનની કસોટી કસે એ અતિ યોગ્ય છે. નરસિંહ–મીરાંના કાલમાં આપણો સંસાર કૃષ્ણભક્તિનું કાંચન કસતો હતો.

સો પોણોસો વર્ષ ઉપર ગુજરાત સ્વામીનારાયણના પંથનું હીર પરીક્ષતો હતો. હવે એ પરીક્ષાની અવધ્ય પૂરી થઈ છે. કાલ જતાં નવલ તે જૂના થયા અને આપણા સંસારે તેમને હૃદયમાં સ્થાન આપ્યાં. નવલવાદીઓને સંસારશાસ્ત્રના આ સૂત્રનો બોધ મનનયોગ્ય છેઃ નિરાશામાં આશા પ્રગટાવશે, દિલગીરીમાં દિલાસા દેશે.

મેવાડથી મીરાં હવે કંટાળ્યા હતાં. જીવનના ભયથી નહિ પણ

ભક્તિમાં વારંવાર પડતા ભંગથી. તેથી મીરાંએ મેવાડથી દેશવટો લીધો. મીરાં મેવાડથી મેડતે જઈ રહ્યાં, કે મેવાડથી પરભાર્યાં વૃન્દાવન થઈ દ્વારિકામાં અખંડ વાસ કીધો, કે મેડતે થઈ દ્વારિકા જઈ ત્યાંથી વૃન્દાવન ફરી પાછાં દ્વારિકા આવી રહ્યાં, એ યાત્રાનો ક્રમ સંશયગ્રસ્ત છે. 'બિંદ્રાવન છેલછબીલાં ઠાકોરકું' સલામ મોકલતાં તે મીરાં 'ગુણસાગરકું' સલામ ભરવા ગયાં, અને યમુનાજી ન્હાયાં, અને ગાયું કેઃ—

"એ બિનતી ચિત્ત ધરીએ, શ્રી જમનાજી ! યે બિનતી ચિત્ત ધરીએ;
ગિરધરલાલ મુખારવિંદ રતિ જન્મ જન્મ મોહે કરીએ.
શ્રી જમનાજી ! યે બિનતી ચિત્ત ધરીએ."

વળી પદ છે કેઃ—

"હાંરે ચાલો ડાકોરમાં જઈ વસીએ;
હાંરે મ્હને લ્હે લગાડી રંગરસિયે રે—ચાલો.

* * *

ચન્દ્રવદન, રળિયામણી આંખો;
હાંરે મુખડું સુંદર સોહીએ રે—ચાલો.
રૂમઝુમ રૂમઝુમ નેપુર બાજે,
હાંરે મન મોહ્યું મ્હારું મોરલીએ રે—ચાલો.
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
હાંરે અંગોઅંગ જઈ મળીએ રે—ચાલો."

વળીઃ—

"મેરો મન હરી લિયો રાજા રણછોડ."

અને,

"સાંઢવાળા સાંઢ શણગારજે રે, જાવું સો સો રે કોશ,
રાણાજીના દેશમાં મ્હારે, જળ રે પીવાનો દોષ."

* * *

"ગોવિંદો પ્રાણ અમારો રે, મને જગ લાગે ખારો રે;
મને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે નાવે રે;
ડાબો મેલ્યો મેવાડ રે મીરાં, ગયાં પશ્ચિમમ્હાંય;
સરવ છોડી મીરાં નીસર્યાં જેનું માયામાં મનડું ન કાંય.
ગોવિન્દો."

એ સઉ પદો ઉપરથી એમ કહી શકાય કે વૃંદાવન અને ડાકોરજીની યાત્રા કરી મેવાડ ત્યાગી મીરાં દ્વારિકામાં જઈ વસ્યાં.

"સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમસંતોષ:
જેઠ જગજીવન જગતમાં, મ્હારો નાવલિયો નિર્દોષ: ગોવિન્દો૦
ચૂંદડી ઓઢું ત્હારે રંગ ચૂવે રે, રંગબેરંગી હોય:
ઓઢું હું કાળો કામળો, દૂજો ડાઘ ન લાગે કોય: ગોવિન્દો૦
મીરાં હરિની લાડડી રે, રહેતી સન્ત હજૂર:
સાધુ સંઘાતે સ્નેહ ઘણો, પેલા દિલકપટીથી દૂર: ગોવિન્દો૦"

મેવાડના મહારાજ 'દિલકપટી' થયા અને મેવાડનાં મહારાણીએ મુગટ ઉતારી વૈરાગ્ય લીધો. આ વેળાનું મીરાંનું જીવન મહાકરુણ હતું. મીરાંનું એક પદ છેઃ—

"કરના ફકીરી, કયા દિલગીરી? સદા મગનમેં રહેના રે,
કોઈ દિન વાડી, કોઈ દિન બંગલા, કોઈ દિન જંગલ સોના રે:
કરના ફકીરી૦
કોઈ દિન હાથી, કોઈ દિન ઘોડા, કોઈ દિન પાંઉસે ચલના રે,
કોઈ દિન ખાના, કોઈ દિન પીના, કોઈ દિન ફક્કમફક્કા રે."

રાજરાજેન્દ્ર ચિતોડનાથનાં રાણીજીને 'કોઈ દિન ફક્કમ ફક્કા' થતા, રથસુખપાલનાં ભોક્તાને 'કોઈ દિન પાંઉસે ચલના,' મહેલ-ઉદ્યાનનાં વાસીને 'કોઈ દિન જંગલ સોના': એ સઉ ચિત્તવેધક ચિત્ર નથી? પણ આન્તર્દીપક જેનો પ્રગટ્યો છે અને મહાવૈભવના

ઝગમગાટ ઝળકાવી રહ્યો છે ત્હેના બ્હારના રત્નરાશિ લૂંટી લ્યો તો પણ શું ? મીરાં હૃદય-વિભૂતિમાં રમતાં, ત્હેમને પાર્થિવ સુખલોભ રહ્યો ન હતો. એ વિષ્યે મીરાંએ—

'પ્રેમે નિરખ્યા શ્રી રણછોડ,
વાસ પૂરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પહોંચ્યા છે મનના કોડ;
મીરાંમન મોહનશું માન્યું."

પણ મેવાડમાં રસની રેલ્ય સવળી વ્હેવા માંડી. ભરતખંડના રાજકુલશિરોમણીનાં રાણી પરદેશમાં ભટકે એની અયોગ્યતાની બુદ્ધિથી કે કાં તો ભક્ત અને કવિ એવી સહૃશોભના પત્નીના પ્રેમની અતિ ઊંડી ઊંડી આન્તર્વાસનાથી રાણાજીનું મન અન્તે ફર્યું અને મીરાંને તેડવા

ઉપરાઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સઉ પાય;
માજી ! પધારો મેવાડમાં વ્હેલાં, રાણાજી તો અન્ન ન ખાય;
મીરાંમન મોહનશું માન્યું."

પ્હેલાં તો મીરાંએ આવું કંઈક કહાવ્યું હશે—

"આજ મ્હારે સાધુજનનો સંગ રે રાણા ! મ્હારાં ભાગ્ય ફળ્યાં રે.
સાધુજનનો સંગ જો કરીએ પિયાજી !
ચ્હડે તે ચોગણો રંગ રે: મ્હારા ભાગ્ય૦
અડસઠ તીરથ સન્તોને ચરણે, પિયાજી !
કોટી કાશી ને કોટી ગંગ રે: મ્હારાં ભાગ્ય૦

ક્ષત્રિયરાજનો સ્નેહ પ્રજ્વળી ઊઠેલો હતો. ત્હેને કંઈ એવા ઉત્તરે સંતોષ ન આપ્યો. બીજો ભીષ્મસન્દેશ કહાવ્યો:—

"જ્યાં લગી ત્હમે રહેશો દ્વારિકાં રે, ત્ય્હાં લગી કરું અપવાસ."

રાણાજીનો આગ્રહ મીરાંએ અન્તરનો નીરખ્યો; પણ મીરાં

પ્રભુભક્ત હતાં, આજ્ઞા વિના પગલું પાછું ભરે એમ ન હતાં. તેથી રજા માગવાને મીરાં 'આવ્યાં શ્રીપ્રભુની પાસ.' વિનંતિ સાંભળીને હરિએ મીરાંને—

"હસી ચાંપ્યાં રૂદિયા સાથ:
શ્રી કૃષ્ણુસ્વરૂપમાં સમાઈ ગયાં રે મીરાં, જે જે શ્રી દ્વારિકાનાથ:
મીરાંમન મોહનાશું માન્યું."

બાબુ કીરતપ્રસાદ મીરાંનો જન્મ સંવત ૧૪૭૫માં અને દેહત્યાગ સંવત ૧૫૨૬માં કહે છે. 'મુંબઈ સમાચાર'ના સંશોધક લેખક મીરાંબાઈની લગ્નતિથિ સંવત્ ૧૫૭૩ આપે છે, એટલે જન્મતિથિ આશરે સંવત્ ૧૫૬૦ અનુમાન થાય; તે વિદ્વાન મૃત્યુતિથિ સંવત્ ૧૬૦૩ આપે છે.

ચમત્કારોથી ભરેલી, દંતકથાઓથી રંગાયેલી, ઇતિહાસના વિરોધોથી છંટાયેલી મીરાંની જીવનકથા આવી છે. મારવાડ, મેવાડ અને ગુજરાતના ઇતિહાસ ઉપરથી જ્યારે અંધકારના પડદા ઊપડશે ત્યારે આ જીવનકથની પણ નવી પ્રકાશની હોય એમ પ્રકાશશે.

મીરાં અને મીરાંના ધર્મ વિષે એકાદ બે પ્રશ્ન ચર્ચી આપણે સમાપ્ત કરીશું. કેટલાક મીરાં વિષે અર્થહીન પ્રશ્ન કરે છે કે મીરાં ભક્ત હતાં કે કવિ? જાણે ભક્ત અને કવિ એ વિસંવાદી શબ્દો હોય! મીરાં ઉભય હતાં. ભક્તશિરોમણિઓમાં મીરાં ઝળકે છે અને ઝળકશે; કોઈ હજી એમનું એ પદ છીનવી લેવા મથ્યું નથી, મથશે નહિ; મથશે તેને સૂર્ય ઢાંકવા નાંખેલી ધૂળ આંખમાં પડ્યા જેવું થશે.

મીરાં કવિ હતાં કે નહિ?—એ પ્રશ્ન કરનારા એક દલીલ આગળ લાવે છે કે મીરાંએ પોતાનાં કાવ્યોને કાવ્યો ગણી રસાલંકારથી શણગારવા યત્ન કર્યો નથી. પ્રશ્નકારોને સ્હામો પ્રશ્ન એટલો જ કરીશું કે સ્વાભાવિક રીતે સરળતાથી, વિના યત્ને ગાઈ શકે એ

કવિ નહિ, અને શ્રમસાધ્ય સ્મૃતિજન્ય કાવ્યો લખે એ કવિ, એવો ક્યા રસશાસ્ત્રનો નિયમ છે ?

ઈંગ્લીશ સાક્ષરજીવનમાળામાં મૅકોલેનો ચરિત્ર ચીતરનાર મોરીસન એક સવાલ ચર્ચે છે કે મૅકોલેએ "Lays of Ancient Rome" નામનાં અને બીજાં કેટલાંક સારાં, ઉત્સાહી, વીરરસનાં કાવ્યો લખ્યાં છે તો મૅકોલેને કવિ ગણી શકાય કે નહિ ? એ પ્રશ્નના ઉત્તરમાં ના કહી એ લેખક લખે છે, કે કેટલાંક વર્ષે શ્રમસાધ્ય સારાં કાવ્ય હાલનો કોઈ પણ સુશિક્ષિત જન લખી શકે. વાચન અને સ્મૃતિથી મૅકોલેએ કાવ્યો લખ્યાં અને નન્દશંકરભાઈએ "કરણઘેલો" લખ્યો. મૉરીસન કહે છે કે કેટલાંક વર્ષે ઘડી ઘડીને સારાં કાવ્યો લખનાર મૅકોલે કવિ ન હતો પણ રસિક હતો. થોડાંક અઠવાડિયામાં "Revolt of Islam"નાં બાર પુસ્તકનું પૂર જગતપટે વ્હેવડાવનાર શેલી તે કવિ હતો. જેની રગેરગમાં કવિતા ઊછળી રહી છે, જેનું હૃદય કવિતારસથી છલાછલ છલકે છે એ કવિ. ઍરિસ્ટોટલનુ એક નીતિસૂત્ર છે કેઃ–પુણ્યનાં રડ્યાંખડ્યાં કામ કરે તે પુણ્યવાન નહી. મહાપાપીઓ કદી કદી પુણ્યનાં કામ કરે છે. એવું જ રસસૂત્ર આપણે બાંધી શકીએ કે રડીખડી સારી કવિતાઓ લખી જાણે તે કવિ નહિ, પણ જેનો ચિરંજીવી હૃદયભાવ જ કવિતા છે તે કવિ. યત્ન આદરી મનુષ્ય પણ કોકિલ જેવું બોલી શકે છે; પણ એ રવવાદી નટને કોઈ કોકિલ કહેતું નથી. બોલે ત્યારે નિરંતર માધુરી વ્હેનાર જ કોકિલ. કવિની આ વ્યાખ્યા વર્તમાન યુગના કવિમાં ગણાતા મથતા રસિકવર્ગને કદાચ અરુચશે. મીરાંનાં અનેકાનેક પદો ઉપરથી લાગે છે કે જ્યહારે જ્યહારે મીરાં બોલતાં ત્હારે ત્હારે તે ગાતાં. ભજન, નૃત્ય, ઓચ્છવ, કીર્તન, એ એમનાં આખા જીવનનાં સંગાથી હતાં. અણગણ પદોમાંથી ઉતારા લઈએ; પણ થોડાક શીકર સાગરનું શું ભાન કરાવશે ?

હાંરે કોઈ માધવ લ્યો, માધવ લ્યો.
વેચંતી વ્રજનારી રે, હાંરે કોઈ માધવ લ્યો૦
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકેમટકે ચાલી રે;
હાંરે કોઈ માધવ લ્યો૦

* * *

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મ્હને લાગી કટારી પ્રેમની,
જળ જમનાનાં ભરવા ગ્યાંતાં, હતી ગાગર માથે હેમની રે;
મ્હને લાગી૦
કાચે તે તાંતણે હરિજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે;
મ્હને લાગી૦

* * *

લ્હે લાગી મ્હને ત્હારી, અલ્યા૦ ! લ્હે લાગી મ્હને ત્હારી.

* * *

ક્યાં ગયો રે પેલો મોરલીવાળો, અમને રાસ રમાડી રે !
રાસ રમાડવાને વનમાં તેડ્યાં, મોહની મોરલી સુણાવી રે.

* * *

કાગળ કોણ લઈ જાય રે મથુરામાં વસે મેવાસી,
મ્હારા પ્રાણ પિયાજી–કાગળ૦
એક કાગળમાં ઝાઝું શું લખીએ ?
થોડે થોડે હેત જણાય રે, મ્હારા પ્રાણપિયાજી

* * *

જાણ્યું જાણ્યું હેત ત્હમારું જાદવા રે લોલ,
હેતજ હોય તો હૈડામાં વરતાય જો;
અમે ત્હમારી આંખડીએ અળખામણાં રે લોલ,
વ્હાલ હોય તો નયણામાં ઝળકાય જો;
ધીરજની વાતો ધરથી જાણી નહિ રે લોલ,
પ્રીત કરીને પરવશ કીધા પ્રાણ જો;

કાળજડાં કોરીને ભીતર ભેદીયાં રે લોલ,
મીટલડીમાં માર્યાં મોહનાં બાણુ જો—જાણ્યું જાણ્યું૦
(સત્યભામાનું રૂસણું)

*   *   *

રાધેકો ગજરો, પ્યારીજીકો ગજરો
દે ડારો રાધે રાણીજીકો ગજરો.
મૈં જલ જમુના જાતી ભરનકો, ભર આઈ ગગરો.
બિસર આઈ ગજરો—રાધેકો૦
તુમ મત જાનો જાન્યો હૈ ફુલનકો.
રતન જડિત મોતીયાં હે, દે ગજરો—રાધેકો૦

*   *   *

વાછરડી હારેડી હો લાલ ! ત્હારી વાછરડી રે,
એવડ એવડ નાડી બાંધી ત્રેવડ નાડી તોડી; હો લાલ !

મીરાંના કાવ્યસાગરમાંના આ સહુ કણ છે; વધારે જોવા અત્ર્હારે આપણને અવકાશ નથી. એક પદ જોઈએ જે બતાવે છે કે મીરાં સ્ત્રીકવિ હતાં:

મુજ અબળાને મ્હોટી મિરાંત બાઈ ! શામળો ઘરેણું,
મ્હારે સાચું રે : ટેક
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મ્હારે હૈયે રે;
ચિત્તમાળા ચતુર્ભુજ ચૂડલો, શીદ સોની ઘેર જઈએ રે ?—મુજ
ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે,
વિછુવા ઘૂઘરા રામનારાયણના, અણવટ અંતરજામી રે—મુજ
પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે,
કૂંચી કરાવું કરુણાનંદ કેરી, ત્હેમાં ઘરેણું મ્હારું ઘાલું રે—મુજ
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઈ કાચું રે.
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરનાગર, હરિને ચરણે જાચું રે—મુજ

મણિમાળાઓ મેવાડમાં ઉતારી, સાચું શામળાનું ઘરેણું મીરાંબાઈએ પહેર્યું હતું. કવિતા આવી સ્વાભાવિક, સરલ, ઊછળતી, સ્નેહાળ સુંદરીકવિના સરીખડી સુંદર છે. મીરાં બર્ન્સના વર્ગનાં કવિ હતાં. સદ્‌ભાગ્યે પરભોમથી આવી આપણા પ્રાંતમાં પરિમળતા એ પુષ્પનાં ઋણ આપણે પૂરેપૂરાં કદી વાળી શકીશું?

મીરાંનો ધર્મ કૃષ્ણભક્તિનો વલ્લભ સંપ્રદાયને મળતો હતો. પુરાણપંથીઓ ઉપર એવા આક્ષેપ કેટલીક વેળા થાય છે કે મીરાંના જેવાં શુદ્ધ સ્નેહી હૈયાંની પણ પ્રભુના સ્વરૂપની કલ્પના અને ભક્તિ વિષેના વિચાર અતિ જડ સ્થૂલવંતા અને અણવિકસ્યા હતા. આ આક્ષેપ ખોટા છે કારણ કે ભક્તિ અને પ્રભુદર્શનની પ્રેરણા એ હૈયાની પ્રવૃત્તિઓ છે; એટલે હૈયાં શુદ્ધ અને સ્નેહાળ છે એમ કહ્યા પછી બીજા આક્ષેપનું કારણ રહેતું નથી. બુદ્ધિના બાલક સ્નેહ, પૂજા અને ભક્તિ સમજી શકે છે; અને સ્નેહ, પૂજા, ભક્તિના અભિષેકને યોગ્ય મહાપ્રાણને પણ ઓળખી શકે છે. મીરાં સાક્ષર ન હતાં એમ લાગે છે, છતાં તેમના ભક્તિ વિશે અને પ્રભુ વિશેના ભાવ ઉન્નત અને આ 'સાક્ષરશિરોમણિ'ઓના જમાનામાં પણ બોધક હતા. તેમનાં બે પદ જ ફક્ત આપણે ગાઈ જઈએ:—

મીરાં ભકિત કરત હે પ્રગટકી, નાથ! તુમ જાનત હો સબ ઘટકી,
નાહી ધોઈ મીરાં લે સમરપણ તો પૂજા કરત સીતાપતકી,
શાલિગ્રામકું તુલસી ચ્હડાવે, તો ભાલતિલક બીચ ટીપકી—મીરાં.
રામમંદિરમેં મીરાંબાઈ નાચત, તાલ બજાવત ચૂટકીઃ
રૂમઝુમ રૂમઝુમ બાજત ઘૂઘરા, લાજ તજી ઘૂંઘટકી—મીરાં.
વિષના પ્યાલા રાણાજીએ ભેજ્યા, સાધુસંગત મીરાં અટકી,
કરી ચરણામૃત પી ગઈ મીરાં અમૃતકી જેસી ઘટકી—મીરાં.
સુરત દોરા પર ચાલીયે ધારો તો શિર ગાગરપર મટકી,

મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, સુરતા ચલી જૈસી નટકી:
મીરાં ભકિત કરત હે પ્રગટકી, નાથ! તુમ જાનત હો સબ ઘટકી.

શાલિગ્રામને તુલશી ચ્હડાવતાં કે ભાલતિલકમાં ટિપકી પૂરતાં, સીતાપતિની પૂજા કરતાં કે રામમન્દિરમાં નૃત્ય આદરતાં, અથવા તો મહાવિષનો પ્યાલો હોઠે માંડતાં મીરાંની એક જ દૃષ્ટિ હતી: સુરતા અડગ હતી: પનીહારીની બેડા ઉપર હોય છે ત્હેવી, દોર ઉપર ચાલતા નટના જેવી. પૂજા, સેવા નૃત્ય કે મહાવિષ ઘોળતાં એવી એક સુરતા રાખનાર ભક્ત હમણાં કેટલા છે? મીરાં "**एकमेवाद्वितीयम्**" તો જાણુતાં જ હતાં. ઉપરાન્ત એ એક ઉપર અખંડ દૃષ્ટિ માંડી રાખતાં પણ જાણુતાં હતાં. યોગ કે ભકિતનું આથી ઊંચું પગથિયું હજી શોધવાનું બાકી છે.

મેં તો લિયો હે સાંવચારીને મોલ, માંઈ! મેં તો લિયો હે.

કોઈ કહે સુંઘો, કોઈ કહે મુંઘો:
મેં તો લિયો હે હીરાસુ તોલ—માંઈ!૦

કોઈ કહે હલકો, કોઈ કહે ભારી,
મેં તો લિયો હે તાકડીએ તોલ—માંઈ!૦

કોઈ કહે છાને, કોઈ કહે ચોડે.
મેં તો લિયો હે બાજતે ઢોલ—માંઈ!૦

કોઈ કહે ઘટતો, કોઈ કહે બઢતો,
મેં તો લિયો હે બરાબર તોલ—માંઈ!૦

કોઈ કહે કાલો, કોઈ કહે ગોરો,
મેં તો દેખ્યો હે ઘૂંઘટપટ ખોલ—માંઈ!૦

મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
મ્હારે પૂરવજનમરો હે કોલ—માંઈ!૦

આ બે પદ પછી અમને તો શક રહેતો નથી કે મીરાંએ 'ઘૂંઘટપટ ખોલી'' ને પ્રભુનાં દર્શન લીધાં હતાં અને પરમોજ્જ્વલ પ્રકાશ પામ્યાં હતાં.

મીરાંની જીવનકથામાં એક વાત મશહૂર છે જે ત્હેમના ધર્મનું લક્ષણ દર્શાવે છે. વૃંદાવનની યાત્રાએ મીરાં ગયાં ત્ય્હારે ત્ય્હાં એક જીવા ગોસાઈ રહેતા હતા. મીરાંને ત્હેમનાં દર્શનની વાંછા થઈ હતી પણ ગોસાંઈજીએ કહાવ્યું કે પોતે કોઈ સ્ત્રીનું મુખ જોતા નથી. મીરાંએ ઉત્તર મોકલ્યો કે :

"આજ લગી હું એમ જાણુતી જે વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક;
વૃંદાવન વસી હજી પુરુષ રહ્યા છો, ત્હેમાં ધન્ય ત્હમારો વિવેક.
મીરાંમન મોહન શું માન્યું."

એ મર્મવચન સુણી જીવા ગોસાંઈ મીરાંના દર્શન કાજે ગયા.

કૃષ્ણભક્તિ કેટલીક રીત્યે મુસલમાનોના સુફીવાદને મળતી આવે છે. અને કેટલીક રીત્યે ત્હેનાથી જુદી પડે છે. ઉભયનો પાયો પ્રેમની મસ્તી ઉપર છે એ એક મુદ્દાની વાત મળતી આવે છે. મીરાંબાઈ અને નરસિંહ મહેતાનાં પદ બહુધા શાન્ત છે, દયારામભાઈનાં જેવાં ઉન્મત્ત નથી; છતાં મીરાંના પદસંગ્રહમાંથી પણ મસ્તીનાં પદ વીણ્યાં જડશે :

મોહન ભાંગ પિલાઇરે, કદંબ નીચે મોહન ભાંગ પિલાઈ;
જલ જમુનાકો શીતલ પાની, ગાગર ભર કર લાઈ રે—કદંબ૦
સોનેકી કુંડી ને રૂપેકા લોટા, કુંડીએ રતન જડાઈ રે—કદંબ૦
કૃષ્ણે વાટી ને બલદેવે ઘૂંટી, રાધાએ સારી સહાઈ રે—કદંબ૦
સોનેકા પ્યાલા તુમ પીઓ મતવાલા, અખીયામેં લાલી લગાઇરે–કદંબ૦
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરનકમલ ચિત્ત લાઇ રે—કદંબ૦

* * *

ભાઇ મીરાં રામદીવાની, મેરા દરદ ન જાને કોય—ટેક.
ઘાયલકી ગત ઘાયલ જાને, સો કોઇ ઘાયલ હોય,
સૂલી જો ઉપર સેજ અમારી, પોઢણુ કિસ બિધ હોય. ભાઇ૦
જડબુટ્ટીસે ભલા કારજ નાંહી, બૈદ લીયા સબ જોય,
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, બૈદ સાંવરિયોજી હોય. ભાઇ૦

પ્રભુની પરાભક્તિને ભાંગ કે દારૂની ઉપમા આપવાથી કે સાત્ત્વિકી યોગવાંછનાને દીવાનાપણું કહેવાથી શું વિશેષ અર્થ સરતો હશે એ તો એ મતાનુયાયી કોઇ સમઝાવે ત્યહારે: પણ એવી રીતની કવિતાની સ્થિતિ એટલે સુધી આવે છે કે હાફિઝ કવિ એક ગઝલમાં પુકારે છે કે ‘ દારૂ લાઓ અને એક ચૌદ વર્ષની છોકરી લાઓ.’ આ શૈલીના કવિઓ ભુલી જાય છે કે ભક્તિ એ સાત્ત્વિક ભાવ છે અને મસ્તી એ સાત્ત્વિક ભાવ નથી. એટલે ભક્તિ એ પ્રેમની મસ્તી નથી અને તેથી ભાંગ, ગાંજો કે દારૂની ઉપમાઓ અવળે માર્ગે જ દોરવામાં કે અવળા માર્ગ ઢાંકવામાં જ સહાયભૂત થાય છે.

સૌ ધર્મની ફિલસૂફી તેમ જ આચાર એવા હોવા જોઇએ કે નરનારી ઉભય તે સમજી, ગ્રહી, આચરી શકે. પુરુષ તેમજ સુન્દરીમાં આત્મા છે અને ઉભયના આત્માને વિકાસ, વિશુદ્ધિ અને ઉન્નતિની જરૂર છે એટલે પ્રભુનો યોગ અને તે સાધ્ય કરનાર ધર્મસિદ્ધિ પણ નરનારી ઉભયને માટે જ હોવાં જોઇએ. સુફીવાદ તેમ જ કૃષ્ણભક્તિ બન્ને આ બાબતમાં અધૂરાં પડે છે. સુફીવાદમાં પ્રભુને પત્ની માની પત્નીભાવે ભક્તિ કરે છે. આ મત સુંદરીઓની ધર્મમાં અવગણના કરે છે: કારણ કે સ્ત્રીવર્ગ પ્રભુને પોતાની પત્ની શી રીત્યે માની શકે? પતિની પત્ની હોય પણ પત્નીને વળી પત્ની કેવા? સુફીવાદ માત્ર પુરુષોને માટે જ છે: સ્ત્રી વર્ગ એ ગ્રહી—આચરી ન શકે એટલી એમાં અપૂર્ણતા છે.

કૃષ્ણભકિતમાં પ્રભુને પતિ માની સૌ પતિભાવે ભક્તિ કરે છે. એ એક મુદ્દાની વાતમાં કૃષ્ણભકિત સુફીવાદથી જુદી પડે છે. પણ એમાંય તે સુફીવાદના જેવી જ અપૂર્ણતા છે. સ્ત્રીવર્ગ કૃષ્ણભકિત સમજી શકે અને પ્રભુની પતિભકિત આચરી શકે; પણ પુરુષો પોતે સ્ત્રી શી રીત્યે થાય અને પોતાના વરની પૂજા શી રીત્યે આદરી શકે એ સમજવું અશક્ય છે. પત્નીની પત્ની હોઈ શકે નહીં, તેમ પતિનો પતિ પણ આપણે જોયો નથી. નવું સંસારવિધાન રચાય તો ત્હેમાં કદાચ સુફીવાદ અને કૃષ્ણભકિતની અપૂર્ણતાઓ કોઈ નવલ શાસ્ત્રીઓ ઘટાવી શકે. સંસારમાં તો વરને વહુ કે વહુને વર કરવાં એવા રૂપરૂપાંતરના ભાવ અજાણ્યા છે.

સુફીવાદ તેમ જ કૃષ્ણભકિતના ધર્મવૃક્ષોએ અનીતિના અનેક ફુલફૂલ બેસી ચૂક્યાં છે, અને એ સૌનું જીવનકારણ ત્હેમનાં મૂલસૂત્રો જ—બે પતિ કે બે પત્નીઓ કરવામાં જ છે. પતિ–પત્નીના અને મનુ–પ્રભુના સબંધ જાતિસ્વભાવે જ જૂદા છે એ સત્ય વીસરવાથી જ સુફીવાદ કે કૃષ્ણભકિત જેવા સંપ્રદાય રચાઈ કે પ્રચલી શકે.

છતાં એ ઉભય માર્ગમાં મહાસત્યો છે જેને દુનિયાનો ઇતિહાસ સમર્થન આપે છે, તેમ ધર્મશાસ્ત્ર–Science of Religion–પણ પોષે છે. ધર્મના બીજ હૈયામાં છે, ભક્તિ તે સ્ત્રીની કલા છે. પ્રભુનાં પરમ દર્શનને અર્થે ભક્તિ સમાન અન્ય સાધન નથી. એ બધાં સત્યો સુફીવાદ તેમજ કૃષ્ણભકિત ત્હેમની ભૂલ્યોમાંથી પણ વીરહાક મારી પુકારે છે. પૃથ્વીપ્રદક્ષિણા કરી દેશદેશના સંપ્રદાય, મન્દિરો, પૂજાવિધાન સહુ નિરીક્ષશું તો સહજ જણાશે કે માનવકુલે ભકિત-માર્ગ સ્વીકારવાનો સંપ કીધો છે. આપણા ભારતવર્ષે પણ અન્ય સર્વ માર્ગોને તિરસ્કારી દુનિયાને પગલે પગલે જ એ માર્ગને આદર દીધો છે. આપણા આવાસો ઉપર ફરકતા ધ્વજપટ, આપણા

કાનમાં વ્હેતાં ભજનકીર્તન, આપણા નયન ભરતાં ભક્તવૃન્દના ટોળે ટોળાં: સૌ એક જ—એ જ સત્ય દર્શાવે છે. જ્ઞાન કે હઠયોગના અન્ય માર્ગ જેઓ ઉપદેશે છે તેઓ મહાપ્રજાઓને પગલેથી, મનુમહારાજના વંશના પન્થેથી હિન્દને દૂર કરવા મથે છે. હિન્દુસ્તાનના—દુનિયાના ઇતિહાસમન્થનનું સત્ય ઉથાપવાની ત્હેમને શીર જવાબદારી છે.

## અભ્યાસસામગ્રી

### મીરાંની કૃતિઓ

| પુસ્તક | પદોની સંખ્યા |
|---|---|
| ૧. બૃહત્ કાવ્યદોહન ભાગ ૧ લો | ૧૦ |
| ૨. ,, ભાગ ૨ જો | ૧૭ |
| ૩. બૃહત્ કાવ્યદોહન ભાગ ૫ મો. કૃષ્ણગોપીનાં પદો | ૧૫ |
| ૪. બૃહત્ કાવ્યદોહન ભાગ ૬ ઠ્ઠો, પ્રકીર્ણ પદો | ૫ |
| ૫. બૃહત્ કાવ્યદોહન ભાગ ૭ મો, કૃષ્ણકીર્તન | ૧૧૭ |
| ૬. મુનશી દેવીપ્રસાદ : મહિલા મૃદુવાણી | |

# મીરાં વિષે


| | | |
|---|---|---|
| ૧. | નાભાજી : | ભક્તમાળ |
| ૨. | દયારામ : | મીરાંચરિત્ર |
| ૩. | દયારામ : | ભક્તવેલ |
| ૪. | રાધાબાઈ : | મીરાં માહાત્મ્ય |
| ૫. | રાધાકૃષ્ણ દાસ : | ભક્તનામાવલિ |
| ૬. | કર્નલ ટોડ : | રાજસ્થાન |
| ૭. | શિવસિંહ : | શિવરાજ સરોજ |
| ૮. | કાર્તિકપ્રસાદ ખત્રી : | મીરાંબાઇકા જીવનચરિત્ર |
| ૯. | મુનશી દેવીપ્રસાદ : | શ્રીમતી મીરાંબાઈકા જીવન-ચરિત્ર |
| ૧૦. | નર્મદાશંકર કવિ : | મીરાંબાઈ ( નર્મગદ્ય ) |
| ૧૧. | શ્રી. આનંદશંકર ધ્રુવ : | નરસિંહ અને મીરાં ( વસંત સં. ૧૯૬૧ શ્રાવણ, ભાદ્ર ) |
| ૧૨. | ભાનુસુખરામ મહેતા : | મીરાંબાઈ ( સયાજી સાહિત્ય માળા ) |
| ૧૩. | તનસુખરામ ત્રિપાઠી : | બૃહત્ કાવ્યદોહન, ભાગ ૭ (ઉપોદ્‌ઘાત) |
| ૧૪. | માણેકલાલ સુતરિયા : | મીરાંબાઈ ( કમળાશંકર વ્યાખ્યાનમાળા ) |
| ૧૫. | K. M. Munshi : | Mira, the Poetess of Gujarat ( East and West : August 1910) |
| ૧૬. | The Story of Mirabai: | Bankey Behari (Gita Press, Gorakhpur ) |
| ૧૭. | કેશવરામ કા. શાસ્ત્રી : | મીરાંબાઈ ( બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૬, અંક ૨જો, પૃ. ૧૩૧-૩૮) |

# અખો અને તેનું કાવ્ય

વ્યાખ્યાતા

**નર્મદાશંકર મહેતા**

ગુર્જરી ભાષાના અભ્યાસકોને અખાનું નામ અજાણ્યું હોવું સંભવતું નથી. પણ આજ સુધી ચાલેલી ઊંચી કેળવણીની પદ્ધતિની શોચનીય અસર એ થઈ છે કે પ્રત્યેક કેળવાયલો વિદ્યાર્થી મિલ્ટન, શેક્સપિયર, વર્ડસવર્થ, શેલી આદિ અંગ્રેજી કવિ અને તેનાં કાવ્યોનાં રહસ્યોમાં જેટલો પ્રવીણ હોય છે તેટલો પોતાની માતૃભાષાના ઉત્તમ સાક્ષરોની કૃતિથી પરિચિત હોતો નથી. આપણો સ્ત્રીવર્ગ આપણા ગુર્જર કવિઓની કૃતિથી જેટલો જાણીતો છે એટલો નવી પદ્ધતિથી કેળવાયેલો યુવક જાણીતો નથી. આથી આપણી ગુર્જર પ્રજાની સાંસારિક ઉન્નતિમાં સ્ત્રી-પુરુષના ભાવ અને વિચારના સંમેલનની જે અગત્ય છે એ આ માતૃભાષાની ઉપેક્ષાને લીધે પૂરી પડતી નથી. અલ્પ સમય થયાં આ પ્રકારનું સ્વરૂપ સહજ બદલાતું ચાલ્યું છે. માતૃભાષાની ઉપાસના થવાનાં ચિહ્નો સર્વત્ર જણાવા લાગ્યાં છે; પ્રાચીન ગુર્જર કવિની

કૃતિઓ પરીક્ષકવૃત્તિથી હવે અવલોકાવા માંડી છે; સ્વભાષામાં નવીન વિચારોને સ્વતંત્ર રીતે ઉતારવાના પ્રયત્નો થયા છે; અને આપણા વિદ્યાલયમાં પણ એમ. એ.ની સર્વોત્તમ પરીક્ષામાં આપણી માતૃભાષાના અભ્યાસને સંસ્કૃત, ફારસી આદિ પ્રૌઢ ભાષાનું સમાન સ્થાન આપવામાં આવ્યું છે.

સર્વ ભાષામાં ગદ્ય કરતાં પદ્યનો આરંભ પ્રથમ થયેલો હોય છે, અને તેજ ન્યાયે આપણી ગુર્જરી ભાષામાં પણ કાવ્યોની પ્રતીતિ પ્રથમ થયેલી છે. ગુજરાતી કાવ્યના વિકાસક્રમનાં ત્રણ પગથિયાં છે. (૧) પ્રાચીન કાવ્યઃ જેની સાદી શોભા આદિકવિ નરસિંહ મહેતામાં, ભક્ત કવિ વિષ્ણુદાસ તથા ભાલણમાં, અને કેટલાક જૈન કવિઓમાં ઝળકે છે. (૨) મધ્યકાલીન કાવ્ય જેમાં કથારસમાં નિપુણ સામળ, સર્વરસચતુર પ્રેમાનંદ, તત્ત્વવિચારમાં કુશળ અખો, ભોજો, ધીરો, તથા પ્રીતમ, અને શૃંગારરસિક દયારામની કૃતિઓ પ્રધાનપદ ભોગવે છે. (૩) અર્વાચીન કાવ્યનો આરંભ કવિ દલપતરામથી થાય છે. આ છેલ્લા સમયમાં પશ્ચિમના વિચારોની છાયાની સંક્રાન્તિ થયેલી અનુભવાય છે, અને તેની સાથે આપણી વૃદ્ધ માતૃભાષામાં સંસ્કૃતના અભ્યાસનાં ફલરૂપે વાણીની વિશુદ્ધિ પણ અધિક પ્રવેશ પામેલી જણાય છે. આ સમયના કેટલાક તારાઓ નર્મદાશંકર આદિ અસ્ત થયા છે, અને ક્ષિતિજ ઉપર અન્ય ઝળકે પણ છે.

ઈંગ્રેજી ભાષાના અભ્યાસથી જાગૃત થતા નવીન વિચારોનો અનુગમ જેમાં નથી, તેમ છતા વિચારસ્વાતંત્ર્ય જેમાં અધિક સ્ફુરે છે એવા મધ્યકાલીન કવિઓમાંના અખાની ગુજરાતી ભાષામાં જે ચમત્કૃતિ છે તે અન્યમાં નથી. ગુજરાતના સાક્ષરોની જયંતી કરવાના ઉત્સાહવાળા મંડળના પ્રશસ્ય પ્રયત્નને ધન્યવાદ આપી આપણે આ અખાની ચૈત્ર શુદ નવમીના જયંતીના મંગલ દિવસે

તે વિચારશીલ કવિની કૃતિના અવલોકનમાં તેની આધ્યાત્મિક અવિનાશી મૂર્તિને નમન કરીશું.

અમદાવાદમાં ખાડિયામાં સોનીની વ્યવહારકુટિલ ગણાતી નાતમાં આશરે સને ૧૬૧૯ માં જન્મ પામનાર આ કવિ હાલની પદ્ધતિ પ્રમાણે શાળાની કેળવણીમાં સંસ્કાર પામેલો નહોતો, તોપણ ધર્મ તથા નીતિનું બલ સ્વભાવસિદ્ધ હોવાને લીધે, રૂઢ કુટિલતા અને પ્રપંચ પ્રતિ તેને તિરસ્કાર થયો, અને પોતાનું સાદું ધાર્મિક જીવન મહાત્માના સંગના પ્રભાવથી એટલું તો નિદર્શનરૂપ તે કરી શક્યો કે બ્રાહ્મણાદિક ઊંચી વર્ણના વિદ્વાનોના વિચાર તથા આચાર તેના આગળ ઝાંખા પડ્યા. સાંપ્રદાયિક ધર્મોની અવનતિ એની સૂક્ષ્મ નજરમાં સત્વર જણાઈ આવી, અને શુદ્ધ વેદાંતશાસ્ત્રના સ્વતંત્ર વિચારનો આશ્રય કરી તેનું મનન કર્યું, અને તેનાં ફલરૂપે ગુજરાતી ભાષામાં ઘણા માર્મિક છપ્પા લખી ભાષાના સાહિત્યમાં વધારો કર્યો.

અખાને કવિ ગણવો, ભક્ત ગણવો, તત્ત્વવિચારક ગણવો, કે તત્ત્વજ્ઞ ગણવો એ સંબંધમાં ઘણા મતભેદ પરીક્ષકની વૃત્તિના ભેદથી હોવા સંભવે છે. જેઓ શબ્દ તથા અર્થના અલંકારમાં જ કાવ્યનો આત્મા આવી ઠર્યો એમ માને છે તેમને અખો કવિરૂપે લાગવાનો નહિ, પણ નિર્દોષ શબ્દ વડે કોઈ પણ અંગી રસની નિષ્પત્તિ કરવામાં કાવ્યનું રહસ્ય રહ્યું છે એવું જેઓ માને છે તેને તો અખો નિઃસંશય કવિરૂપે ભાસવાનો. જે રસની નિષ્પત્તિ કરવાનો આશય હોય તે રસની નિષ્પત્તિ થવા સારું જે શબ્દનું, અર્થનું, વર્ણનું, ભાવનું ઔચિત્ય જેમાં સ્ફુરે છે તે શબ્દરચના જ કાવ્ય છે, અને તેવા ઔચિત્યવાળી જ અખાની રચના છે એમ પ્રત્યેક વિચારકને જણાશે. આ ઔચિત્યને કાવ્યનો આત્મા ગણી વેદકાલીન મંત્રદ્રષ્ટાને પણ કવિ કહેવાની પ્રથા સંસ્કૃત ભાષામાં ચાલે છે; કેમકે તેઓ 'ક્રાંતદર્શી' એટલે વિશ્વદૃષ્ટિવાળા હતા. અખાને

પોતાને પણ રૂઢ અર્થમાં ગણાતા કવિ તરીકે ગણાવાની વૃત્તિ હતી નહિ. " જ્ઞાનીને કવિમાં ન ગણીશ "—એવું માનનાર અખાની દૃષ્ટિમાં, જે શબ્દરચનાથી હેયોપાદેયરહિત, અર્થાત્ ત્યજવા યોગ્ય તથા ગ્રહણ કરવા યોગ્ય જેમાં કાંઈ રહ્યું નથી એવું અખંડ પરમાત્મતત્ત્વ સમજાય, તે શબ્દરચના જ કાવ્ય હતી:

" અખો શું કવિતાપણું કરે, જો વાત કશી ન પોંચે શરે,
કે લેવું કે મૂકવું કહે, તે તો ત્યાં આઘેરું રહે.
એવું કવતાં આવે લાજ, સમજ્યા સરખો છે મહારાજ,
ઉકેલ પડે તે જોડયું ખરું, જેણે જીવપણું જાયે પરું.
બાકી સઘળો મોહ જોડાય, મનનુ ગમતું સૌ કો ગાય,
અખા અર્થસહિત કે'જો સાર, નાચે પૂત તવ લાજે માત. "

( આત્મલક્ષઅંગ )

અખાના ઉપરના વિચારમાં ઘણો ઊંડો અર્થ રહ્યો છે. જે કાવ્યથી માત્ર સાંસારિક રસનો અનુભવ થાય છે, પણ અંતઃકરણમાં બોધની છાયા પડતી નથી તે કાવ્ય પ્રજાની નૈતિક ઉન્નતિમાં કાંઈ પણ ઉપયોગનાં નથી. જેમ વસ્ત્રાલંકારમાં વનિતાનું સૌંદર્ય નથી પણ તેનાં અંગ-ઉપાંગોમાં ઝળકતા લાવણ્યમાં જ સૌંદર્ય છે, તેમ શબ્દ તથા અર્થના અલંકારમાં કાવ્યનું કાવ્યત્વ નથી પણ શબ્દાર્થને પડદે રહેલા બોધમય રસમાં કાવ્યત્વ છે. વળી જેમ નગ્નતામાં સૌંદર્ય નથી, તેમ કઠોર વાણી અને અર્થમાં કાવ્યત્વ નથી. શબ્દાર્થ બોધરૂપ રસના ઉપકારક છે, પણ બોધ વિના શબ્દાર્થનું વૈચિત્ર્ય શબને અલંકૃત કરવા જેવું છે. વિલક્ષણ શબ્દાર્થની રચનાથી બોધ ધ્વનિત થવો એમાં જ કાવ્યનું રહસ્ય છે, નહિ કે કથા માંડી આમ કરવું જોઈએ તેમ કરવું જોઈએ એવો સ્પષ્ટ ઉપદેશ કરવા બેસવું. આ કારણથી જ કાવ્યદ્વારા બોધ આપવાની શૈલી અલંકારશાસ્ત્રકારોને વધારે સમ્મત છે, અને કાવ્યના પ્રયો-

જનોનું વર્ણન કરતાં મમ્મટાચાર્ય–कान्तासंमिततयोपदेशयुजे–એમ કહી કાન્તાની પેઠે મધુર ઉપદેશ આપનાર કાવ્ય છે એવો સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે.

આ પ્રકારની વિદગ્ધ વાણી દ્વારા બોધરૂપ શાંત રસને પ્રકટ કરવામાં અખો અતિશય કુશળ છે. આ રસ પ્રકટ કરવામાં શબ્દ-રચના તરીકે અખાએ છપ્પાને પસંદ કર્યા છે, સરળ અને હૃદય-ભેદક માર્મિક વાણીનો આશ્રય કર્યો છે, અને પ્રૌઢ સંસ્કૃત ભાષામાં જે ગહન તત્ત્વવિચારો છે તે ગુજરાતીમાં પ્રસાદમય શૈલીથી ઉતારવા પ્રયત્ન કર્યો છે. આ શ્રેણીમાં તે કેટલે અંશે સફલ થયો તે આપણે એના કાવ્યની પરીક્ષા કરતાં જોઈશું.

બોધપ્રધાન અખાની કવિતાનો મોટો ભાગ સાતસો છેંતાલીશ છપ્પામાં છે, અને તેનાં ચુમાળીશ અંગ પાડયાં છે. અખાએ આ છપ્પાને વ્યવસ્થાસર ગોઠવવાનો પ્રયત્ન કર્યો નથી. તોપણ તે છપ્પાઓ ભિન્નભિન્ન વખતે લખાયેલા હોવાથી તથા પ્રસિદ્ધ કરવાનાં સાધનો તે સમયમાં હાલના જેવાં નહિ હોવાથી તેણે બુદ્ધિમાં કાંઈ વ્યવસ્થા ધારી હશે પણ તેનાથી તે પ્રકટ રૂપમાં મુકાઈ નથી. અખાના અભ્યાસકને આ અંગોમાં વર્ણવાયેલા વિચારો પ્રતિ લક્ષ કરતાં નીચેના ચાર વર્ગમાં છપ્પાઓ પડેલા જણાશેઃ–

પ્રથમ તો રૂઢ થયેલા સંપ્રદાયોના—ધર્મના—દોષોના ગ્રહમાંથી છૂટવા સારુ તેણે કેટલાંક અંગો રચ્યાં છે. આ અંગમાલાને આપણે **દોષનિવારક અંગવર્ગ** કહીશું. આ વર્ગમાં નીચેનાં અંગો મૂકી શકાયઃ (૧) વેષનિંદા, (૨) આભડછેટનિંદા (૩) સ્થૂલદોષ અંગ, (૪) પ્રપંચ અંગ, (૫) ચાનક અંગ, (૬) સૂક્ષ્મદોષ અંગ, (૭) ભાષા અંગ, (૮) ખળજ્ઞાની અંગ, (૯) જડભક્તિ અંગ, (૧૦) સગુણ-ભક્તિ અંગ, (૧૧) દંભભક્તિ અંગ, (૧૨) જ્ઞાનદગ્ધ અંગ, (૧૩) દશવિધજ્ઞાની અંગ, (૧૪) વિભ્રમ અંગ, અને (૧૫) ફુટકળ અંગ.

બીજા વર્ગમાં બ્રહ્મવિદ્યાનાં સાધનોનું મુખ્યત્વે કરીને પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ વર્ગનું નામ **ગુણગ્રાહક અંગવર્ગ** આપણે આપીશું. તેમાં નીચેનાં તેર અંગોનો સમાવેશ થાય છે: (૧) ગુરુ અંગ, (૨) સહન અંગ, (૩) કવિ અંગ, (૪) વૈરાગ્ય અંગ, (૫) વિચાર અંગ, (૬) ક્ષમા અંગ, (૭) તીર્થ અંગ, (૮) સ્વાતીત અંગ, (૧૦) કૃપા અંગ, (૧૧) ધીરજ અંગ, (૧૨) ભક્તિ અંગ, અને (૧૩) સંત અંગ.

ત્રીજા વર્ગમાં બ્રહ્મવિદ્યાના પ્રમેયો અર્થાત્ જાણવા યોગ્ય પદાર્થોનું તથા સિદ્ધાન્તોનું પ્રતિપાદન છે. આ વર્ગને **સિદ્ધાન્ત પ્રતિપાદક અંગવર્ગ** કહીશું. તેમાં નીચેનાં ચૌદ અંગોનો અંતર્ભાવ થાય છે: (૧) માયા અંગ, (૨) સૂક્ષ્મ અંગ, (૩) સદાલક્ષ અંગ, (૪) વિશ્વરૂપ અંગ, (૫) સ્વભાવ અંગ, (૬) જ્ઞાની અંગ, (૭) જીવ ઈશ્વર અંગ, (૮) આત્મલક્ષ અંગ, (૯) વેણુવિચાર અંગ, (૧૦) જીવ અંગ, (૧૧) વેદ અંગ, (૧૨) અજ્ઞાન અંગ, (૧૩) મુક્તિ અંગ, (૧૪) આત્મા અંગ.

ચોથા વર્ગમાં બ્રહ્મવિદ્યાના ફલનું વર્ણન કરવામાં આવ્યો છે. આ **ફલપ્રતિપાદક** વર્ગમાં (૧) પ્રાપ્તિ અંગ અને (૨) પ્રતીતિ અંગનો સમાવેશ થઈ શકે છે.

અખાના છપ્પા ઉપરાંત અન્ય પ્રસિદ્ધ ગ્રંથો અખેગીતા, અનુભવબિંદુ, કૈવલ્યગીતા, ચિત્તવિચારસંવાદ, પંચીકરણ, ગુરુશિષ્ય સંવાદ, તથા કેટલાક વેદાન્તશાસ્ત્રના સિદ્ધાન્તોને ચર્ચતાં છુટક પદોનો સંગ્રહ છે. અખાની શાસ્ત્રસિદ્ધાન્તમાં નિપુણ મતિનું ભાન કરાવવા પ્રથમના ચાર ગ્રંથો બસ છે. કાવ્યચમત્કૃતિ તથા બ્રહ્મવિદ્યાનું પ્રસાદમય વાણીમાં પ્રતિપાદન જેટલું છુટક પદોમાં છે તેટલું અન્ય ગ્રંથોમાં નથી. તત્ત્વવિદ્યાની સર્વ શોભા તથા પ્રતિષ્ઠા વિદ્વાનના અનુભવમાં છે. જ્યાં અનુભવ નથી પણ માત્ર પરોક્ષ

જ્ઞાન છે ત્યાં શ્રોતાના મન ઉપર અસર કરવાની શક્તિ નથી. અખાના સંબંધમાં વિશેષ આલોચન કરવા યોગ્ય એ છે કે એનો નિર્મલ બ્રહ્મત્વના અનુભવનો ચંદ્રમા એની ગંભીર પદ્યસ્રોતસ્વિનીના પ્રત્યેક તરંગમાં ઝળકે છે, અને તેથી અભ્યાસકને કંઈ નહિ તો ક્ષણભર આ સંસારના મિથ્યાત્વનું તથા તેના અંતરપટમાં રહેલા પરમાત્મતત્ત્વની યથાર્થતાનું ભાન સત્વર થાય છે. આ અનુભવની ખુમારી "અક્ષયલીલા"ના પદ્યોમાં એટલી સ્ફૂરે છે કે તેની કેટલીક પંક્તિઓ અત્ર ટાંકવાનું યોગ્ય ગણ્યું છેઃ—

"સંતોરે વનસ્પતિ ફૂલી, માયાકેરા ધામમાં,
ઘર ગયો છે ભૂલી, સંતોરે વનસ્પતિ ફૂલી. સંતોરે. ૧
વણબેડું વણવરખડો, જઈ ગગનમાંહે મોર્યો,
ફાલ્યો ફૂલ્યો બહુ ફળ્યો, ત્રિલોકમાં ફોર્યો. સંતોરે. ૨
પગ વિના પગ કાઢવો, વણવાટે દીવો બાળો,
જે ઘર જાવું મૂઆ પછી, તે ઘર જીવતાં નિહાળો. સંતોરે. ૩
પપીલ થઈને પરવરો, ધરધન જેમ ફેડે,
જે ફળ છે અગમ અગોચર, તે ફળ વિરલા વેડે. સંતોરે. ૪
ઘટ ઘૂંઘટ ઘેરી રહ્યો, માયા મનશું બાધો,
ઘટ ઘૂંઘટ અળગો કરો, તે સાંઈ આપે લાધો. સંતોરે. ૫
અનેક પદવી ઉપરે, અક્ષર એક સૂઝે,
અક્ષરે અક્ષર ઉતરે, અખો એ અક્ષર બૂઝે. સંતોરે. ૬
સંતોરે વહેતે નવ વહીએ, આત્મા શું અવિલંબતા,
લહેમાં લીન થઈએ, સંતોરે વહેતે નવ વહીએ."

* * *

અખાના રોમે રોમમાં જે બ્રહ્મરસ પ્રસરી રહ્યો છે તે એના "અનુભવબિંદુ"ના અભ્યાસીને સહજ જણાય તેમ છે. આ ગ્રંથ

લઘુ છે, તો પણ તેનું ગાંભીર્ય અવર્ણનીય છે. છપ્પામાં જે અખાને આપણે અવિચારી ધર્માન્ધોને સપાટા મારતાં જોઈએ છીએ તે અખાની લેખિની અને આ ગ્રંથની લેખિનીમાં ઘણો ભેદ છે. જેમ 'ઉત્તરરામચરિત'માં ભવભૂતિની પરિણત પ્રજ્ઞા ઝળકે છે તેમ આ લઘુકૃતિમાં અખાની અત્યંત ગંભીર બ્રહ્મતત્વમાં ઠરેલી મતિ સ્ફૂરે છે:—

"જેમ વર્ષાઋતુ જાય, શરદઋતુ રૂડી દીસે,
દામિની દોડી પળાય, વાય મન હળવા હીસે.
ચોદિશ ચળકે ચંદ, દંદ બહુ મનનો ભાગે,
તેમ ભાગે ભવભ્રાંતિ, કાંતિ જેમ દ્વિતીયા આગે.
વિમળ વપુ હોય વારિ, ચતુર લિંગ દેખી લહે,
ચિદાકાશ ચિન્મય અખા, ધ્યાતા ધ્યેય સમરસ રહે."

અખાનાં કાવ્ય તાત્પર્યપ્રધાન છે, અને તેથી તેમાં પદલાલિત્યાદિ ગુણો વધારે સ્ફુરતા નથી. પોતાની વ્યવહારપૂરતા સંસ્કાર પામેલી વાણીદ્વારા બ્રહ્મવિદ્યાનાં તત્ત્વોને સામાન્ય પ્રજા આગળ પ્રકાશ કરવા પ્રતિ તેનું લક્ષ ખેંચાયેલું છે. સંસારરસમાં મગ્ન જીવોનાં હૃદયમાં ઊંડી લાગણી થાય અને તેની સાથે ઉપદેશ આપનાર કવિ પ્રતિ તિરસ્કાર ના ઊપજે એવી માર્મિક વચન-શ્રેણિનો ઉપયોગ કરવામાં અખાના જેવી કુશળતા અન્ય બોધક કવિઓમાં જણાતી નથી. આ વચનોની શ્રેણિમાં એક દૃષ્ટાંત અને બીજું દૃષ્ટાન્તિક એને 'અને' શબ્દથી જોડી, બંનેના સમાન ધર્મોની શ્લેષદ્વારા અભિવ્યક્તિ અખો ઘણી ચમત્કારક રીતે કરે છે. અજ્ઞાની જીવનું સ્વરૂપ વર્ણવતો આ કવિ એક સ્થળે કહે છે કેઃ—

"અણસમજ્યો જીવ ને બીજું ઝાંખરું, જ્યાં દેખે ત્યાં વળગે ખરું,
પ્રકૃતિ મળે ત્યાં તે અડે, નહિં તો પાછું વાટે પડે.
એમ અખા સઘળો સંસાર, ઝામરઓળે કરે વેપાર."

( જીવઈશ્વર અંગ )

અજ્ઞાન જીવ અને ઝાંખરાનું સામ્ય 'વળગવામાં' રહ્યું છે. અર્થાત્ જેમ ઝાંખરું રસ્તે જનાર માણસને વળગે છે તેમ અજ્ઞાન જીવ પ્રકૃતિના પરિણામરૂપ સંસારના વિષયો સાથે ગૂંચાય છે. જો વટેમાર્ગુનું લૂગડું ઝાંખરાને વળગી રહે તેવું હોય તો ઝાંખરું સાથે જાય નહિ તો વાટમાં પડી રહે છે. તેમ જીવનનું અંતઃકરણ રાગદ્વેષવાળું હોય તો વિષયોના સંસ્કાર ચોંટે છે, નહિ તો વિષયરૂપ ઝાંખરાં વળગી રહેતાં નથી.

સગુણભક્તિ કરતાં નિર્ગુણભક્તિની પ્રશંસા કરતાં વળી અખો અન્યત્ર કહે છે કેઃ—

"પડતું સુવર્ણ ને બીજું મન, તેનું ધોવુંધાવું ન હોય જતન,
જો મર્મ ખાર અગ્નિને મળે, તો થાય ચોકું મન પાછું વળે.
મનની કીધી સર્વ ઉપાધ્ય, મનાતીત અખા આરાધ્ય."

(સગુણભક્તિ અંગ)

અહીં જેમ હલકા સોનાની શુદ્ધિ ધોવા કરવાથી થતી નથી પણ અગ્નિમાં તપાવવાથી જ થાય છે તેમ મનની ખરી શુદ્ધિ મનમોહન આગળ ઘૂઘરી વગાડવા રૂપ સગુણભક્તિની લીલાથી થતી નથી પણ નિર્ગુણ તત્ત્વના સંબંધી સંયમાગ્નિથી જ થાય છે, એ ઘણી સાદી અને ચમત્કારક ભાષામાં વર્ણવ્યું છે

અખાની ઠોક, વગર સમજે ધર્મના આચાર માત્રને વળગી રહેનાર મનુષ્યો પ્રતિ જબરી છે, અને સર્વને માનસ પવિત્રતા અર્થાત્ વિચારની શુદ્ધિ કરવા વારંવાર પ્રબોધે છે. આ સાથે જણાવવું જોઈએ કે અખાને આચારનું નિરર્થકપણું સમજાયું નથી. આચાર શુદ્ધ વિચારના ફલરૂપ હોવો જોઈએ, તે વિના મૃત શરીર તુલ્ય ગણાવો જોઈએ, એ સિદ્ધ કરવા તેનો ખાસ આગ્રહ છે. આચારનું વાસ્તવ સ્વરૂપ વર્ણવતાં અખો કહે છે કેઃ

"ઈશ્વર જાણે તે આચાર, એ તો છે ઉપલો ઉપચાર,
મીઠાં મૌડાં માન્યાં દ્રાખ, અજ નોય અનમાંની રાખ,
સોનામુખી સોનું નવ થાય, અખા આંધળીને પાથરતાં વાણું વાય."

અર્થાત્ જે આચાર વડે ઈશ્વરતત્ત્વ સમજાય તે જ આચાર છે. 'હાડચામડાં'ને ધોવા માત્રમાં 'આચાર' રહ્યો નથી, એ તો ઉપરનો 'ઉપચાર' છે.

નિર્દાંભિકપણાનો અખાને અતીવ આગ્રહ છે. જેવી રીતે વિચારશૂન્ય આચાર કામનો નથી, તેવી રીતે દંભ તથા અભિમાન સાથેનો તત્ત્વવિચાર પણ નિરુપયોગી છે. તત્ત્વવિચારમાં બાળકના જેવું સરળ અને નિષ્કપટ મન થવું જોઈએ, તે વિના તત્ત્વરૂપ—તત્ત્વનિષ્ઠારૂપ ફલનો ઉદય થતો નથી. ફલોદયમાં જેમ અજ્ઞાન વિરોધી છે તેમ જ્ઞાનનું અભિમાન પણ વિરોધી છે. બંનેના ત્યાગની મોક્ષના ઉદયમાં જરૂર છે:

" ડહાપણ ભોળપણ છાંડી રહે, આડ કરે હરિમારગ બે,
ભોળાને અસઝની આડ, વિચક્ષણ પડ્યો ચતુરાઈની ખાડ,
અખા તરવું તેને માથે ભાર, હીરા છાર બે નાખે પાર."

(વિભ્રમઅંગ)

આવા 'ડહાપણ'માં ડૂબેલા પંડિતોના હૃદયમાં જ્ઞાનરવિનો પ્રકાશ હોતો નથી, અને એવા જનોનો ઉપહાસ કરતાં અખો એક સ્થળે કહે છે કે:—

"જ્યાં જોઈએ ત્યાં કૂડે કૂડ સામે સામાં બેઠાં ઘૂડ,
કોઈ આવી વાત સૂરજની કરે, તે આગળ જઈ ચાંચ જ ધરે,
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા ક્યાંથી થયા,
અખા મોટાની તો એવી જાણ, મૂકી હીરો ઉપાડ્યો પાણ."

(ફુટકળ અંગ)

"કોઈ એક ઉત્તમ વ્યસની થયા, કોઈ એક મધ્યમ વ્યસનમાં વહ્યા,
ઉત્તમ મધ્યમ બેએ વ્યસન, જેમ મદ્ય કપૂર બે ઘેરે તન;
સત્કર્મ વિકર્મ એ બે વિકાર, અખા નિજ રૂપે રહે નિરધાર.
(દોષઅંગ)

તત્ત્વના ઉપદેષ્ટા પ્રતિ અખાને બહુ માન છે પણ તે ઉપદેષ્ટામાં શાસ્ત્રની તથા અનુભવની બંને આંખ જોઈએ, એમ અખાનું માનવું છે. આ ઉભય દૃષ્ટિવાળા મહાત્માનું વર્ણન કરતાં અખો કહે છે કેઃ—

"પ્રીછે તો ગુણ પારે રહે, ગુણમાં આવે તેને કહે,
જે ઊડ્યો જાયે આકાશ, તે નોહે પૃથ્વીની પાસ;
અખા એમ સમજ્યો તે હરિ, તેને સરખી દરી સુંદરી."

* * * *

"નથી અચેતન મૂરત ભલી, જ્ઞાની મૂરત સર્વોપરિ."

ને એવા 'હરિ' રૂપ થયેલા તત્ત્વજ્ઞના અનુગ્રહથી ભવસાગર તરાય છેઃ—

"હરિ ભજતાં જોઈએ હેત પ્રીત, મટે આતુરતા સંતની રીત,
સદ્ગુરુનું શરણુ ગ્રહેવું ખપે, હરિને કાજે મન બહુ તપે;
તે નર હરિને પામે નિર્વેદ, અખા એજ ભજવાના ભેદ."

* * * *

"સદ્ગુરુ જો ઉઘાડે બાર, અખા હરિ દીસે સંસાર."
(સદ્ગુરુ)

પણ 'હરિ' 'સદ્ગુરુ' અને 'અંતરાત્મા' એ ત્રણનો વાસ્તવ અભેદ વૃત્તિમાં રૂઢ થવાની જરૂર છે, અને તેથી આત્મ-પ્રસાદની આવશ્યકતા અખાએ સ્વીકારી છે.

"સાચો અંતર્યામી ગોર, બીજો ગુરુ બાજીગર મોર,
તેના અર્થ કેવા શોભવા, સંસારીનું મન લોભવા,
પણ રીધ આવે જેમ રૂપૈયાવડે, તેમ અખા આતમથી આતમ જડે."

(આત્મલક્ષ અંગ)

આ પ્રમાણે અખાના અભિપ્રાય પ્રમાણે તત્ત્વવિદ્યાના ઉદયમાં વિઘ્ન નાખનાર મુખ્ય દોષો (૧) વગરવિચારે ધર્મના બાહ્ય આચારને વળગી રહેવાપણું, (૨) દાંભિક વર્તન, (૩) પાંડિત્યનું મિથ્યાભિમાન, અને (૪) શાસ્ત્ર તથા અનુભવરૂપ ચક્ષુવાળા મહાત્માના ઉપદેશ પ્રતિ અલક્ષ, એ ચાર છે. હવે આ કવિના વિચાર પ્રમાણે મુખ્ય સાધનો કયાં છે તે પ્રતિ લક્ષ કરીએ.

વેદાન્તશાસ્ત્રનાં વિવેકાદિ ચાર સાધનો અખાને ઇષ્ટ જ છે. પણ તેની સાથે નિર્ગુણ પરમાત્મતત્ત્વ પ્રતિની ભક્તિનો અખાને ઘણો આદર છે. જડ ભક્તિ પ્રતિ અખાને મોહ નથી, કેમકે તેના સમયમાં તે ભક્તિનાં માઠાં પરિણામ આવેલાં તેણે અનુભવ્યાં છે. સગુણ સાકાર પરમેશ્વરની ભક્તિ નિર્ગુણ તત્ત્વની ઉપાસનામાં ઉપકારક છે. પણ તે સદ્વિચારયુક્ત હોય તો જ, નહિ તો તે જડતાની જ ઉત્પાદક થાય છે. તત્ત્વના સામાન્ય સ્વરૂપને જાણ્યા વિના તેના પ્રતિ પ્રીતિ બંધાતી નથી, અને તેથી જ અખો કહે છે કે:—

"પ્રીછ્યાને હરિભક્તિ આદરે, તો અંત્યે પડે સહુ વરે.
હું તે કોણ હરિ શી વસ્ત, જે જાણી ગ્રહું જઈ હસ્ત;
એમ જાણી જપે મળે ભગવાન, નહિ તો અખા વરવોણી જાન."

* * *

"સદ્વિચાર તે સાચી ભક્તિ, જેણે જીવ શિવની લહીએ વ્યક્તિ"

અર્થાત્ પરમાત્માના તથા પોતાના વાસ્તવ અભેદને વિચારદ્વારા જાણી પરમ તત્ત્વ પ્રતિ પરમ પ્રીતિના પ્રવાહને ચલાવવો એ જ સત્ય ભકિત છે. વેદાન્તશાસ્ત્રમાં પણ આ જ પ્રકારની ભક્તિને ઇષ્ટ ગણી છે:

**आत्मरूपानुसंधानं भक्तिरित्यभिधीयते ।**
**स्वस्वरूपानुसंधानं भक्तिरित्यपरे जगुः ॥**

(विवेकचूडामणि)

જ્યાં સેવ્યસેવકના ભેદભાવથી ભજન થાય છે ત્યાં પ્રેમની પરાકાષ્ઠા નથી, તે સમર્યાદ પ્રેમ છે, અને તેની સાથે તે સ્વાભાવિક નથી પણ નૈમિત્તિક છે; અને નૈમિત્તિક પ્રેમ નિમિત્તનો ભંગ થયે નિવૃત્ત થાય છે. પરમેશ્વર આપણા વાસ્તવ આત્મા છે, અને આત્મા સર્વ પ્રેમનો આધાર છે, માટે તેના પ્રતિનો પ્રેમ સ્વાભાવિક ઊર્મિરૂપ છે, અને તે વિચારના ઉદય પછી અપ્રતિબદ્ધપણે વહે છે.

જે તત્ત્વને જાણી તેના પ્રતિ પ્રીતિનો પ્રવાહ ચલાવવાનું અખાએ ઇષ્ટ ગણ્યું છે તે તત્ત્વનું સ્વરૂપ અખાએ કેવું બાંધ્યું છે તે અખાના અભ્યાસીએ અવશ્ય જાણવું જોઈએ. આ તત્ત્વ પ્રપંચના અધિષ્ઠાનરૂપ છે અને તેના વડે પ્રપંચની સત્તાસ્ફૂર્તિ છે.

"પ્રપંચ પારે રહે છે રામ, સદા સર્વદા ન્યારું ધામ,
તે વડે ચાલે આ સંસાર, આગમાપાયિ તે નિરધાર;
અખે રામ ઓળખીઓ તેહ, ઉદર આભ્યંતર નાવે જેહ."

* * *

"પ્રપંચ પાર પરમેશ્વર રહે, કો ગુણના કૃતને સાચાં કહે."

વળી આ પરમેશ્વરરૂપ તત્ત્વ ઇન્દ્રિયગ્રાહ્ય નથી કેમકે તે સાધકનાં અંતરાત્મારૂપ છે:—

"ઇન્દ્રિગ્રાહ્ય પરમેશ્વર નથી, ભરમે કોઈ ન મરશો મથી."

* * *

"પરબ્રહ્મ જોવાને મન બહુ ભાતનાં કરે જતન,
પૂતળીને કેમ જુએ ચક્ષ, દેખણુહાર પૂતળી છે મુખ્ય;
દરપણ માંડી જોવા જાય, તે અખા નિજ છાયા પ્રાય."

આ તત્ત્વ સર્વત્ર સભર ભરેલું છે અર્થાત્ વ્યાપક છતાં ન્યૂનાધિક નથીઃ

"શ્વાન શ્વપચ ગૌબ્રાહ્મણ જોય, રામ થકી અળગો નહિ કોય.
તત્ત્વ એક ને ચેતન એક, નામ રૂપ ગુણ કર્મ અનેક;
આપે અખા ચલાવે ખેલ, એમ સમજતાં પડે ઉકેલ.
ઊંચ ખરા તે ઊંચ ન જાણ, નીચ તે નોહે નીચ નિર્વાણ.
ઊંચમાં રામ બમણો નથી ભર્યો, નીચ પિંડ કાલો નથી કર્યો,
કહે અખા સપનામાં બકયો, જેમ છે તેમ જોઈ નવ શકયો."

આ સર્વોપાસ્ય પરમ તત્ત્વ એક જ છેઃ—

"અખા એ મોટો ઉત્પાત, ઘણા પરમેશ્વર કયાંની વાત?"

સર્વના અધિષ્ઠાનરૂપ, ચૈતન્યઘન, મનવાણી આદિથી અગોચર, સર્વના અંતર્યામીરૂપ હોવાથી પરમપ્રેમના પાત્રરૂપ અને સર્વોપાસ્ય પરમ તત્ત્વની અભેદભાવે ભક્તિ કરવા અખાએ પોતાની ચાનક લાગે એવી સરલ ભાષા વડે ગુર્જર પ્રજાને પ્રબોધી છે. અખાના સિદ્ધાન્તમાં ભક્તિનો, જ્ઞાનનો અને વૈરાગ્યનો સદા સર્વદા અવિરોધ છે. સ્વરૂપના અજ્ઞાનને વશ વર્તનારા તથા સંપ્રદાયના સંકુચિત ધર્મોમાં શાસ્ત્રનું સમગ્ર રહસ્ય માનનારા દુરાગ્રહી પુરુષોએ આ ત્રણ સાધનોનો વિરોધ ઉપજાવી સામાન્ય બુદ્ધિવાળાને સુમાર્ગે વહન થવામાં ઘણા પ્રતિબંધો ઉપજાવ્યા છે. સંસારના સ્ત્રીપુત્રાદિ વિષયો પ્રતિનો મોહ છૂટયા વિના, સર્વાન્તર્યામી પ્રભુ પ્રતિ અખંડ પ્રીતિનો પ્રવાહ વહેવો સંભવતો નથી. વળી પ્રભુના વાસ્તવ સ્વરૂપને સામાન્યતઃ જાણ્યા વિના

પ્રીતિના અંકુરો ફૂટતા નથી. આ પ્રમાણે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય પરસ્પરના ઉપકારક છે, અને તેથી અખો કહે છે કેઃ—

"ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્ય, પદાર્થ એક ત્રણ નામ વિભાગ,
તેને અજાણ્યો કહે જૂજવા, સમજુને તે એક જ હુવા.
અનુભવતાં જાણી જે ભેદ, ભક્તિ જ્ઞાન અખા નિર્વેદ,
જગત જીવ રદેથી ગયો, ત્યારે ત્યાં વૈરાગ્ય જ થયો.
જ્યાં જુએ હરિ દૃષ્ટિ પડે, ત્યારે ભક્તિ શરાડે ચઢે,
દ્વૈતભાવ અખા જ્યારે ગયું, ત્રણ પ્રકારે જ્ઞાન જ થયું."

આ ત્રણ સાધનોના સમ્યક્ પાલનથી સ્વરૂપનો યથાર્થ અનુભવ થયા પછી જ્યારે જ્યારે ભેદની પ્રતીતિ ઉત્થાનજનક સંસ્કારથી થાય ત્યારે ભેદના અસત્યપણાના ભાન સાથે પરમાત્માનાં યશોગાન કરવારૂપ પ્રવૃત્તિને જ સેવવાનું અખાએ યોગ્ય ગણ્યું છેઃ—

"અહંકૃતિ ત્યજી સ્મરણ કરો, મન ક્રમ વચન હરિ વડે આદરો,
ગવરાવ્યા જશ હરિના ગાઓ, હરિના છો ને હરિના થાઓ;
અહંતે અણછતા ન થયા, છતાં ધણીથી છેટા રહ્યા."

અર્થાત્ "ब्रह्मैव सन् ब्रह्माप्येति" એ શ્રુતિપ્રોક્ત ન્યાયે "હરિના છો ને હરિના થાઓ"—એમાં જ જીવનનું રહસ્ય છે.

આ સાધનત્રયી—ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય—માંના જ્ઞાન અથવા સદ્વિચારરૂપ સાધનને અખો પોતાની ગામડી પરિભાષામાં 'સૂઝ' કહે છે. આ 'સૂઝ'ને અખો સહજ સાધન પણ કહે છે. બુદ્ધિની પરમ શુદ્ધિ થયા પછી જીવ, ઈશ્વર તથા જગતના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન અથવા 'સૂઝ' સહજ પ્રકટે છે. આ સહજ સાધનના પ્રભાવથી જગદાકારા વૃત્તિ બ્રહ્માકારા થાય છે અને "**हरिरेव जगज्जगदेव हरिः**"—અથવા અખાના શબ્દોમાં કહીએ તો "સભર ભરાઈ રહ્યો છે નાથ, હીંડતાં લાગે હરિને હાથ"—એ પ્રકારની

નિરાવરણ દૃષ્ટિ પ્રકટ થાય છે. 'સુઝ' જેમાં પરોવાયેલી નથી, એવાં કેવળ હઠયોગાદિનાં સાધનો કૈવલ્યને પ્રકટ કરતાં નથી પણ તેની સાધનારૂપ ધેનુને સિદ્ધિની બગાઈ લાગે છે. અખો એક સ્થળે કહે છે કે:—

"ઉન્મત્ત મનને યોગ સાધવો, જો કર્મ ઓધ કરે નહિ નવો,
જેમ છૂટી ધેનુ મારતી ફરે, અંધારે બાંધી ટેવ વીસરે;
અખા તે જાણી કર્યો ઉપાય, ત્યાં સિદ્ધિ લાગી બગાય."

સારાંશ, અખાના અભિપ્રાય પ્રમાણે યોગનાં સાધનો ઉન્મત્ત મનને વશ કરી પરમાત્મપ્રવણ કરવા અર્થે છે છતાં તે આશયને કોરે મૂકી અણિમાદિ સિદ્ધિ પ્રતિ જીવ આકર્ષાઈ પુનઃ મનને ઉન્માદ પ્રાપ્ત કરાવે છે. આ વિચારમાં ઘણું ગાંભીર્ય સમાયેલું છે. પરમાત્મામાં પુનઃ પુનઃ રમણ કરનાર જીવાત્માને કૈવલ્યસિદ્ધિ પ્રકટ થતાં પરમેશ્વરના ઐશ્વર્યાદિ ગુણધર્મોની તેના ચિત્તસત્ત્વમાં અનુવૃત્તિ પ્રયત્ન વિના થયેલી હોય છે અને પરેચ્છા પ્રારબ્ધના બળથી તથા લોકસંગ્રહાર્થ પ્રસંગે તેની અભિવ્યક્તિ અધિકારી જનોને થાય છે. પણ એટલા માત્રથી ઊલટો નિયમ સિદ્ધ થઈ શકતો નથી; એટલે કે ઐશ્વર્યની પ્રતીતિ કૈવલ્યની અનુમાપક નથી. જ્યાં જ્યાં વાસ્તવ કૈવલ્ય છે ત્યાં ત્યાં સર્વ પ્રકારનું ઐશ્વર્ય ઉદ્ભૂત અથવા અનુદ્ભૂત દશામાં હોય છે, અને અનુદ્ભૂત હોય તો પ્રકૃતિના સિદ્ધ નિયમાનુસાર પ્રસંગે પ્રકટ પણ થાય છે, પણ જ્યાં જ્યાં ઐશ્વર્ય છે ત્યાં ત્યાં કૈવલ્ય હોવું જ જોઈએ એ વ્યાપ્તિ સત્ય નથી. કૈવલ્ય એ વસ્તુસ્થિતિ છે અને ઐશ્વર્ય એ માયિક સ્થિતિ છે એ વાત ઘણા વિદ્વાન પુરુષો પણ વીસરે છે. કૈવલ્યનો પ્રભાવ જ એવો છે કે જે ચિત્તસત્વમાં તેનો ઉદય થયો છે તે ચિત્તસત્ત્વમાં માયાના વિશુદ્ધ ઐશ્વર્યાદિ ધર્મોનો અનુગમ થાય છે, પણ તે ઉત્થાન દશામાં દ્વૈતના પ્રતિભાસ કાળે જ, અદ્વૈતનિષ્ઠાના પ્રસંગે નહિ. જ્યાં અમુક ઐશ્વર્ય પ્રકટ કરવાનું

કહેવામાં આવે છે ત્યાં યથાર્થ અદ્વૈતનિષ્ઠા નથી જ. પ્રયત્ન વડે અમુક ઐશ્વર્યની પ્રતીતિ કરાવવી અને અલંકારવત્ સર્વ ઐશ્વર્યની અનુવૃત્તિ રહેવી એ બે સ્થિતિઓમાં મોટો ભેદ છે. જ્યાં યથાર્થ ઐશ્વર્યની ફલરૂપે અનુવૃત્તિ હોય છે ત્યાં શોકમોહાદિ દ્વંદ્વધર્મોનો આત્મા સાથે અભેદારોપ હોતો નથી. જ્યાં સાધક દશાનું અવાન્તર ઐશ્વર્ય હોય છે ત્યાં શોકમોહાદિ દ્વંદ્વ ધર્મોનો આરોપ આત્મા સાથે હોય છે અને તેથી કદાચ તેવું ઐશ્વર્ય અમુકમાં હોય તો તેથી તેની કૃતાર્થતાનું અનુમાન કરવું એ ભ્રાંતિ છે. સિદ્ધિની બગાઈ લાગેલા ઘણા સાધકો આપણે જોઈએ છીએ, અને એક પક્ષે જેમ દુ:ખમાં સડ્યા કરતા અને રાગદ્વેષાદિ દ્વંદ્વનો આત્મા વિષે આરોપ કરી પોતે સુખી કે દુઃખી છીએ એવું અંદરથી માનતાં છતાં મિથ્યા વેદાંતના આડંબરમાં અન્યને પોતે મુક્ત છે એવું ભાન કરાવનાર દાંભિક વેદાન્તીઓ છે, તેમ અન્ય પક્ષે પોતાનો તથા પરમાત્માનો વાસ્તવ અભેદ કેવા પ્રકારનો છે તેનો વિચારદ્વારા નિર્ણય કર્યા વિના યોગ શાસ્ત્રના યમનિયમાદિ ઉત્તમ સાધનોનું પાલન કરવાથી જે આરોગ્યાદિ સંપત્તિ પ્રાપ્ત થાય તેટલાથી જ કૈવલ્યનું દ્વાર ઉઘડ્યું છે એવું માનનારા અવિવેકી યોગીઓ પણ ઘણા છે. આ ઉભયપક્ષના મનુષ્યો અખાના અભિપ્રાયમાં 'સૂઝ' વિનાના છે. જેવી રીતે સિદ્ધિની બગાઈ લાગેલા યોગીઓ હોય છે અને તેના પ્રતિ જેવો અખાનો કટાક્ષ છે, તેવી રીતે પરમાત્મ-સાક્ષાત્કાર કરી સ્વરૂપના અગાધ વૈભવના આંતરભાન વિનાના શુષ્કજ્ઞાની તથા જ્ઞાનદગ્ધ પ્રતિ અખાની તેવી જ ચોટ છેઃ—

"સૂકું જ્ઞાન અને બંઢળ મૂછ, કરપી ધન, કૂતરનું પૂછ,
એ ચારથી અર્થ ન થાય, સામું એબ ઉઘાડે કાય;
અખા અમલ વિન હાકમ જશે, કથ્યું જ્ઞાન પણ હરિ નવ વશે."

*  *  *

" શુષ્ક જ્ઞાની નીરસ હોય રદે, વાણી જાણી લૂખું વદે,
દીસે નહિ તે સર્વાવાસ, ચેતન જાણી નોય ઉલ્લાસ,
એ લક્ષણ શુષ્ક જ્ઞાની તણું, જ્ઞાનદગ્ધ અખા હવે ભણું,
જ્ઞાનદગ્ધ હોયે અધબળ્યો, સંતસમાગમે રહે તે મળ્યો.
બાહ્ય કર્મે ઝલાણી મત્ય, માંહે આપોપું હતા સત્ય,
અનુભવ અંકુર ન ફૂટે ત્યાંહાં. જેમાં અખા દહે છે સ્પૃહા. "

અખાના હૃદયમાં તત્ત્વવિચારની કેટલી ઊંડી છાપ હતી તે જણાવવા નીચેની કડીઓ બસ થશેઃ—

" જોગ ધ્યાન તપ તીરથ ત્યાગ, ભક્તિ કર્મ ને વૃક્ષ વૈરાગ્ય,
વિષય વૃત્તિ નાનાવિધ ભોગ, ચાલ્યો જાય છે ચેતન જોગ;
અખા સર્વ સ્વામીના રંગ, સદા સર્વદા આપ અસંગ." ૧

* * *

" સકલ ચરણ શિરકર અવયવ, સકલ શબ્દ બોલે જે દેવ.
તેમાં ઊગી નીકળ્યું સઉ, નિત્ય ખરે નિત્ય વાધે બહુ.
કેમ કહું કો કાળે અવતાર, જો તે વડે ચાલે સંસાર,
કદળી થંભ ઘણા પડવળે, વચમાંથી લુંબો નિકળે.
જગત કાનરો કેળ મહાભૂત, જેવડું રંભા તે અદ્દભુત,
અખા અરૂપી ઊગ્યો જોઈ, પૂર્વપક્ષ ન કરશો કોઈ. ૨

* * *

" વેલ ન દીસે દીસે પાન, દીસે કિરણ ન દીસે ભાન,
પ્રવાહ ન દીસે દીસે તરંગ, તેમ ચિદ્દ ન દીસે દીસે અંગ.
અખા દેખણહારો દ્વૈત, ઢળતે રહે તે સર્વાતીતનું.

* * *

" ચિદ્દ અર્ણવ કેરા બુદબુદા, ઊપજે ખપે સ્વભાવે સદા,
અસ્તિ નાસ્તિ એની ન કેવાય, નર છાયા જેમ સાથે જાય.

સૂરજ ધામ કહેવાને બે, એમ, જીવ શિવ અખા જોઈ લે,
વેલ ભરાઈ બેઠો જન, હું જ ધણી એમ માને મન,
કાળ સદા ખેડે સારથિ, બેઠો ફરે અવિનાશી રથ."

* * *

"મહા વિચાર વિચાર્યો અખે, જે ગગનચંદ નાવ વેજલ વિષે,
વસે લહરિ તરંગ બુદબુદા, બિંદુવિકાર ઇંદુને નહિ કદા;
એમ પરમાત્મા જાણે પિંડ, તે પરમાત્મા તારક ભૂમંડચ." ૬

* * *

"નિરાધાર નાટક અટપટું, સ્વતઃસિદ્ધ દીસે સામટું,
ઉત્પત્તિ સ્થિતિ લય સહેજે થાય, પ્રવાહ તણી પેરે ચાલ્યું જાય;
તેમાં આચાર્યે કીધી યુક્તિ, કલ્પ્યો બંધ ને માની મુક્તિ." ૭

અત્રે પહેલી કડીમાં ચૈતન્યઘન પરમાત્માને એક અખંડ યોગીની ઉપમા આપી આ સંસાર એ એક વિલક્ષણ યોગની ધારા ચાલતી હોય એવું ભાન કરાવ્યું છે. બીજીમાં વિરાટ આત્માનું અપૂર્વ અલંકારિક ભાષામાં વર્ણન છે. ત્રીજીમાં દ્વૈતભ્રમની ઉપર પ્રતીતિ અને અદ્વૈત તત્ત્વનું ગુપ્ત અવસ્થાન દૃષ્ટાંત પરંપરાથી આબેહૂબ વર્ણવ્યું છે. ચોથીમાં, પાંચમીમાં અને છઠ્ઠીમાં જીવાત્મા અને પરમાત્માનો કેવા પ્રકારનો સંબંધ છે, અને વસ્તુનું અદ્વિતીયત્વ કેવી રીતે છે તેનું વેદાન્તશાસ્ત્રની રસિક પરિભાષામાં ઉત્તમ રીતે નિરૂપણ કર્યું છે. અને સાતમીમાં પ્રપંચનું મિથ્યાત્વ અને બંધ–મોક્ષની કલ્પના કેવી રીતે ઊભી થઈ છે તે બતાવ્યું છે.

અદ્વૈત તત્ત્વના અનુભવ સારૂ અખાએ દૃષ્ટિસૃષ્ટિવાદની ક્રિયા સૃષ્ટિદૃષ્ટિવાદ કરતાં વધારે પસંદ કરી છે. અદ્વૈતનો શાસ્ત્રાનુસાર નિર્ણય કર્યા પછી દ્વૈતપ્રતિભાસ અદ્વૈતમાં શી રીતે થયો એનો વ્યાવહારિક નિશ્ચય કરવા વેદાન્તશાસ્ત્રમાં ભિન્નભિન્ન પ્રક્રિયાઓ છે. એ સર્વ પ્રક્રિયાઓમાં માયાવાદ અનુસ્યૂત છે, તોપણ કેટલાકનું

એમ માનવું છે કે આ વિશ્વસૃષ્ટિ પરમેશ્વરના માયિક સંકલ્પથી ઉત્પન્ન થયેલી છે અને તે જીવની દૃષ્ટિના વિષયરૂપ થાય છે. આ વિચારને સૃષ્ટિદૃષ્ટિવાદ કહે છે. અન્ય વિચારકોનું એમ માનવું છે કે જીવની દૃષ્ટિથી સૃષ્ટિ ઉત્પન્ન થયેલી છે, અર્થાત્ જીવની અજ્ઞાનમયી ભાવના જ આ ભેદમય સંસારને પ્રકટ કરે છે. આને દૃષ્ટિસૃષ્ટિવાદ કહે છે. અખાએ આ વિચારને સ્વરૂપનિર્ણયમાં વધારે ઉપયોગી ગણ્યો જણાય છે:—

"જગત નામ જગદીશ જ તણું, જોયામાં કારણ છે ઘણું,
ચિત્તસહિત જોતાં તો જગત, ચિત્તરહિત હરિ છે વ્યક્ત;
શાર્દૂલ સુત માતાને મળે, અન્ય અખા રિપુ જાણી પળે.
મોટું વૈગુણ્ય ચિત્તનું પડ્યું, વસ્તુ વિષે દ્વૈતપડ ચડ્યું,
પડે ભાત નાનાવિધ તણી, ચિત્ત ઉપાધ્ય વાધી અંત્ય ઘણી;
માદક પુરુષને ઘેલો કરે, સ્વસ્વરૂપ અખા તેને વીસરે.
ચિત્ત શમતે નિશ્ચળ મન થાય, નિશ્ચળ મન તે શિવ સદાય,
શિવ તણે પદ દ્વૈત જ નથી, ચિત્ત ઉપાધ્ય વાધી અણછતી;
ચિત્ત કલ્પિત અખા અવતાર, એ સત્શાસ્ત્ર તણો નિરધાર."

અખાના કાવ્યગત સિદ્ધાન્તોનું સ્વરૂપ સૂક્ષ્મમાં પ્રતિપાદન કર્યા પછી તે કવિની અન્ય કવિઓ સાથે સરખામણી કરવાનું આ વાર્તિકમાં બાકી રહે છે. અખો કેટલાક અંશમાં એક અદ્વિતીય મધ્યકાલીન ગુજરાતી કવિ છે. એનું બહુશ્રુતપણું અન્ય ભક્ત તથા જ્ઞાની કવિઓમાં નથી. શાસ્ત્રના સિદ્ધાન્તો જે સરળ ભાષામાં એ ઉતારવા સમર્થ થયો છે તેમાં અન્ય કવિઓ હાર ખાઈ ગયા છે. અખામાં રહેલા આ ગુણો પ્રતિ બહુમાન દર્શાવ્યા છતાં આપણે કહેવું જોઈએ કે તેનામાં ધીરાની કલ્પનાશક્તિ નથી, તથા યોગમાર્ગના અણુસારા ભાગ્યે જ જણાય છે. પ્રીતમની પેઠે તેનામાં શાંત તથા શૃંગાર એ

ઉભય રસની નિષ્પત્તિ કરવાનું સામર્થ્ય નથી. અખો ઘણે પ્રસંગે શુષ્ક કવિ લાગે છે, પ્રીતમ શાંત અને તેની સાથે રસિક કવિ છે. પ્રીતમમાં તેના નામ પ્રમાણે ભાષાનું માધુર્ય અદ્ભુત છે. નીચેની પ્રીતમની પંક્તિઓની મધુરતા નથી અખામાં, નથી ભોજામાં, અને નથી નિષ્કુળાનંદમાં:—

"અશાડે અમરિત તણા વરસ્યા વરસાદ,
હરિ હરિ સઘળે થઈ રહ્યું, થાવર જંગમ જાત.
ચિત ચાતક રંગે રટે બોલે મન મોર,
જ્યાં ત્યાં ચૈતન્ય બ્રહ્મના, ઊગતા અંકોર.
સુખસાગર સહેજે ઊછળ્યો, સરિતા શુભ સાર,
બ્રહ્મ નિરંતર જળભર્યા, કોઈ પામે ન પાર;
માણે મત્સ્ય મગન થઈ, મરજીવા સંત,
પ્રીતમ પલક ન્યારા નહિ, રસિયા રસવંત."

( જ્ઞાનમાસ )

પદલાલિત્ય જેટલું પ્રીતમમાં તથા ધીરામાં છે તેટલું અખામાં નથી. પ્રીતમ શાંત તથા શૃંગારરસમાં સરખી શક્તિ પ્રકટ કરવા જાય છે, પણ શૃંગારની છાયા તેના શાંતરસમાં પણ પ્રવેશે છે. પ્રીતમમાં જ્ઞાન અને ભક્તિનું સમાન બળ છે. અખામાં વિચારનું પ્રાધાન્ય છે.

ભોજનમાં મર્મ વાણી જબરી છે, અને ઘણે પ્રસંગે કઠોર છે. અખાના ચાબખા રસભર્યા છે. વિષયી જનને ભોજા પ્રતિ એકવાર વાંચ્યા પછી ઉપેક્ષા થાય છે. ચાબુક વાગ્યા છતાં પુનઃ અખાને વાંચવાનું મન થાય છે. ભોજો એક સાદો નિષ્કપટી પરમેશ્વરનો ભક્ત છે, અખો એક વિચારશીલ અને ચતુર કવિ છે.

નરસિંહ મહેતામાં અનુભવબલ અખા કરતાં વધારે છે. નિર્દોષ ભક્તિથી રસબસ કરવા એ આદિકવિ જેવી કુશળતા અખામાં નથી.

નરસિંહ મહેતાની દૃષ્ટિમાં ઈશ્વરશરણતામાં સર્વસાર છે, અખાની દૃષ્ટિમાં વિચારથી વસ્તુસ્વરૂપ સમજવામાં રહસ્ય છે. બંનેને અદ્વૈત-નિષ્ઠા ઈષ્ટ છે. નરસિંહ અને પ્રીતમ માયાનું બળ શમાવવામાં પરમેશ્વરના અનુગ્રહને ઇચ્છે છે. અખો સ્વાશ્રયી છે અને પરમેશ્વરને આરંભથી જ અદ્વૈતભાવે યજે છે. અખામાં જ્ઞાનની કાંઈક ખુમારી છેઃ—

"પરાત્પર બ્રહ્મ પ્રકટ થયા, ગુણ દોષો તે દિનના ગયા,
અચ્યુત આત્માનું એ એંધાણ, ચચ્યું ચાવે અખો અજાણ;
જે નરને આત્મા ગુરુ થશે, કહ્યું અખાનું તે પ્રીછશે.

*

વાંકુંવસમું જાણું ત્યાં હરિ, હું તો મારે બેઠો ઠરી,
ભલા ગૃહસ્થને વાડે ગાય, એમ આપ સોંપ્યું હરિમાંય;
છીંડું ખોળતાં લાધી પોળ, હવે અખા કર ઝાકમઝોળ."

આ પ્રમાણે આપણે અખાના કાવ્યમાંથી તરી આવતી તેની આધ્યાત્મિક મૂર્તિને નમન કરી આ આત્મસંસ્કારજનક વાર્તિકને સમાપ્ત કરીશું.

## અભ્યાસસામગ્રી

### અખાની કૃતિઓ

૧. અખાજીના છોપા : અમદાવાદ પુસ્તકવૃદ્ધિ કરનાર મંડળી, ઈ. સ. ૧૮૫૨
૨. બૃહત્ કાવ્યદોહન ભા. ૧: અખાના છોપાઃ એકંદર ૭૪૬
૩. બૃ. કા. ભા. ૩ ચિત્તવિચાર સંવાદ, પંચીકરણ, ગુરુશિષ્યસંવાદ
૪. બૃ. કા. ભા. ૪ વેદાંતજ્ઞાનનાં પદો
૫. બૃ. કા. ભા. ૫ વેદાંતનાં પદો

અખાની વાણી : કવિ હીરાચંદ કાનજી, ઈ. સ. ૧૮૬૪
અખાની વાણી : ઓરીએન્ટલ છાપખાનાના માલિક, ઈ. સ. ૧૮૮૦
અખાની વાણી : મણિલાલ મહાસુખરામની કંપની, મુંબઈ ઈ. સ. ૧૮૯૪
અખાની વાણી અને ગંગવિનોદ : મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે અમદાવાદ, ઈ. સ. ૧૯૦૪
અખાની વાણી : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ ઈ. સ. ૧૯૧૪
અખાકૃત કાવ્યો ભા. ૧ : દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા ગુજરાત વર્નાકયુલર સોસાયટી અમદાવાદ, ઈ. સ. ૧૯૩૧
અપ્રસિદ્ધ અક્ષયવાણી અર્થાત્ અખાકૃત કાવ્યો ભા. ૨ : ભગવાનજી મહારાજ, ગુ. વ. સો. ઈ સ. ૧૯૩૨
અનુભવબિંદુ : કે. હ. ધ્રુવ ઈ. સ. ૧૯૩૨

## અખા વિષે

શંભુપ્રસાદ મહેતા : અખો, એનો ઉપદેશ તથા એનો સમય (વસન્ત, વર્ષ ૩, અંક ૬, ૮, ૧૦)
અંબાલાલ બુલાખીરામ જાની : અખા ભક્ત અને તેમની કવિતા (બીજી ગુજરાતી સાહિત્ય પરિષદનો રિપોર્ટ, ઈ. સ. ૧૯૦૯)
સ્વામી સ્વયંજ્યોતિ : અખાનો પરિચય (અખાની વાણી, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ)
દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા : અખો (સ્વ. રા. બા. કમળાશંકર સ્મારક વ્યાખ્યાનમાળા, પુષ્પ ૧ લું, ઈ. સ. ૧૯૨૭); ઉપોદ્ઘાત,
,, અખાકૃત કાવ્યો, ભા. ૧ (ગુજરાત વર્નાકયુલર સોસાઈટી, ઈ. સ. ૧૯૩૧)

# પ્રેમાનંદના જીવનના

## પાંચ પ્રસ્તાવ

વ્યાખ્યાતા

**દી. બ. કેશવલાલ ધ્રુવ**

**જ્યારે** આકાશ અગ્નિ વરસે છે અને ધરતી ધગધગે છે, નદીઓ ક્ષીણ થાય છે અને નાળાં સુકાઈ જાય છે, ત્યારે ગંગા અને સિંધુમાં ભૂમિને જળમય કરી દેતું ભારે પૂર ક્યાંથી? અતિદૂર ઉત્તર તરફ દૃષ્ટિ લંબાવો. જુઓ, પેલા આકાશને ભેદતા હિમાલયના હૃદયે ને મસ્તકે આર્દ્રતાના થરના થર જામી રહ્યા છે; તે જે અખૂટ રસ ઝરે છે, તેને લીધે જ ગંગા અને સિંધુમાં કાળે ઉનાળે પૂર આવે છે. સાહિત્યની સૃષ્ટિમાં પણ એવો જ દેખાવ વિક્રમની અઢારમી સદીમાં આપણી દૃષ્ટિએ પડે છે. તે સમયે સંસ્કારી સારસ્વત પ્રવાહ આ કુમારિકાક્ષેત્રમાં અદૃશ્ય થયો હતો. માત્ર બે-ત્રણ પ્રાકૃત ઝરણો સજીવન જણાતાં હતાં. પણ તેમાં રસની—મીઠાશની ખામી હતી. આ તરફ પશ્ચિમ ઘાટના વહેળિયાની ચપળતાથી સામળની વાર્તાનો ઘોઘ ઘોંઘાટ મચાવતો, થેકડા મારતો

હતો. પેલી તરફ કચ્છની ખારી નદી તુલ્ય તત્ત્વજ્ઞાનના ક્ષારયુક્ત અખાની વાણીનું વહેણ નિઃશબ્દ વહેતું હતું. બીજાં પણ ઝરણિયાં સંસારના વટેમાર્ગુની તૃષા છિપાવવાનું કરતાં હતાં. આવી શુષ્કતાના સમયમાં ફુક્કડ વલ્લભ, પંડિત રત્નેશ્વર, શૃંગારી દ્વારકાદાસ આદિની કવિતાની નદીઓ અનેકાનેક રેલછેલ કરી મૂકી તે મહાન કવિ પ્રેમાનંદ:

અઢારમા શતકનો અધિષ્ઠાતા કવિ પ્રેમાનંદ જ છે. ગુર્જરી ગિરાના સદ્‌ભાગ્યે શ્રુતિપ્રોક્ત સો વર્ષ જેટલું લાંબું આયુષ્ય ભોગવનાર એ પ્રતાપી કવિ, આકાશગંગાનો તેજસ્વી પ્રવાહ જેમ આકાશને માપે છે, તેમ અઢારમી સદીને માપી લે છે. આપણા ધ્વન્યારણ્યને એ દ્વિજોત્તમે શતકના આરંભની વીશાથી માંડીને સમાપ્તિની વીશા પર્યંત દિવ્ય ગાનના ઊભરા વડે શબ્દાયમાન કરી મૂક્યું હતું. એના સમગ્ર સાક્ષરજીવનની આલોચના કરવાનો સમય હજુ દૂર છે. અત્યારે તો એ ગુર્જરરત્નના કેટલાક મહાન પ્રસ્તાવનું જ નિરૂપણ કરવું બને એમ છે.

જે જે દેશકાળના સંજોગોએ ભાષાભક્ત પ્રેમાનંદ પ્રગટ્યો, તે જ સંજોગોએ પાખંડનું ખંડન કરનાર અખાને, વિક્રમ–ભોજ–રખીદાસનો મહિમા ગાનાર સામળને અને માતાજીની પ્રીતિમાં મહાલનાર વલ્લભ મેવાડાને જન્મ આપ્યો. અઢારમી સદીના ઇતિહાસનાં પાનાં ઉથલાવીએ છીએ, તો દેશની બહુ પ્રકારે અવનતિ થયેલી માલૂમ પડે છે. સૈકાંનાં સૈકાં થયાં શહેનશાહો અને સુલતાનોના જુલમ નીચે લોક કચરાતા આવ્યા હતા. વિદેશી ને વિધર્મી રાજ્યકર્તાના અમલમાં રાજકીય કે ધાર્મિક ઉન્નતિની આશા કેવી ? દ્વિતીય–સહસ્રાબ્દિના મધ્યકાળની તે તે ધર્મભાવનાના મહાન સંક્ષોભથી પૂર્વમાં વિદ્યાપતિ, વિસ્તૃત ઉત્તરમાં કબીર ને

તુલસીદાસ, દક્ષિણમાં તુકારામ અને પશ્ચિમમાં નરસિંહ મહેતા જેવા પ્રજાના હૃદયરૂપ કવિઓ ઉત્પન્ન થયા હતા, તેનો ઊભરો શમી જઈ ઊલટું કહેવાણુ શરૂ થયું હતું. અમદાવાદની ટંકશાળના સોનીએ પુષ્ટિમાર્ગનો બેરજો કાઢ્યો, તો ધાતુવાદ અવળો ફળી કનકનું કથીર થયેલું તેના જોવામાં આવ્યું. તે પોકાર મારે છે કે

ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
ધન હરે, ધોખો નવ હરે, એવો ગુરુ કલ્યાણ શું કરે ?

દેશી સાહિત્ય પણ દુર્બળ સ્થિતિમાં હતું. ગુર્જર સાહિત્ય-મંદિરને નરસિંહ, પદ્મનાભ ને ભાલણે શોભાવવા સફળ પ્રયત્ન કર્યા, તે પછીના કાવ્યશિલ્પીનાં ઘડેલાં બાવલાં તે ડોળિયાં જ હતાં. પ્રતાપી સિદ્ધરાજ જયસિંહના સમયમાં ઉત્કર્ષશાળી ગુર્જરોની પેઠે

**पुत्ते जायें कवण गुणु, अवगुण कवण मुएण,**
**जो बप्पीकी भूंइडी चंम्पिज्जइ अवरेण ?**

એવું કહેનાર કે વિચારનાર કોઈ જ નહોતું. શિવાજી મહારાજના ગુરુ રામદાસની પેઠે રાષ્ટ્રધર્મનો ઉપદેશ કોઈ કરે ને કોઈ સાંભળી દિલ ધરે એમ ન હતું. વસ્તુસ્થિતિ આમ હોવાને લીધે ધર્મ સંબંધી વિચિકિત્સા અખાના છપ્પામાં છપાયેલી છે; રાષ્ટ્રભાવનાના અભાવે કુટુંબ તે જ બ્રહ્માંડ માનનારની કુટુંબવત્સલતા વલ્લભ મેવાડાના માતાજીના ગરબામાં ગાજી રહી છે; દાસત્વમાં ઊછરેલાની ચાપલૂશી સામળની ઉપકારવૃત્તિની ભાટાઈમાં ભભકી રહી છે; ઉચ્ચ કાવ્યભાવનાના અભાવે લોકની અદ્ભુતપ્રિયતા વાર્તાની કથનીમાં પાંગરી રહી છે; ત્યમ વળી जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी એ શ્લોકાર્ધમાં પ્રબોધેલી દેશભક્તિના અભાવે પ્રેમાનદ જેવા વિરલ નરનો હૃદયરાગ ભાષાભક્તિમાં સંક્રાન્ત થઈ રહ્યો આપણે જોઈએ છીએ.

એક રીતે સ્વભાષાના પ્રયોગનું મમત્વ આ દેશમાં પૂર્વકાળથી

ચાલ્યું આવ્યું છે. એને લીધે ચક્રવર્તી અશોકની ધર્મદેશનાને ગિરનાર ઉપરના શિલાલેખમાં સ્થાનિક પ્રાકૃતનું રૂપ ધારણ કરવું પડ્યું છે. વળી દેવર્ધિગણીના સમયમાં જૈન અંગો વલભીપુરમાં પ્રાચીન માગધી વીસરી અર્ધમાગધીમાં પત્રારૂઢ થયાં, તેમાં પણ સ્થાનિક ભાષાનું પ્રાબલ્ય કારણભૂત હોય. સ્વભાષા પ્રત્યેના ગૌરવથી પ્રતાપી સિદ્ધરાજની પ્રેરણાથી હેમાચાર્યે અહીંની અપભ્રંશભાષાનું પ્રથમ વ્યાકરણ બાંધ્યું, જેથી સંસ્કારી પ્રાકૃતોમાં અપભ્રંશભાષા પણ માન પામી. આગળ જતાં સ્વભાષા ઉપરની પ્રીતિ એટલી તો દૃઢ થઈ જણાય છે, કે ધારાનગરીના વિદ્યાવિલાસી સુપ્રસિદ્ધ ભોજરાજાને सरस्वतीकण्ठाभरणમાં લખવું પડે છે જે अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः । ગુર્જરોનું અપભ્રંશને માટે જે મમત્વ હતું, તે મમત્વને છાજે એવી તેની સુંદરતાની सरस्वतीकण्ठाभरण જ सुभव्योऽपभ्रंशः એમ રેખ મારી સાક્ષી પૂરે છે. મેવાડનો સંગીતપ્રિય કુંભો રાણો પણ गीतगोविन्दની ટીકામાં એક સ્થળે તેને વખાણે છે[1]. વાણીની પોતાની ભવ્યતાને લીધે કે બોલનારની પ્રીતિને લીધે ગમે તે કારણથી ભાષાભક્તિનો પ્રવાહ સરસ્વતીના પ્રવાહની પેઠે કોઈ સમયે પ્રકાશ તો કોઈ સ્થળે પ્રચ્છન્ન એમ આ ભૂમિમાં વહેતો જ આવ્યો છે. પરંતુ તેનો અપ્રતિહત ગંગાવતરણ જેવો પ્રપાત તો કવિ પ્રેમાનંદના ભગીરથપ્રયત્નમાં જ ખરેખરો દૃષ્ટિગોચર થાય છે. બીજી પ્રતાપી ભૂમિમાં યશસ્વી દેશભક્ત વીરો નીપજ્યા છે, પરંતુ ભાષાભક્તિનો આવિર્ભાવ તો અહીંનો નવીન જ છે.

ગૂજરાતી સાહિત્યના ઉત્કર્ષ અર્થે પ્રેમાનંદે આદરેલા સમારંભમાં સદ્ગુરુ રામચરણનો બોધ, સાહિત્યપોષક કવિમંડળ, સામળ-

---

૧ જુઓ ગી. ગો. ની પ્રથમ અષ્ટપદીની ટીકાઃ—संस्कृतात् प्राकृतं-मिष्टं ततोऽपभ्रंशभाषितम् ।

ભટ સાથેનો ઝગડો, વ્યાસ પુરાણી સાથે વિરોધ, હિંદુસ્તાની સાહિત્યના હિમાયતી સાથે રસાકસી અને સંસ્કૃત સાહિત્યની પ્રતિસ્પર્ધા, એ મુખ્ય સ્થાન ધરાવે છે. પંજાબમાં લડાયક શિષ્યભક્તિ જેમ ગુરુગોવિંદે સ્ફુરાવી, મહારાષ્ટ્રમાં રાષ્ટ્રભકિત જેમ રામદાસ સ્વામીએ પાંગરાવી, તેમ પ્રેમાનંદમાં ભાષાભક્તિનું બીજ તે ગુરુ રામચરણે રોપ્યું. એ સંબંધમાં કુળદીપક વલ્લભ યુધિષ્ઠિરવૃકોદર-સંવાદાખ્યાનના મંગળાચારમાં પ્રેમાનંદને જ મુખે કહેવરાવે છે કેઃ

કવિનામધારી નથી, ભક્ત અમે ભાષાતણા,
ભટકયા ભરતખંડ દેવી જોવા જાગતી;
દેશ ને વિદેશ જોયા, આશ દાસ થવા તણી,
કોઇ કહીં પહોચ્યા નહિ; વાત વાંકી લાગતી.

હિંદુસ્તાન મધ્ય ભાળી ભાખા તેની ભલી જેહ,
[1]યવનથી ભ્રષ્ટ થઈ હજી નથી ત્યાગતી.
સારો શબ્દ રૂપી નર ઝડપી લૈ જોતા માંહી,
ભ્રષ્ટ કરે પછી તેને; એમ અનુરાગતી.

કેટલાક દેશ અમે યાત્રા કરવાને ગયા;
જેવો જોયો એવો અમે સાર સમજાવિયો;
કોઇક [2]ભાષાદેવી દીન મલિન ને માલવની;
કરે માલવાણી તેને, સાજ શો સજાવિયો ?

નવનીતા નડી કૈંક [3]ભાષા નાત જાત જોતાં.
પ્રીતિ કેવી પેર થાય ? વિચાર ન આવિયો.

---

૧ યાવની શબ્દ, ફારસી આરબી બોલ.

૨ મરાઠી, જેની સમૃદ્ધિ શ્રીમંત પેશવા સરકારના આશ્રયથી વધવા માંડી હતી.

3 ગૂજરાતી.

[1]એવે મળી આવ્યા સિદ્ધ પૃથ્વીમાં પ્રસિદ્ધ પૂરા.
નમી પૂછ્યું તેમને મેં, ભલો ત્યારે ભાવિયો.
નિષ્કલંકી ભાષા કોઈ બતાવિયે, નરવર!
પૂજક હું થાઉં તેનો, વ્યગ્ર મન અતિ છે.
જોઉં જેમાં તેમાં દોષઃ ગિરવાણ શુદ્ધ ભાણું;
ન કરવાનું નિહાળું; મૂઢ મારી મતિ છે.
ધનવંત જોઈ પૂરો ધન અર્પવા જવું તે,
હાંસી વિશ્વ મધ્ય થાય; રાઢ એમાં રતી છે?
ગિરવાણ જેવી નહિ, ઊતરતી એના થકી
એક પગથિયું માત્ર; ગૂઢ કેવી ગતિ છે.
યોગિરાજ ઈશ્વર શા વદ્યા વેણ ત્યારે તને,
અલ્યા કયી જાત તારી? પૂછ્યું એમ તેમણે.
મેં કહ્યું કે ગૂજરાતી, મૂલ્યવાળો શું શાં વિશે,
શુદ્ધ ભાષા જોવી મારે, મૂલ્ય કર્યું એમણે.

ઉમર મૂકી અને તું ડુંગરને પૂજે કેમ?
ગોદમાંનો સુત ભૂલે જાણ્યો નહિ જેહણે!
તારી ભાષા છે જ તેવી; જાણ્યું નવ તેં જરૂર.
વિચારી જો વારવાર ગુણથી ઘટે ગણ્યે?
કોમળતા કમળથી અધિક દેખાય એમાં,
મધુ સુધા મિષ્ટપણે હારી હારી જાય છે;
અમલતા એના જેવી નથી કોઈ ભાષા મધ્ય.
પ્રાચીનપણું તો એનું મોટેરું મનાય છે;
નવ રસની નાયકા સુખદાયકા છે સિદ્ધ,
જાણે નહિ તેહ એના ખોટા ગુણ ગાય છે;

---

૧ સરખાવો અષ્ટાવક્રાખ્યાન, કડવું ૫, છેલ્લી પંક્તિઃ—
પ્રેમાનંદ ગુરુ પાસે આવ્યા ફરી સઘળો દેશ રે.

કર્કશાપણું કે'શે નથી એની માંહી રજ,
[1]વીરગ્રંથ ભાળ્યા નથી ખત્તા તેણે ખાય છે.

પોતે પોતાકેરી કરે અથવા પોતાનાતણી
પ્રશંસા તો પેર પેર, તે માંહી તે માલ શો ?
પ્રશંસનીય જો પૂરા, તોય નૂર ઘટે તેમાં;
તેણે વધુ બોલું નહિ, રૂપિયો છે રાળ શો.

ગુર્જરગિરાની તુલ્ય ઉપમા ઉર્વીમાં નથી;
સર્વગુણસંપન્ન છે. ઉચ્ચાર રસાળ શો ?
એમ સમજાવી મને સારે પંથે વાળ્યો સિદ્ધ.
અનુભવે ખરું લાગ્યું; ટળ્યો ન્હાના બાળ શો.

રામદાસ સ્વામીના ઉપદેશની અને રામચરણના ઉપદેશની મહત્તાની પ્રતીતિ સારુ જરા ઇતિહાસ તરફ દૃષ્ટિ કરવાની જરૂર છે. એકે પ્રબોધેલી રાષ્ટ્રભક્તિએ મહારાષ્ટ્રને ઝનૂની આલમગીરના ઝપાટામાંથી બચાવી લીધો. શિવાજી શિવાજી નીવડ્યો, તે એ રાષ્ટ્રભક્તિના બોધથી. પ્રેમાનંદ પણ આપણા પ્રેમનું પાત્ર અને આનંદનું ધામ થયો, તે એ ભાષાભક્તિપ્રદ ગુરુમંત્રથી. પ્રેમાનંદ ન હોત તો આપણા સાહિત્યમાં કેવી શૂન્યતા જોવામાં આવત, તે તપાસીએ. પ્રકાશમાં આવેલું ગુર્જર સાહિત્ય પાંચ શતકનું છે. તેનો આરંભ વિક્રમનું પંદરમું શતક ઊતરતાં થયો. નરસિંહ, ભાલણ, પદ્મનાભ આદિને હાથે ગણ્યાગાંઠ્યા પણ સારા આદર્શો રચાયા. તે શતકમાં રસના ગ્રાહક શ્રોતા પણ હતા, તેની ભાલણની કાદંબરી સાક્ષી પૂરે છે.[2] તે રસિકતા ભાલણ, ઉદ્ધવ ને ભીમકવિની સાથે જ

---

૧ આ વીરગ્રંથ કયા ?

૨ જુઓ ભાલણકૃત કાદંબરી, પૂર્વ ભાગ, પૃ. ૧, પંક્તિ ૧૧–૧૪ અને પૃ. ૧૬૯, પંક્તિ ૧–૪

અવસાન પામી. સત્તરમા શતકમાં રસ લાહનાર કે લહેનાર કોઈ થયું નહિ, રહ્યું નહિ. કવિતા તે કાવ્ય કહીએ, તો નાકર, વિષ્ણુદાસ, શિવદાસ, મનોહર આદિનાં થોથાંની એ શતકમાં ખોટ નથી. પરંતુ કાવ્યનો આત્મા જે રસ, તેની એમાં ઝાંખી થતી નથી. ઊછરતા ગૂર્જરાતી સાહિત્યનો આ રીતે સત્તરમા શતકમાં અપકર્ષ થયો. અઢારમા શતકના ધુરંધર કવિ પ્રેમાનંદ અને તેણે પોષેલા કવિ-મંડળમાંના વલ્લભ, રત્નેશ્વર વગેરે એમને હાલ બાજુ ઉપર રાખી ઓગણીસમા શતકમાં ઊતરીએ, તો ત્યાં કયા મોટા કવિ આપણે ગણાવીશું ? દયારામભાઈની ગરબીઓ પંકાય છે, અને બીજા કવિનાં પણ છૂટક પદો વખણાય છે, પણ આદર્શભૂત મોટું કાવ્ય કોઈનું શોધ્યું જડે છે ? એ શતક પણ આ રીતે ખાલી છે. વીસમું શતક તો હજુ ચાલે છે, એટલે તેની તુલના કરવી યોગ્ય નથી. હવે વિચારો કે પ્રેમાનંદ, વલ્લભ, રત્નેશ્વર વગેરેએ અક્ષર પાડ્યો ન હોત, તો સત્તરમા શતકથી માંડીને તે ઓગણીસમા શતકની સમાપ્તિ પર્યંત કયા ઊંચા આદર્શો આપણે બતાવત ? એકે નહિ, એકે નહિ. ગુર્જર સાહિત્યના દુર્બળ સંગ્રહમાં સંગીન અને સારો વધારો અઢારમા શતકમાં થયો, તે સદ્દગુરુ રામચરણના મંત્રબળથી જ. એમના સદુપદેશનું મહત્ત્વ સમજવાને આ ઐતિહાસિક નિરીક્ષાની જરૂર છે. એ ઉપદેશના જ મહિમાએ દ્રૌપદીહરણ આદિ કાવ્યપદાર્થ સ્ફુટ કરવા, રોપદર્શિકા આદિ નાટ્યશાસ્ત્રના પ્રયોગનાં મર્મ પ્રકાશવા, અષ્ટાવક્રાખ્યાન આદિ કાવ્યદ્વારા સર્વ શાસ્ત્રનાં રહસ્યનો પરિચય કરાવવા, નવનવાં વૃત્ત યોજી છંદશાસ્ત્ર ખિલાવવા એ સમર્થ પુરુષે દંડી, બાણ, રાજશેખરના જેવી અથવા તેમનાથી ચઢિયાતી કીર્તિનો લોભ છોડ્યો; વંશપરંપરાની જ્ઞાતિમાં પ્રતિષ્ઠા આપનારી પૌરાણિક વૃત્તિનો ત્યાગ કર્યો; અને દૂબળી ગરીબડી ગૂજરાતીની સેવા કરવાનું આદર્યું. ગુર્જરી વાણીને પ્રેમાનંદ સરખો

મહિમા વધારનારો ભાવિક ભક્ત મળ્યો, તે પ્રતાપ સદ્ગુરુ રામચરણનો.

ભાષાભક્તિનો મહામંત્ર પામી ગુર્જરગિરાના ઉત્કર્ષ અર્થે મથતા પ્રેમાનંદે પ્રાચીન વૈદિક ચરણોની સ્મૃતિ આપતું બાવન અનુયાયીનું મંડળ સ્થાપ્યું, જેમાં કવિ, કવયિત્રીઓ અને રસિક શ્રોતા હોવાનું વાંચીએ છીએ. આ આપણા બાવન વીરનું સૂચન વલ્લભના એક [૧]ઇંદ્રવિજય સવૈયામાં કરેલું છે. કવિઓ પૈકી જેમની કૃતિ

૧ એ સવૈયા નીચે મુજબ છેઃ—

છે નવ દાસ અને ભઈ ચાર જ. રત્ન ભલા ષટ્ય શિષ્ય કહાવે.
છે ભવ રાશ અને બઈ બાર જ. રત્ન મળાં કચ વિષ્ણુ વહાવે.
છે વીર પંચ જ. જી ગણિયે ત્રણ. નંદ ચતુરનું નામ સુહાવે.
છે વીર વલ્લભ. શે ભણિયે ગણુ? એકજ પ્રેમનું નામ પુહાવે.

દાસ—જેવા કે શેઠ માધવદાસ દેસાઈ, શંકરદાસ, હરિદાસ, દ્વારકાદાસ, સુંદરદાસ. રત્ન—જેવો કે રત્નેશ્વર. શંકર—જેવો કે બભ્રુવાહન આખ્યાનનો કર્તા ભાઈશંકર (સંદિગ્ધ). બાઇ—જેવી કે વિવેકવણજારામાં ઉમેરો કરનારી ઓરપાડની કવયિત્રી (સંદિગ્ધ). વીર—જેવો કે સન ૧૮૮૮ના આર્યજ્ઞાન-વર્ધકમાં કહેલો સુરતનો વીરેશ્વર જાની. જી—જેવો કે વીરજી અને કદાચ વિભ્રંશી આખ્યાનનો કર્તા રત્નજી. નંદ—જેવા કે સ્વર્ગની નિસરણી, મહાભારત અને ભગવદ્ગીતાના કર્તા પ્રેમાનંદ (સંદિગ્ધ).

વીરજીના મુદ્રાંકિત ગ્રંથોની સાલવાર ટીપઃ—

સુરેખાહરણ, સંવત ૧૭૨૦, પોષ સુદિ ૫, ગુરુ. (નોંધ ખોટી પડે છે). કામાવતીકથા, સંવત ૧૭૨૫, પોષ સુદિ ૧૧, સોમ. (નોંધ ખરી પડે છે). બળિરાજાનું આખ્યાન, સં. ૧૭૩૦, શ્રાવણ સુદિ ૧૧, શુક્ર (નોંધ ખોટી પડે છે). દશાવતારકથા, સં. ૧૭૪૨, વૈશાખ વદિ ૫.

સુરેખાહરણની પ્રતો પ્રેમાનંદના અને આધારભટના નામની પણ મળી આવે છે.

પ્રકાશમાં આવી છે એવા કવિઓ તો, ગાયક વીરજી, હરિભક્ત હરિદાસ, પ્રસાદકવિ દ્વારકાદાસ, અનુવાદકવિ રત્નેશ્વર, નિરંકુશકવિ વલ્લભ અને સાદો સુંદર, એ છ જ છે. એઓમાં પ્રેમાનંદનો પ્રથમ પ્રીતિપાત્ર શિષ્ય વીરજી છે. એ બરાનપુરનો ચાતુર્વેદી મોઢ હતો. તે વિદ્યા ભણવા વડોદરે આવીને રહ્યો હતો; અને પ્રેમાનંદ પાસે તેણે અભ્યાસ કર્યો હતો; જુઓ બળિરાજાનું આખ્યાન, કડવું ૧૮, કડી ૨૫-૨૬. રા. બ. હરગોવિંદદાસ જણાવે છે, કે વીરજીમાં ઊંચા પ્રકારની કવિત્વશક્તિ ન હતી પરંતુ તેનો કંઠ મધુર હતો. એને લીધે પ્રેમાનંદની એના ઉપર પ્રીતિ થઈ કહે છે. પ્રેમાનંદ કાવ્ય રચતા તે વીરજી ગાતો. પ્રતિભા કમી છતાં ગાયક તરીકેના પક્ષપાતથી દોરાઈ ગુર્જર સાહિત્યના સમુત્કર્ષ અર્થના મહાન સમારંભમાં કામની વહેંચણી કરતાં પ્રેમાનંદે તેને ફારસી-અરબી-ઉર્દૂ વાર્તાને ટંકાર મારે એવી અદ્ભુત વાર્તાઓ રચવાનું સોંપ્યું હતું. એ કામ તેણે કામાવતીની કથા આદિ વાર્તા લખી બજાવ્યું. પરંતુ તેમાં વિદેશી વાર્તાસાહિત્યના જેવો ચમત્કાર અથવા પૈશાચી બૃહત્કથા જેવો રસ આવી શક્યો નહિ, તેથી પ્રેમાનંદનું મન માન્યું નહિ. [1]કામાવતીની કથા અને બીજા ગ્રંથો કરતાં વીરજીનું સુરેખાહરણ વધારે લોકપ્રિય થયું જણાય છે; કેમકે એની પ્રતો સહેલથી મળી આવે છે. એ આખ્યાનના આરંભે વીરજી નરસિંહમહેતા વગેરેને સ્મર્યા પછી પ્રેમાનંદનું નામ લે છે, અને પ્રભુ સ્વામી એવાં વિશેષણ આપી વંદના કરે છે[2].

---

૧ આ ઉક્તિને પુષ્ટિ આપનારાં પ્રમાણ મળ્યાં નથી.

૨ જુઓ વીરજીકૃત બળિરાજાનું આખ્યાન, કડવું ૧, કડી ૧૬:—

પાવનરૂપ પ્રભુ પ્રેમાનંદ ગુણ ગાતાં લજ્જાય.

બીજો શિષ્ય વણિક હરિદાસ[1] છે. સીતાવિરહની અને ભારત-સારની સમાપ્તિએ અનુક્રમે વિપ્રગુરુ અને કવિવર એવા મભમ શબ્દે તે પ્રેમાનંદનો નિર્દેશ કરે છે. પ્રતિભા તેજસ્વી નહિ, તેથી એની કવિતા ઊંચા વર્ગમાં મુકાય એવી નીવડી નહિ.

ત્રીજો શિષ્ય દ્વારકાદાસ, તે પણ વણિક હતો; અને વડોદરાનો વતની હતો. તેની સંસ્કારી બુદ્ધિથી પ્રસન્ન થઈ પ્રેમાનંદે તેને કવિતા કરવાને પ્રેર્યો. એ સમયે તેનું વય પચાસ વર્ષનું હતું. તે પ્રથમ શિવમાર્ગી અને પછી રાધાવલ્લભી વૈષ્ણવ થયો હોય[2] એમ જણાય છે. પ્રેમાનંદના પ્રસાદથી જરાક દ્વારકાદાસે કવિતા કરી અને તે ઊંચા પ્રકારની કવિતા કરી. દ્વારકાદાસનો જન્મ સં. ૧૬૮૦ માં થયો હતો.

---

૧ હરિદાસના મુદ્રાંકિત ગ્રંથોની સાલવાર ટીપઃ—

સીતાવિરહ સં. ૧૭૨૨.

સામળશાહનો વિવાહ. સં. ૧૭૨૬. કાર્તિક સુદિ ૧. શુક્રવાર (નોંધ ખરી પડે છે).

નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ. સં. ૧૭૨૭. માહે મંગળ. શુભ યોગ.

ભારતસાર. સં. ૧૭૩૭.અધિક શ્રાવણ. પુષ્ય નક્ષત્ર.(નોંધ ખોટી પડે છે).

સામળશાહના વિવાહની પ્રતમાં હરિદાસને ઠેકાણે આધારભટનું નામ મળી આવે છે. તે ભરૂચનો ભીતરો ખેડાવાળ હતો. તેનો બાપ દેવનારાયણ, અટક દવેની; વૃત્તિ લાડ વાણિયાના ગોરપદાની; એમ છ. વિ. રાવળ તા. ૨૨-૧૧-૦ના પત્રમાં લખે છે. તેમને મળેલી આધારભટના નામવાળી શા. વિ. ની પ્રત ભરૂચમાં સં. ૧૭૯૦, માગશર સુદિ ૧ની ઉતારેલી હતી. સુરેખાહરણ પણ આધારભટના નામે ચઢેલું છે, એ જોતાં આધારભટ પ્રાકૃત કથા કહેનાર હોવો જોઈયે.

૨ જુઓ દ્વારકાદાસકૃત બાર માસનો છેવટનો ભાગઃ—

સોળસેંએશીમાં જન્મ છે રે, પચાસ વર્ષે ગુરુ મેળાપ."

પ્રેમાનંદની પ્રસાદી પામી દ્વારકાદાસ કવિ થયો, તેથી એને પ્રસાદકવિ કહીએ છીએ. દ્વારકાદાસે ગુર્જર સાહિત્યમાં કીમતી ઉમેરો કરી ગુરુએ આદરેલા મહાન સમારંભમાં નિઃશબ્દ સહાયતા કરી છે.

ચોથો શિષ્ય રત્નેશ્વર[1] વ્યુત્પન્ન પંડિત હતો. તે ડભોઇનો શ્રીમાળી બ્રાહ્મણ હતો. ભાગવતના બીજા સ્કંધને છેડે તે પોતાને 'ગીર્વાણવાણીનો કવિ' કહે છે, તે યથાર્થ છે. એનું રચેલું કોઈ સળંગ સંસ્કૃત કાવ્ય મળી નથી આવ્યું, છતાં ભાગવતના અધ્યાયે અધ્યાયે હવી' તે ભાષાભક્ત પ્રેમાનંદના ગુરુમંત્રથી. રા. બ. હરગોવિંદદાસ લખે છે કે એને સંસ્કૃત અને મરાઠી વૃત્તબદ્ધ સાહિત્યના જેવું સાહિત્ય ગૂજરાતીમાં ઊભું કરવા ગુરુની આજ્ઞા હતી. તેને માન આપી તેણે કઠિન વૃત્તમાં અલંકારયુક્ત કેટલીક કવિતા કરી છે. ઉપરાંત તેણે ઉત્તમ સંસ્કૃત પુસ્તકોના પંડિતમાન્ય અનુવાદ કરી ગુર્જર સાહિત્યની સારી અભિવૃદ્ધિ કરી છે. એટલા માટે એને અનુવાદકવિ એવું નામ અમે આપીએ છીએ. ગુરુએ વ્યાસ ભગવાનના ભારતને આધારે ગૂજરાતીમાં મહાભારત રચ્યું, તો વ્યાસશિષ્ય જૈમિનિના ભારતનો અનુવાદ શિષ્યે આદર્યો. રત્નેશ્વરનો પાંડવાશ્વમેધ સંસ્કૃત જૈમિનીય અશ્વમેધનું ભાષાંતર છે; અને રત્નેશ્વરનું

૧ રત્નેશ્વરના મુદ્રાંકિત ગ્રંથની સાલવાર ટીપઃ—
ભાગવત દશમ સ્કંધ. સં. ૧૭૩૯. ભાદરવા સુદિ ૫. રવિ.
ભાગવત પ્રથમ સ્કંધ, સં. ૧૭૪૦, કાર્તિક સુદિ ૧૧, શનિ.
પાંડવાશ્વમેધ. સં. ૧૭૪૩, માહ વદિ ૫, રવિ.
સ્વર્ગારોહણ, સં. ૧૭૪૮, માર્ગશીર્ષ વદિ ૪, શુક્ર.
મૂર્ખાવલિ, સં. ૧૭૭૦,
હસ્તલિખિત ભાગવત દ્વિતીય સ્કંધ,સં. ૧૭૪૯, કાર્તિક સુદિ ૧૧,બુધ
રત્નેશ્વરકૃત ભાગવત, દ્વિતીય સ્કંધની હાથપ્રત રા. રા. હીરાલાલ ત્રિ. પારેખ પાસે છે.

સ્વર્ગારોહણ જૈમિનીય સ્વર્ગારોહણ ઉપરથી રચાયું છે. જૈમિનિનું ભારત નાશ થયું કહેવાય છે, તે વાત મને મળી આવેલી સંસ્કૃત સ્વર્ગારોહણની પ્રત ખોટી પાડે છે. જૈમિનિના ભારતનાં બીજાં પર્વ પણ કદાચ શોધખોળ કરીએ તો મળી આવે. બીજી તરફ રત્નેશ્વરના ભારતનાં બીજાં પર્વ મેળવી પ્રસિદ્ધિમાં મૂકવાની અને તેની જૈમિનીય ભારત સાથે સરખામણી કરવાની પણ જરૂર છે. અસ્તુ. ગુરુએ વ્યાસભગવાનભાગવત—મૂળને—આધારે નવું ભાગવત જ્યારે વિસ્તાર્યું, ત્યારે શિષ્યે શ્રીધરી ટીકાનું હાર્દ લઈ મૂળનો અનુવાદ જ કર્યો. વળી ગુરુએ લઘુત્રયીમાં આદિ સ્થાન ભોગવતા 'રઘુવંશ'નું ભાષાંતર લખ્યું[1], ત્યારે શિષ્યે બૃહત્ત્રયીમાં માન્ય મનાતા 'શિશુપાલવધ'નું ભાષાંતર રચ્યું. આ રીતે ગુરુભક્ત શિષ્ય ગુરુને પગલે પગલે ચાલી ગુરુના ભગીરથ પ્રયત્નમાં સહાયભૂત થવા ઉદ્યુક્ત રહ્યો.

પાંચમો શિષ્ય પ્રતાપી વલ્લભ[2] છે. એ પ્રેમાનંદનો જ્યેષ્ઠ પુત્ર થાય. એનો જન્મ હરગોવિંદદાસભાઈના લખવા પ્રમાણે સં. ૧૭૨૮ ના અરસામાં થયો હતો. એ બહુ સ્વતંત્ર મિજાજનો હતો: છતાં એની પિતૃભક્તિ અનન્ય હતી. કાવ્યોના આરંભે એ

૧ જુઓ વીરજીકૃત કામાવતી કથા, છેવટની પંક્તિઓ:—

કાલિદાસ સરખા કવિજન, રઘુવંશ કીધાં પાવન:
તેહતણા પદપંકજ ભજી, સેવક થઇ બોલ્યો વીરજી.

૨ વલ્લભના મુદ્રાંકિત ગ્રંથોની સાલવાર ટીપ:—

મિત્રધર્માખ્યાન, સં. ૧૭૬૦.
યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન, સં. ૧૭૭૧.
કુંતીપ્રસન્નાખ્યાન, સં. ૧૭૭૭.
દુ:શાસનરુધિરપાનાખ્યાન, સં. ૧૭૮૦.
યક્ષપ્રશ્નોત્તર, સં. ૧૭૮૧.

પ્રેમાનંદને જ નમસ્કાર કરે છે. સંસ્કૃત અને હિંદીનો એણે સારો અભ્યાસ કર્યો હશે એમ એનાં લખાણ ઉપરથી જણાઇ આવે છે. એની ઉદ્ધતાઈથી પિતા જરા કચવાતા હતા પણ એની પ્રતિભાથી તો પૂરેપૂરા પ્રસન્ન હતા. એ પ્રસન્નતાના ધ્વનિ 'પાંચાલી-પ્રસન્નાખ્યાન'ના નીચેના શ્લોકમાં સ્ફુરી રહ્યા છે:—

વલ્લભ–પ્રાણ થકી પણ વલ્લભ! સુલ્લભ પુત્ર પિતા શું કમાયો?
તાન તને નવ તાપ કરે તન તાપ નિવારણ તે જ કહવાયો.
આપથી આપ ઝગે જગ ભીતર, ધન્ય પિતા સહુ ઠામ મનાયો.
ભીષણ ભીમ મહા ભડ મ્હાવર, ધન્ય હું, ધન્ય હું, સુત સવાયો!

વલ્લભની પિતા પ્રેમાનંદ પ્રત્યેની અને મૈયા ગુર્જરી ગિરા પ્રત્યેની અનન્ય ભક્તિ એ જ નાટકની નીચેની ઉક્તિમાં તરે છે:—

સુત હું શે થયો ઉત્પન્ન, નવ જનની કરી જ પ્રસન્ન–
જનકે જાણિયો ના શૂર—જન કહે ગુમાવ્યું સૌ નૂર?

અથવા મને ઉત્પન્ન કરનાર આવા પણ કેમ ન હોય?

શે કાળ–કાળકર્તા જ સ્હાય માગે, કહો જ કિયે ઉપાય?
જો કાળ તેતણી સ્હાય થાય, કહો કયમ કરી તે કર્તા મનાય?

વલ્લભ પ્રથમ વર્ગનો કવિ છે. એણે નવ રસનાં નવ નોખાં કાવ્ય રચ્યાં કહેવાય છે. તે પૈકી રૌદ્ર, અદ્દભુત, વીર અને કરુણનાં કાવ્ય છપાયાં છે. શાંત અને બીભત્સનાં[૧] કાવ્યોનાં નામ હરગોવિંદદાસભાઈની તા. ૨૫–૨–૯૬ની યાદીમાં આપ્યાં છે;[૨] એ જ યાદીમાં એના મારુતિવિજય નાટકની, દૃષ્ટાંતાબ્ધિની અને ગદ્ય-પદ્યસંવાદની નોંધ છે. એમાં વલ્લભ ઝગડો પ્રેમાનંદને નામે ચડાવ્યો છે;

૧ યુધિષ્ઠિરવૈરાગ્ય અને ધૃતરાષ્ટ્રકુરુક્ષેત્રદર્શન એ નામ જ અનુક્રમે શાંત અને બીભત્સના બોધક છે.

૨ જુઓ ૧૯૧૨ ના જાનેવારીનું બુદ્ધિપ્રકાશ.

પરંતુ તે વલ્લભે રચ્યો લાગે છે. એનું છેલ્લું કાવ્ય પ્રેમાનંદકથા છે. આ અપ્રસિદ્ધ રત્નો કોઈને સદ્‌ભાગ્યે જડી આવે તો ભલે. અત્યારે તો ખોવાયાં જ છે.

છઠ્ઠો શિષ્ય સુંદર મેવાડો છે. કવિના શિષ્યોમાં એ સૌથી નાનો જણાય છે. ભાગવતનો દશમસ્કંધ પ્રેમાનંદે અધૂરો મૂક્યો હતો, તે એણે સં. ૧૭૯૩ માં પૂરો કર્યો છે. એની કૃતિ બહુ ઊતરતી પંક્તિની છે.

પ્રેમાનંદ અને તેના શિષ્યોના પ્રયાસથી ગુર્જરગિરા વસંતના બહારથી ખીલી તેનું વર્ણન 'પાંચાલીપ્રસન્નાખ્યાન'ની પ્રસ્તાવનામાં નટી આનંદોત્સાહથી કરે છે તે ધ્યાનમાં લેવા જેવું છે. એમાં પ્રકૃતિના અને સાહિત્યના સમુલ્લાસનો વ્યતિરેક નીચેના શબ્દોમાં દર્શાવેલો છેઃ

આ તે લલિત સુમન મધુકણ સ્ત્રવે શકે,
વા મધુરી ગુર્જરીની મીઠાશ મોંઘી ઘણી !
કિંશુક કુસુમ રક્તપીતવર્ણ વાસવનું
અનુદિન આ ગુલાબ ગુર્જરી મહામણિ !
ઉપવન કુસુમિત જોઇ મત્ત ભૃંગ ગુંજે,
અકલ પરભૃત આ વાણી કો પ્રેમીતણી !
સુરભિએ સહકાર પ્રફુલ્લિત પૂર્ણ કીધા,
પ્રમુદિત દ્વિજ ગિરા સુરભિ સુહામણી !

અહીં ગુર્જરગિરાના સંબંધમાં સુરભિ તે ઈશ્વરાનુગ્રહ છે. પ્રેમાનંદનાં નવાં કાવ્યો તે લલિત પુષ્પો છે. તેમાં જે રસ વહે છે તે કવિ વિનયથી કહે છે કે, ગુર્જરીની સ્વતઃસિદ્ધ મીઠાશ જ છે. નવી ખીલેલી સાહિત્યની વાડીમાં વીરજીની કૃતિ તે કિંશુક, રત્નેશ્વરનાં કાવ્ય તે ગુલાબ અને પ્રસાદપોષિત દ્વારકાદાસની કવિતા તે કોકિલની વાણી છે. તેમાં વલ્લભનું કવિત ગાન તે ભ્રમરનો ગુંજારવ છે. બીજા

ઊગતા શિષ્ય કવિઓ તે મોરતા આંબા છે. એ વસંત ઋતુથી પ્રસન્ન શ્રોતા તે આનન્દનો કિલકિલાટ કરતાં પક્ષીઓ છે.

આ કવિમંડળ પછી કવિતા કોને કહેવી એ વિશે ઊઠેલા ઝગડાનો મદારથી વલ્લભ છે. એનો આરંભ સંવત ૧૭૫૫ ના અરસામાં થયો જણાય છે. 'મિત્રધર્માખ્યાન'માં વલ્લભ સામળ ઉપર સખત પ્રહાર કરે છે.

કવીશ્વર પ્રેમ જેવા, કોક તો અમારા જેવા,
શાસ્ત્રલક્ષણા વળી કો રાય રંક સેવતા,
અજાચકવ્રત તજી માગણની રીત ભજી,
યજવાનું તે ન યજી બને મોટા દેવતા.
દ્વિજધર્મ ભૂલનારા વાસ વસ્યા; તેણે કરી
ગૂજરાતને કલંક રેણુ વિણ રેવતા.

એ કાવ્યના આરભના કવિતના 'વલ્લભના સર્વ મિત્ર' એ વાકયમાં સમાયેલી વિપરીત લક્ષણાથી સામળ સાથે પડેલા ઝગડાનો નિર્દેશ છે. ઉદ્યમકર્મસંવાદ આદિ કૃતિ કરતાં મિત્રધર્માખ્યાન ચડિયાતું જોઇ સામળ મનમાં બળી જશે એવા અર્થનું વાકય પણ એ કાવ્યને અંતે છે.[1] વલ્લભના એ અભિમાનના બોલ પ્રેમાનંદને રુચતા નથી. ઝગડો લાંબો ચાલ્યા પછી આખરે સં. ૧૭૭૦ના અરસામાં પ્રેમાનંદના આગ્રહથી તે શમે છે. યુધિષ્ઠિરવૃકોદરસંવાદ, કવિત ૪ માં વલ્લભ લખે છે કે 'પ્રેમ કાજ કરી નહિ બ્રહ્મહત્યા કવિ ભૂપે.' એ જ કાવ્યના કવિત ૨૪ માં પ્રેમાનંદે અપાવેલા જીવિતદાન માટે સામળને સંબોધીને વલ્લભ કહે છે, કે

ચંદ્ર સમ શીતળ ને મહાબળ બળિષ્ઠમાં,
વરિષ્ઠમાં વરિષ્ઠ જે કૃષ્ણદેવતારકા;

1 હવે આ કલમ મારી દુશ્મનનાં હૃદે ભોકે.

ગુર્જરગિરાની પેઠે અજાણના નવીન એ,
જાણના પ્રાચીન[1] પૂરા રસાદિના ધારકા.
સર્વગુણસંપન્ન છે પ્રભુ પૂરા પ્રેમવાળા,
પૂજ પૂરે માનસે તું સામળા આ વારકા.

પ્રેમાનંદે ઝગડો બંધ પાડ્યો છતાં પણ વલ્લભ સામળનો કેડો મૂકતો નથી. કુંતીપ્રસન્નાખ્યાનમાં[2] સીદૃજના રખીદાસને સિંહાસનબત્રીશીની આરંભની વાર્તા વાંચી સંભળાવી પસાયતું લીધા બાબત એણે સામળની બહુ ફજેતી કરી છે. એ વલ્લભનો છેલ્લો ઊભરો જણાય છે. દુઃશાસનરુધિરપાન અને યક્ષપ્રશ્નોત્તરમાં જૂના વિગ્રહના પડઘા બંધ પડે છે. પ્રેમાનંદનો આ ઝગડામાં ભાગ આડકતરો જ છે. અષ્ટાવક્રાખ્યાનમાં સુગતા કિંવા વિદ્યાવિનોદિનીના વાદદોહદથી જાણે તે સમસ્યાએ રચનારી સામળની વિદ્યાવિલાસિનીનું ગૂઢ ઉપહાસ કરતો હોય એવું ઝીણી નજરે જોનારને લાગ્યા વિના રહેતું નથી. કોડા જેવા મૂર્ખ વિનેચટને પડછે પંડિતાઈમાં પૂરા કહોડનું ચિત્ર પણ સુરેખ હોઈ તેટલું જ ધ્યાન ખેંચે છે.

વલ્લભનું લખાણ સામળ વિરુદ્ધ ઉઘાડું ને અમર્યાદ છે. પ્રેમાનંદ સામળ વિષે લખે છે તે વિવેકની મર્યાદામાં રહી ગર્ભિત શબ્દમાં લખે છે. પ્રેમાનંદમાં શાંત સમુદ્રની ગંભીરતા છે. વલ્લભ તોફાનમાં ઊછળતા સાગર જેવો છે. સામળ પોતાને કવીશ્વર લખે છે, તેથી ઉશ્કેરાઈ જઈ વલ્લભ પોતાને ધુરંધર કવીશ્વર, કવિરાજ રાજેશ્વર વગેરે લખે છે. સામળ પોતે રચેલી વાર્તાના મુદ્દાનાં વખાણ સમાપ્તિએ કરે છે. તેનાથી સવાયાં વખાણ વલ્લભ પોતાનાં નવરસનાં કાવ્યોને છેડે કરે છે. સામળ વાર્તાના આરંભે ઇષ્ટદેવની સ્તુતિનું

---

૧ કવિ તરીકે અર્ધો સદીથી પણ વધારે જૂના.

૨ જુઓ કવિત ૨૦૨, ૨૦૩, ૨૦૪ ને ૨૦૬.

મંગળાચરણ કરે છે, તેથી ઊલટું વલ્લભ કાવ્યની સમાપ્તિએ વ્યંગ્ય વાણીમાં દેવની વંદના કરે છે. સામળની વાર્તાની પ્રસ્તાવનામાં ભોજ વિક્રમની અન્યોક્તિથી અથવા તો પોતાના ઐતિહ્યની સીધી ઉક્તિથી રણીદાસની પ્રશંસા હોય છે; વલ્લભનાં કાવ્યોની પ્રસ્તાવનામાં સાહિત્યની અભિવૃદ્ધિ અર્થેના સમારંભના કોઇ ને કોઇ પ્રસંગનું નિદર્શન હોય છે. સામળને વહાલા દોહરા, ચોપાઈ ને છપ્પાનો અનાદર કરી વલ્લભે મોટે ભાગે કવિતમાં જ કવિતા રચી છે.

સામળ સાથેના વિગ્રહમાં મર્યાદા જાળવી મૂગો રહેનાર સાત્ત્વિક પ્રેમાનંદ રત્નેશ્વરના કારણથી પુરાણીઓ સાથે દારુણ વિગ્રહમાં પડે છે. એ ડભોઈના રત્નકવિને પુરાણીઓએ એટલો રંજાડ્યો કે તેને વતન છોડવું પડ્યું. પ્રેમાનંદને પણ પુરાણીઓ પૂર્વે એવી જ રીતે નડ્યા હતા. પરંતુ પ્રેમાનંદ રત્નેશ્વર જેવો પોચો ન હતો. તે તો પુરાણીઓના માથાનો હતો; એટલે તેમનું એના પ્રત્યે કંઈ ચાલ્યું નહિ. એની ખ્યાતિ સાંભળી રત્નેશ્વર વડોદરે આવ્યો. સમાગમ થતાં ગીર્વાણ વાણીના કવિએ પ્રેમાનંદને ગુરુ કર્યા અને પ્રાકૃત કવિતા રચવા માંડી. ગુરુશિષ્યે સંસ્કૃત સાહિત્યમાં રહેલું અગાધ અને અલભ્ય જ્ઞાન અનેક પુસ્તકો રચી સર્વસુલભ કર્યું અને પુરાણીઓનો ભાવ ઘટાડ્યો. તેજોદ્વેષી પુરાણીઓ તેમની અનેક પ્રકારે નિંદા કરવા લાગ્યા. આ રીતે વેર બહુ વધી પડ્યું. તેથી પ્રેમાનંદે માર્કંડેયપુરાણમાં તેમની સારી પેઠે ઝાટકણી કાઢી અને તેમનો નાદ ઉતાર્યો. બીજ બહુ વહેલું રોપાયેલું છતાં તે રત્નેશ્વરની કનડગતની હકીકતથી સં. ૧૭૩૫ના અરસામાં અંકુરિત થયું હશે. ત્રીસ વરસનું પોષણ મળી માર્કંડેયપુરાણરૂપે તે સં. ૧૭૬૫-માં ફળ્યું જણાય છે. એક વારની જ રોષની વરાળ કાઢી ન કાઢી કવિ મૌન ધારણ કરે છે. એ રોષ પરત્વે માર્કંડેયપુરાણ એક રીતે કહીએ તો પુરાણીપુરાણ જ છે.

પુરાણી બાવા સાથે મચેલો ઝગડો તમઃપ્રધાન હતો; સામળ ભટ સાથેનો સાક્ષરવિગ્રહ રજોગુણી હતો, જ્યારે હિંદુસ્તાની સાથેની પ્રેમાનંદની પ્રતિસ્પર્ધા કેવળ સાત્ત્વિક હતી. એ પ્રતિસ્પર્ધાની હકીકત હવે જોઈએ. વિક્રમના સત્તરમા અઢારમા શતકમાં હિંદુસ્તાની સિવાયની દેશી ભાષાઓ બહુ પાછળ હતી. જ્યારે સિંધી કેવળ બીજાવસ્થામાં હતી, જ્યારે બંગાળી પાંગરવા માંડી હતી, જ્યારે પંજાબીનો રોપ ઊછરી ઊંચો વધતો હતો, જ્યારે મરાઠીનો વેલો વાડની વાટ જોતો ભોંય પર પથરાતો હતો, ને જે વખતે ગૂજરાતીનું કદળીવન એક શતકથી સારા પાણી પાનારની ખોટથી નછરે સોટા જેવું જણાતું, તે વખતે હિંદુસ્તાનીનો અક્ષયવડ અડાબીડ શતાવધિ થડથી અને અનેક યોજન ઘેરી લેતા ઘટાથી પ્રસિદ્ધ પચવટીને ક્યાએ વીસરાવી દે એવો ફાલી રહ્યો હતો. બૌદ્ધધર્મનો સહસ્ર શિખાવાળો પ્રદીપ નિર્વાણ પામ્યો તે પછીના મંથનકાળમાં ધર્મમૂર્તિ રામચંદ્ર અને પ્રેમમૂર્તિ કૃષ્ણચંદ્રની ભાવના સાર્વત્રિક પ્રસાર ને પ્રચાર પામી. તેમણે સાત્ત્વિક ધર્મવૃત્તિમાં લીન અને રાજસ પ્રેમભક્તિમાં મગ્ન તુલસીદાસ, સુરદાસ આદિ અનેક કવિઓને જન્મ આપ્યો. તેમણે હિંદુસ્તાની સાહિત્યનો સાગર છલકાવી નાંખ્યો. એ હિંદુસ્તાની ભાષા આખા આર્યવર્તમાં પ્રસરી હતી. જ્યારે બીજી ભાષાઓ દેશવિશેષના નામથી ઓળખાતી હતી, ત્યારે હિંદુસ્તાની ખાસ કરીને ભાખા એવા ગૌરવ પ્રકાશતા નામથી વિખ્યાત હતી. પ્રાચીન કાળમાં, લોકભાષા કોઈ ને કોઈ પ્રાકૃત છતાં, શિષ્ટમંડળમાં સંસ્કૃત જે પ્રતિષ્ઠા પામતી અને અર્વાચીન કાળમાં ઈંગ્રેજી પામે છે, તે પ્રતિષ્ઠા મધ્યકાળમાં હિંદુસ્તાની પામી હતી. તેમાં કાવ્યો, આખ્યાનો અને રાસા જ માત્ર રચાયા ન હતા, પણ રસ, અલંકાર, છંદ, સંગીત અને નીતિના શાસ્ત્રીય વિષય પણ ચર્ચાયા હતા. રાજનીતિમાં રાજ્યનાં અંગમાં

કવિની ગણના થઈ હતી, અને રાજદરબારમાં હિંદુસ્તાની કવિતા પોસાતી તથા પૂજાતી હતી. હિંદુસ્તાનના પાયતખ્ત દિલ્હીમાંજ નહિ, ગંગા યમુના અને સરયૂના પવિત્ર તીરમાં જ નહિ, પણ જયપુર, જોધપુર, ઉદેપુર વગેરે રાજસ્થાનમાં, ગૂજરાતમાં અને છેક મહારાષ્ટ્રમાં પણ હિંદી કવિઓ સન્માન પામતા. આરબી અને ફારસીના પક્ષપાતી મુગલ શહેનશાહ શાહજહાન અને મહારાષ્ટ્રધર્મનો ઝંડો ઉઠાવનાર મરાઠીના સંગી છત્રપતિ શિવાજીએ સુંદરશૃંગારના અને શિવરાજ બાવનીના કર્તાને લખપસાય આપ્યો હતો. આ રીતે હિંદુસ્તાની ભાષા હિમાલયથી માંડીને વિંધ્યાચળ અને સાતપુડાની આડ ઓળંગી દક્ષિણમાં પગદંડો ચલાવી રહી હતી. તે સમયના રાજારજવાડામાં, કવિકોવિદમાં અને સાધુસંતમાં માન પામતી ભાષા જોઈએ તો હિંદુસ્તાની જ હતી. સ્વરાજ્યના પ્રતાપે મરાઠી[1] મહારાષ્ટ્રમાં પૂજા પામતી થઈ હતી; પરંતુ હિંદુસ્તાનીની બરાબર તે પણ થઇ શકી ન હતી. વસ્તુસ્થિતિ આવી હતી, ત્યાં સ્વરાજ્ય-રહિત, ધાર્મિક અને સામાજિક જીવનમાં ચૈતન્ય રહિત, ગૂજરાતની ભાષાની પદવી ક્યાંથી ઊંચી હોય ? હિંદુસ્તાની રસપાન કરવાને ટેવાયેલા ગૂજરાતના સૂબા, સુલતાન ને નવાબો તથા રાવરાવણાઓ ને રાજાઓનું મત જ એવું ભૂલભરેલું બંધાઈ ગયું કે ગુર્જરગિરામાં અને ગુર્જરદેશમાં ઊંચા પ્રકારના સાહિત્યની ખિલવણી માટે યોગ્યતા જ છે નહિ ! ધાવને ધાવીને ઊછરેલા રાજવર્ગની સ્વમાતા પ્રત્યેની આવી અઘટિત અવજ્ઞાને લીધે પ્રેમાનંદને ગૂજરાતના અધ્યક્ષો પ્રત્યે અત્યંત તિરસ્કાર વછૂટે, અને તે શાંત સાત્ત્વિક

૧ જુઓ યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાનમાંથી પૂર્વે આપેલા ઉતારાની નીચેની પંક્તિ:—

કોક ભાષાદેવી દીન મલિન ને માલ વની,
કરે માલવાળી તેને; સાજ શો સજાવિયો ! ! !

વૃત્તિનો પણ ભાષાભિમાની કવિ તપતીઆખ્યાનની પ્રસ્તાવનામાં એવા અધ્યક્ષોને આ ભૂમિ ભારે મારતા વર્ણવે એમાં શી અતિશયોક્તિ છે? શું આશ્ચર્ય છે? અફસોસ! સત્તરમા શતકની ગણતરીમાં ગૂજરાતી છેક તુચ્છ લેખાતી અને જે તે એમ જ કહેતા હતા કે:

अबे तबे का सोल्ह ही आने, अठेकठेका चार,
आठ वि आने इकडंतिकडं, शुंशां पेसे चार.

આવાં અધિક્ષેપનાં વચન ભાષાભક્ત કવિ સહન કરી શક્યો નહિ. ઉદાત્ત રોષથી તે હિંદુસ્તાની સાહિત્યને ઝાંખું પાડે એવાં કાવ્યો રચવામાં પોતે ઉદ્યુક્ત થયો, એટલું જ નહિ પણ પોતે સ્થાપેલા કવિમંડળમાં અગ્રસ્થાને વિરાજતા કુળદીપક વલ્લભને હિંદુસ્તાનીને ટક્કર મારે એવાં કાવ્યો રચવા આજ્ઞા કરી. પિતાપુત્રે કર્ણચરિત્ર, દુઃશાસનરુધિરપાન આદિ અનેક કાવ્યો રચી 'શું શાં પેસે ચાર' કહી ગૂજરાતીનું ઉપહાસ કરનાર હિંદુસ્તાનીને હંફાવ્યો. એક તો શું પણ લાખ લાખ પૂરનાં ત્રણ કાવ્યો પ્રેમાનંદે આ અરસામાં પૃથ્વીરાજ રાસાની સરસાઈ કરવા રચ્યાં હતાં અને રાસાને ટક્કર મારતું કર્ણચરિત્ર મહાકાવ્ય પણ તેણે લખ્યું હતું, એમ કુંતીપ્રસન્નાખ્યાનના આરંભમાં વલ્લભ પ્રસંગોપાત્ત કહી જાય છે.[૧] એમાંનું છેલ્લું જે કર્ણચરિત્ર, તે સદ્ગત ઇચ્છારામભાઈને નંદરબારથી અધૂરું પ્રાપ્ત થયું હતું. એ અધૂરી નકલ પણ કહે છે કે મુંબાઈની મરકી દરમિયાન નાશ પામી છે.

આટઆટલું કરનાર પ્રેમાનંદની કે તેના પુત્ર વલ્લભની તેમની હયાતીમાં લોકે બૂઝ જાણી જણાતી નથી, જેને લીધે વલ્લભ અત્યંત રોષે ભરાઈ કુંતીપ્રસન્નાખ્યાનમાં લખે છે, કે

---

૧ જુઓ કુંતીપ્રસન્નાખ્યાન, કવિત, ૧, ૫, ૯, ૧૮, વગેરે.

ધિક ગુર્જર ! છે ધિક રસિક ન સાથ રાખ્યો,
પ્રતાપી પ્રભાકરને પિછાણ્યો ના કોઈએ !
છંદ પ્રેમતણા ઘણા; પદમાં તો શેની મણા ?
દૂહા ને ચોપાઈ ઘણી સાખબંધ જોઈએ.
ચાર જણે જેહ કર્યું, એક જણે કર્યું આ તો,
એવું નવ જુએ કોઈ, ખાંતે ખરૂં ખોઈએ;
મૂગા મૂઢ નિર્લજ્જ સૌ પેરે પડિયા પાષાણ !
ગૂજરાત શુષ્ક થયો, શું રસાળ બોઈએ ?

છંદ પદ, દૂહા ને ચોપાઈ લખવામાં પ્રેમાનંદની સરસાઈ નીચેના સુપ્રસિદ્ધ દૂહામાંના ચંદબરદાઈ, સૂરદાસ, બિહારીદાસ અને તુલસીદાસ સાથે અભિપ્રેત છે.

चंद छंद, पद सुरके, दूहा बिहारीदास,
चौपै तुलसीदासकी, केशवकवितविलास.

કેશવદાસનો અનિર્દિષ્ટ પ્રતિસ્પર્ધી તે વલ્લભ પોતે જ. સદ્‌ભાગ્ય કે આત્મશ્લાઘામાં પ્રવીણ ફક્કડ કવિએ પોતાના કવિતનાં વખાણ નથી કર્યાં.

હિંદુસ્તાની સામે બાકરી બાંધી ત્યારે પ્રેમાનંદ પડોશની મરાઠીને વીસરી ગયો ન હતો, તે આપણે તપત્યાખ્યાનના ભરતવાક્યમાં જોઈએ છીએ. તેમાં ગૌરવનું મર્મ પ્રકાશતું સાર્થક ‘ મહા ’ વિશેષણ જે ગુર્જરીને લગાડ્યું છે, તે ડિત્થડવિત્થવત્ મહારાષ્ટ્રી સંજ્ઞા સંભારીને લગાડ્યું જણાય છે. વળી એ જ નાટકની પ્રસ્તાવનામાં વ્રજવાસી સાથે મહારાષ્ટ્રી નટને પણ ખડખડિયું આપવાનું કહ્યું છે. તે દર્શાવે છે કે કવિ મરાઠીને ભૂલી ગયો ન હતો. રોષદર્શિકા સત્યભામાખ્યાનના ચોથા અંકમાં ગોપ શ્રીદામાને મુખે હિંદી ‘ ચલિયે ચલિયે ’ તથા ગૂજરાતી ‘ ચાલો ચાલો ’ ની વચ્ચે

ચલા ચલા મૂકી દીધું છે તે મરાઠીની સ્મૃતિ જાગૃત હોવાની સાક્ષી આપે છે. કેશવદાસ, બિહારીદાસના છંદ ગૂજરાતીમાં ઉતાર્યા તેમ તુકારામના અભંગ અને વામન પંડિતના વૃત્તો પ્રેમાનંદે ઉતારવા કાળજી દર્શાવી છે. પેશવાની ઘનઘટામાં મહારાષ્ટ્રી મયૂરની કેકાવલી સંભળાઈ, તે આપણી રસાળ ગુર્જરકુંજના કોકિલનો પંચમ સંભળાતો બંધ પડ્યો તેના પછી. પોતાના સમય પહેલાંના લોકપ્રિય કવિ તુકારામને અને વિદ્વત્પ્રિય કવિ વામનને તો પ્રેમાનંદે વિસાર્યા ન હતા. પરન્તુ હિંદુસ્તાનીની સ્પર્ધા આદર્યા બાદ મરાઠીની સ્પર્ધા આદરવા જેવું રહેતું નથી એમ કરી તેને ગણાટામાં નહિ લીધી હોય.

હિંદુસ્તાની અને મરાઠી સાહિત્ય નવીન કલ્પના અને નાનાત્વના ચમત્કાર રહિત હતું. દેવગિરાના સાહિત્યની સરખામણીમાં તે કંઈ જ ન હતું. સંસ્કૃતનાં મહાકાવ્ય અને ચંપૂનાં, નાટક અને નાટિકાનાં, આખ્યાયિકા અને કથાનાં હિંદુસ્તાની મરાઠીને સ્વપ્ન પણ આવ્યાં ન હતાં. ગીર્વાણના જેવી નૂતન સૃષ્ટિ રચી ગુર્જર-સાહિત્ય ઉચ્ચ સ્થાને પહોંચાડી અઢારમા શતકના સાક્ષરયુગના વિશ્વામિત્ર બનવું, એવી ઉદાર અભિલાષા ભાષાભક્ત કવિના હૃદયમાં પ્રાદુર્ભાવ પામી. એ આંતર પ્રેરણાથી લોકની રસવૃત્તિ ઉચ્ચગામી કરવા લોકપ્રિય દેશીના બંધારણમાં અભિમન્યુઆખ્યાન અને માંધાતાઆખ્યાન પ્રેમાનંદે રચ્યાં; એ આંતરપ્રેરણાથી સંસ્કૃત આદર્શનો પરિચય કરાવવા રઘુવંશ અને માર્કંડેય પુરાણના અનુવાદ આદર્યા; એ જ આંતર પ્રેરણાથી અદ્‌ભુત તર્ક અને અલંકારનો ચમત્કાર દર્શાવવા ઋષ્યશૃંગાખ્યાન લખ્યું. વળી છંદઃશાસ્ત્રના મર્મજ્ઞને સંતોષવા જાતિ અને વૃત્તના અજાણ્યા પ્રદેશમાં પણ તેણે ઝંપલાવ્યું અને યતિભંગથી દૂષિત પણ મહાકાવ્યના લક્ષણથી ભૂષિત દ્રૌપદીહરણ આઠ દિવસમાં લખી કાઢ્યુ; શાસ્ત્રમાં વ્યુત્પત્તિનો

ભાસ આપવા મધુર નિર્દોષ વૃત્ત અને જાતિમાં અષ્ટાવક્રાખ્યાન લખી શાસ્ત્રકાવ્યનું ગુર્જર સાહિત્યમાં પહેલ પહેલું વિલક્ષણ આદર્શ પણ તેણે રચ્યું; અને જે વખતે સંસ્કૃતમાં પણ પંડિત કવિઓને હાથે સારાં નાટકો લખાતાં બંધ પડ્યાં હતાં તથા હિંદુસ્તાની કે મરાઠીમાં નાટક મૂળમાં લખાયાં જ ન હતાં. તે વખતે કાલિદાસ, ભવભૂતિ, વિશાખદત્ત, હર્ષદેવ, શૂદ્રક અને નાનાયણે મળી જેટલાં નાટકો લખ્યાં છે તેટલાં પ્રેમાનંદે એકલે લખ્યાં; જેમાંના ત્રણ જ સ્વર્ગસ્થ દીવાન બહાદુર મણિભાઈ જસભાઈની યશસ્વી યોજનાથી મુદ્રાંકિત થવા પામ્યાં છે. એ નાટકો ગુજરાતીમાં અત્યાર સુધીમાં રચાયેલાં બીજાં બધાં નાટકોથી ચઢિયાતાં છે; અને સંસ્કૃતમાં કાળિદાસ અને ભવભૂતિના કૃતિ બાજુ ઉપર રાખીએ તો બીજાં જે નાટકો રચ્યાં તેનાથી એ ઉતરે એવાં કહી શકાય નહિ. પ્રેમાનંદના આ મહાન આરમ્ભનું એક તરફથી ભરતનાટ્યશાસ્ત્રને જ વળગી રહી સંકુચિત દૃષ્ટિવાળા બનેલા પંડિતોએ અને બીજી તરફથી રાસલીલાના રસિયા વ્રજવાસીએ તથા આખ્યાનનાં પેખણાંનો પરિચય ધરાવતા મહારાષ્ટ્રીએ ઉપહાસ કરવા માંડ્યું હોય એમ તે તે નાટકની પ્રસ્તાવના ઉપરથી સમજાય છે. રોષ-દર્શિકા સત્યભામાખ્યાનમાં સંસ્કૃતનો હિમાયતી પારિપાર્શ્વિક નીચેના શબ્દોમાં હૃદયમાં ન સમાતા રોષનો ઊભરો કાઢે છેઃ–

પારિપાર્શ્વિક–" ભાવ, ...કાલિદાસ, ભવભૂતિ, બાણ, સૌમિલ્લ, જયદેવાદિ કવીશ્વરોનાં નાટક છતાં–ને તે પણ દેવગિરામાં–ગુણાદિથી હીન ગુર્જરગિરામાં–અને તે પણ નવીન નામધારી પ્રેમાનંદ ગ્રથિત–વસ્તુનો પ્રયોગ કરવો એ કેવી હસારત!!! તમે તો નાટક શબ્દને પણ નાતબહાર મૂક્યો છે. આખ્યાન અને તે ભજવવું? શિવ શિવ! આપણે તો નથી સાંભળ્યું, નથી જોયું, કે નથી જાણ્યું. ગમે તેમ થાઓ, પરન્તુ કહો કે તમે ઉત્તમ પાત્રની જે દેવગિરા,

તેનો તો ગોટો વાળી તેને ઠામે ગુર્જરગિરા વાપરશો, પણ સામાન્ય પાત્રની જે બાલભાષા વિશે શું બોલો છો ?" તપત્યાખ્યાનમાં વ્રજવાસી અને મહારાષ્ટ્રી કૃત તિરસ્કારનું સૂચન નીચેની ઉક્તિમાં મળી આવે છે:

પારિપાર્શ્વિક—"આર્ય... પેલો વ્રજવાસી અને મહારાષ્ટ્રી આ પ્રયોગનું ઉપહાસ કર્યા કરે છે, તે અમારાથી દેખી ખમાતું નથી... એ એમ કહી મને ચીડવે છે કે ગુર્જરગિરા અને ગુર્જરદેશ આખ્યાન ભજવવા યોગ્ય નથી. તો શું મારે એ એમનું નરાતાળ જૂઠું કથન શ્રવણ કર્યા કરવું એવી તમારી ઇચ્છા છે ? એ એમ હોય તો અપરાધની ક્ષમા માગી કહું છું કે એવી ઇચ્છાવાળા અધ્યક્ષોએ જ આ ભૂમિ ભારે મારી છે !"

પ્રતિકૂલતા છતાં પણ પોતે શી પ્રેરણાથી પ્રેરાઈ નાટકો લખ્યાં તેના ઉત્તરમાં પાંચાલીપ્રસન્નાખ્યાનમાં સૂત્રધારના મુખે નીચે મુજબ કાકુપ્રશ્ન કરે છે:–

સૂત્રધાર—"મારિષ, ........વિધાતાએ શું આ રંગભૂમિ ભાળી સ્વભાષા પર ભાવ ધરે એવો એકય રસજ્ઞ નહિ નિપજાવ્યો હોય !"

એ સ્વભાષા પર ભાવ ધરનાર રસજ્ઞ તે પ્રેમાનંદ જાતે જ. એની જાજ્વલ્યમાન ભાષાભક્તિ નાટકોનાં ભરતવાક્યોમાં ભભુકી ઊઠે છે.

નીચેની ઉક્તિઓમાં પણ તે સારી રીતે પ્રકાશે છે:–"ગુર્જર-ગિરા પ્રાજ્ઞને માટે સાહિત્યશાસ્ત્રમાં વર્ણવેલા સર્વ ગુણાદિથી સંપૂર્ણ ભરેલી છે" (તપત્યાખ્યાન). "પ્રાણનાથ ! મારી કુશળતાને માટે ધન્યવાદ આપ્યા કરતાં ગુર્જરગિરાના માધુર્યને જ માન આપવું વધારે સુઘટિત છે." (પાંચાલીપ્રસન્નાખ્યાન). "મારી સખી (ગુર્જરગિરા) આર્યપુત્રે આરંભેલા કાર્યથી ઘણી ખુશી થઈ છે."

**वरं विरोघोऽपि समं महात्मभिः** એ ન્યાયે સંસ્કૃત સાહિત્યની સરસાઈમાં ઉજ્જ્વળ ભાષાભક્તિ જે સમુલ્લાસ પામી તેનું દેશભક્તિમાં સંક્રમણ થયેલું પણ પ્રેમાનંદમાં જોઈએ છીએ. તપત્યાખ્યાનમાં સૂત્રધારને મોઢે કહેવડાવ્યું છે, કે "ગુર્જર દેશ તો સર્વ પ્રકારના કાર્યારમ્ભને માટે દેશવિદેશમાં વિખ્યાતિ પામેલો જ છે." વળી એમાં જ આગળ વ્રજવાસી અને મહારાષ્ટ્રી પ્રતિપક્ષીનાં મુખ મ્લાન કરવા ઋતુવર્ણનના મિષથી ગુર્જર ભૂમિનાં નીચે મુજબ નટી વખાણ કરે છે:—

અવલોકો વિદેશી લોકો રોકો દૃષ્ટિ વર્ષામાં;
ના ભાળો [1]નાભાળો આતુર ચાતુર ચાતક તરષામાં.
નવયૌવન કોઈ નારી રહી લીલી સાડી ધારી,
ભાત ઇંદ્રગોપ શું પાડી; અષ્ટાદશ ભારની વાડી
વિયત રંગે વિહંગમ અનંત વહંત.
અસુધર પશુ મદમાતાં રાતાંતાતાં છે આ વરષામાં;
પતિપત્ની સંયોગી ન રોગી ત્રે' છે શુચિ સુખ પરશામાં;
ધરવે ધાન્ય જઈ એ વારી, પરવે માન્યાની બલિહારી.
આ નન્દનવન ન્હોયે, અધિક ગુર્જરભૂમિ હોયે
વા શકે રંગભૂમિ ઝૂમીઝૂમી.

પ્રેમાનંદના આ કાવ્યનાટકો લોકમાં એનાં ઓખાહરણ, રણયજ્ઞ, સુદામાચરિત્ર આદિ આખ્યાન જેવાં જાણીતાં નથી થયાં. તેને લીધે કેટલાક વિદ્વાનો તેમના તરફ અનાસ્થાની દૃષ્ટિએ જુએ છે. વળી 'એક કાંકરીએ બે પક્ષી મારવાં' અને 'કાગડો કામડીને ધીરે એવો નથી' જેવી અંગ્રેજી કહેવતોને મળતી ઉક્તિઓ અત્યાર સુધી અપ્રખ્યાત રહેલા ગ્રંથોમાં મળી આવે છે, તેને લીધે પણ

૧ આકાશવૃત્તિવાળું

તેમને પ્રેમાનન્દની કૃતિ કહેતાં અચકાય છે. જો લોકમાં અમુક કાવ્ય જાણીતું ન થયું માટે તે ચોક્કસ કવિની કલમથી લખાયેલું ન હોય, એવી વ્યાપ્તિ બાંધી બેસીએ, તો ગુજરાતીમાં કાદમ્બરી રચવાનું માન ભાલણ ખોઈ બેસશે, ગોવિંદગમન અને સુરતસંગ્રામ રચ્યાનું યશોગાન નરસિંહ મહેતાનું લુંટાઈ જશે, અને સામળની પણ કીર્તિ કેટલીક લૂંટાઈ જવાનો પ્રસંગ આવશે. બીજી તરફથી શિકારની કહેવતોના પ્રત્યે શંકાશીલ દષ્ટિથી જોવામાં આવે છે તે તો પ્રેમાનંદના બીજાં કાવ્યો ન વાંચ્યાનું પરિણામ છે. દ્રૌપદી-હરણમાં શિકારનું સામાન્ય વર્ણન આપ્યું છે તે કોરે રાખતાં અષ્ટાવક્રાખ્યાનમાં જનકવિદેહીની મૃગયાના વર્ણનનું પ્રકરણ કોઈ જોશે, તો સહેજ તેના જાણવામાં આવશે કે એ વિષે મૃગયારસિક મરાઠા, મુસલમાન અને રજપૂતના સમયમાં થયેલો પ્રેમાનંદ નંદરબારના રાજાના સમાગમમાં શિકારની સારી માહિતી ધરાવતો હતો.

આ અનાસ્થાશીલ વિદ્વાનોના મુકાબલામાં એવા શ્રદ્ધાશીલ મનુષ્યો છે કે જેઓ પ્રેમાનંદના માથે ચઢેલા હરકોઈ કવિતાના ગ્રન્થને પ્રેમાનંદની જ કૃતિ માને છે. પ્રેમાનંદના માથે ભાગેલાં કાવ્યોમાંનું એક દ્રૌપદીસ્વયંવર છે. એ બૃહત્કાવ્યદોહનના છઠ્ઠા ગ્રન્થમાં પ્રસિદ્ધ થયું છે. એમાં કર્તા તરીકે 'વડોદરાવાસી ચોવીસા કૃષ્ણસુત પ્રેમાનંદ'નું નામ છે. પરન્તુ તે સુપ્રસિદ્ધ ભટ્ટ પ્રેમાનંદની કલમથી લખાયેલું જણાતું નથી.[1] એનું નામ પ્રકાશક દ્રૌપદીસ્વયંવર આપે છે ખરા, પરંતુ રચનાર તો તેને આદિપર્વ જ કહે છે. એ પર્વ પૂરૂં કરી તે પછીનું

૧ જુઓ છેલ્લું [૪થું] કડવું કડી ૧–૨

વૈશંપાયનને લાગી પાય. સ્તુતિ કરે જન્મેજયરાય
તમ કૃપાયે શ્રી રૂખીદેવ, આદ્યપર્વ સાંભળું અશ્વમેવ,
... ... ... ... ...
હવે કહો નૌતમ પર્વ, જેમાં સતીતણું ચરિત્ર અપૂવ.

પણ પર્વ કવિ લખવાની સૂચના આપે છે. ઢૂંઢી, ઘેમાસુર, કંકાલી અને કબીરાની કથાના ગોળા ગબડાવી દીધા છે! શૈલીની ભિન્નતા અને કથાભાગના તફાવત ઉપરાંત દેશીઓ પણ પ્રેમાનંદની નથી, પ્રસંગવર્ણન પણ તેનું નથી; અને પ્રતિજ્ઞા તો તેની નથી જ.[1] આવું જ બીજું પ્રેમાનંદને માથે મારેલું કાવ્ય કે જોડકણું સ્વર્ગની નિસરણી છે. પંડિત રત્નેશ્વર જેવા જેના શિષ્ય હતા અને જે ઊંડા સંસ્કૃત સાહિત્યના જ્ઞાનની પદે પદે સાક્ષી આપે છે, તે એક ઊછરતા અજ્ઞાન જોડકણાં જોડનારને પણ ન છાજે એવું નમાલું લખાણ લખે તો તે માનવાને બુદ્ધિ કબૂલ કરતી નથી. આવું જ બીજું એક દશમલીલા[2] નામે ટૂંકું જોડકણું મને નાંદોદ તાબે લાછરસના શોધરસિક મહેતાજી છગનલાલ વિદ્યારામ તરફથી મળ્યું છે. એ પણ છે તો પ્રેમાનંદને નામે જ, પરન્તુ પ્રેમાનંદની કૃતિ નથી.

---

૧. થોડાં વરસ ઉપર રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામને પ્રેમાનંદકૃત મહાભારત મળી આવ્યું છે તે સં. ૧૭૨૯–૩૨માં રચાયું જણાય છે. એનું આદિ પર્વ સં. ૧૭૨૭ના અરસામાં રચ્યા પછી એનો એ કવિ સં. ૧૭૩૯માં બીજું આદિ પર્વ લખે એ બનવાજોગ નથી. રા. રા. ભાનુસુખરામવાળી પ્રતમાં ઢુંઢી, ઘેમાસુર, કંકાલી અને કબીરાની કથા છે નહિ. દેશીની સંખ્યામાં અને શૈલીમાં બે આદિ પર્વ વચ્ચે ફેર છે. દેશીની કસોટીએ કસી જોતાં રા. રા. ભાનુસુખરામને મળેલું મહાભારત પણ ભાષાભક્ત પ્રેમાનંદની કૃતિ લાગતી નથી. તેવી જ રીતે ભગવદ્‌ગીતા અને બભ્રુવાહન આખ્યાન પણ તેની કૃતિ નથી. છેલ્લા કાવ્યની એક પ્રતમાં કર્તા તરીકે ભાઇશંકરનું નામ જોવામાં આવે છે. તા. ૨૦–૧૨–૨૦.

૨. એ કાવ્ય 'સંક્ષિપ્ત દશમલીલા' એવા મથાળાથી બૃ. કા. દો. ૩માં વડોદરાવાસી હરિભટને નામે છાપ્યું છે. એ કવિ સં. ૧૮૮૫માં હયાત હતો એવું તેમાં લખ્યું છે. લાછરસની પ્રત સં. ૧૮૨૧માં ઉતારેલી છે. અને તેમા 'હરિભટ પગે લાગે૦' ને બદલે 'શ્રી હરિને તો લાગી૦' પાઠ છે, તથા એક કડી વધારે છે. તેમાં પ્રેમાનંદનું નામ છે. તા. ૨૦–૧૨–૨૦.

પરંતુ 'રોષદર્શિકાસત્યભામાખ્યાન', 'અષ્ટાવક્રાખ્યાન' વગેરેનો તિરસ્કાર કરતાં જેટલે દરજ્જે અચકાવું જોઈએ, તેટલે જ દરજ્જે આદિપર્વ કિંવા 'દ્રૌપદીસ્વયંવર', 'સ્વર્ગની નીસરણી' વગેરેનો આંખો મીંચીને સ્વીકાર કરતાં પણ ખંચાવું જોઈએ.

પ્રેમાનંદે કેટલાંક નિર્માલ્ય પુસ્તકો લખ્યાં છે, પણ તે કેવા સંજોગોમાં લખાયાં છે તે જોવાનું છે. એનું 'લક્ષ્મણાહરણ' એની કલમને જેબ આપે એવું નથી. એ પોતે જ એને હાથલજામણ કહે છે. રા. બ. હરગોવિન્દદાસ જણાવે છે તેમ 'લક્ષ્મણાહરણ, એ પ્રેમાનંદની કવિતાનો ઉત્તમ નમૂનો નથી, પરંતુ એનું ઉત્તમપણું બનાવટની ત્વરામાં રહેલું છે.' વિશેષમાં આપણે કહેવું જોઈએ કે પતરાજીની ખાતર નહિ પણ માયામય માધવ મિત્રને હાથે 'ઘૃતની ગંગા ચલાવી સાકરે પાજ બાંધી' બ્રહ્મલોકને તૃપ્ત કરવાની ખાતર સમર્થ કવિએ એક દિવસમાં છસેં પંક્તિનું એક કલાકમાં વંચાય એવું 'લક્ષ્મણાહરણ' લખવાનું સાહસ કર્યું હતું. એ આખ્યાન તો 'રસઅલંકાર કાંઈ ન જાણે' એવા વણિક શેઠિયાનું મન મનાવવા રચ્યું હતું તેથી, અને એ રચ્યું ત્યારે પ્રેમાનંદ એક વર્ષથી માંદા હતા તેથી તેમાં સાવધાનતાની ખામી જોવામાં આવે છે. પરંતુ વિ. સં. ૧૭૪૫માં જ્યારે નંદરબારના રાજાની પ્રસન્નતાને અર્થે રાજગુરુ અને મિત્ર પ્રેમાનંદ આઠ દિવસમાં આશરે ત્રેવીસસે પંક્તિનું 'દ્રૌપદીહરણ' લખી કાઢે છે ત્યારે વધારે રચનાચાતુર્ય વાપરે છે. જોકે જાતિ અને વૃત્તમાં એ કવિની પહેલવહેલી જ કૃતિ હોવાથી યતિભંગ બહુ જોવામાં આવે છે અને વખતે શબ્દો પણ બગાડેલા અને માગ્યાતાગ્યા વાપર્યા જણાય છે. અંતરના ઉત્સાહથી સ્વસ્થ સ્થિતિમાં ત્વરાથી રચાયેલા કાવ્યનો નમૂનો 'સામળશાહનો વિવાહ' છે, જે કવિએ બે જ દિવસમાં લખી કાઢ્યો હતો એમ વલ્લભ કહે છે. પ્રેમાનંદની પ્રતિભાની પ્રખરતા અને

કવિતા રચવાની સરળતા 'દ્રૌપદીહરણ' અને 'સામળશાહના વિવાહ'-થી પરખાઈ આવે છે.[1]

અમુક ગ્રન્થના કર્તવ્ય સંબંધમાં પ્રેમાનંદ વિષે શ્રદ્ધા અશ્રદ્ધા પ્રવર્તતી જોવામાં આવે છે, તેમ તેની શૈલી વિષે વિરુદ્ધ વિચારો પ્રચલિત છે. પ્રેમાનંદનાં લોકપ્રિય આખ્યાનોની સરળતા વખાણનારા સરળ શૈલીની પ્રશંસા કરે છે. ત્યારે તેનાં નાટકો અને કાવ્યોનો આસ્વાદ લેનારા સંસ્કૃતમયી ગૂજરાતીનો પક્ષ કરે છે. અહીં કહેવું જોઈએ કે પ્રેમાનંદને પ્રિય તો સરલ શૈલી જ જણાય છે. તેના ઘણાખરા ગ્રંથોમાં એ શૈલીનો જ તેણે ઉપયોગ કર્યો છે. નાટક અને કાવ્યની શૈલી તો ભારતી વૃત્તિના રસિયા પંડિતજનને સંતોષવા અને 'પાંચાલીપ્રસન્નાખ્યાન'માં નટી કહે છે તેમ "'गुर्जराणां मुखं भ्रष्टम्' એ પદ લખનારના મુખમાં ધૂળ નાંખવા" પ્રેમાનંદે ખાસ કરીને કઠિણ અને પ્રૌઢ **કરી** છે. **કરી** છે કહેવાનું હારદ એ છે કે એ **કૃત્રિમ** છે. પ્રેમાનંદની એ કૃત્રિમ ગૂજરાતીથી ભુલાવો ખાઈ સંસ્કૃતમયી ગૂજરાતીની હિમાયત કરે છે અથવા સંસ્કૃત-યુગની આગાહી આપે, તે તો. રાક્ષસી અને આહિરી ગૂજરાતીથી છેતરાઇ પ્રાચીન અને શુદ્ધ હોઈ વ્યુત્પત્તિવાદી અપભ્રંશની હિમાયત કરે અથવા જોડણીમાં વ્યુત્પત્તિપક્ષ માન આપવા યોગ્ય હોઈ અપભ્રંશયુગની સંભાવના કરે તેના જેવું અશ્રદ્ધેય કહેવાય. એમ જણાય છે કે સંસ્કૃત નાટકમાં પાત્રભેદે ભાષાભેદનો જે નિયમ છે તેના સમાદરથી પ્રેમાનંદે ભારતી વૃત્તિના ઉત્તમ પાત્રના સંસ્કૃતનો જવાબ આપતી સંસ્કૃતમયી પ્રૌઢ ગૂજરાતી ઉપજાવી; માગધી અને શૌરસેની પ્રાકૃતના વૈચિત્ર્યનું કંઈક ભાન કરાવવા અપભ્રંશ પ્રાકૃત

---

૧ સામળદાસના વિવાહના આરંભે આપેલા દેશીબદ્ધ અધૂરા ઉતારામાં લખ્યું છે કે 'નાગરનિંદા'ના દસબાર કડવાં પ્રેમાનંદ નિત્ય પ્રતિ રચી કાઢને।

તથા જૈન પ્રાકૃતનો નમૂનો લેઈ આહિરી ઘડી કાઢી, અને ખતદસ્તાવેજના, વૈદ્યજ્યોતિષીના તથા ભાટચારણના ભ્રષ્ટ સંસ્કૃતની છાયા લઈ રાક્ષસી યોજી લીધી. એ પ્રૌઢ ગૂજરાતી, આહિરી અને રાક્ષસી પૈકી એકે કોઈ કાળે કોઈની બોલી હતી જ નહિ. સહેજ પૂછીએ છીએ કે 'રોષદર્શિકાસત્યભામાખ્યાન'માં કૃષ્ણભગવાનના મુખે મહેમાનના ઉતારાને માટે અતિથિસત્કારસ્થાન શબ્દ કઢાવ્યો છે તે ગત સંસ્કૃત યુગમાં કોઈએ વાપર્યો છે કે આગામી સંસ્કૃત યુગમાં બોલાશે? કોણ કહેશે કે શ્રીદામાની આહિરીનો સયણઈ (=સજની) એ બોલ જૂની ગૂજરાતીનો છે? ઓલઈ (=ઓલી), ઈહાં થઈ (=અહાંથી) જૂની ગૂજરાતીનાં રૂપ છે? રાક્ષસી ગૂજરાતી સંબંધમાં તો કોઈએ ભુલાવો ખાધો નથી, ને કોઈ ખાય એમ નથી. એ તો નજર પડતાં જ કૃત્રિમ જણાઈ આવે છે. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે નાટકકાવ્યનો અભ્યાસ કરતાં પ્રેમાનંદ કૃત્રિમ શૈલીમાં લખે છે એ વાત દૃષ્ટિબહાર ન હોવી જોઈએ.

નાટકની પ્રૌઢ ગૂજરાતીમાં ભારતી વૃત્તિના સંસ્કૃતનો આભાસ આવ્યો છે, વસ્તુસંકલનામાં શૂદ્રક અને વિશાખદત્તનું સંવિધાનચાતુર્ય ઊતર્યું છે. પાત્રભેદના નિરૂપણમાં પણ સંસ્કૃતની સાવધાનતા સચવાઈ છે, એમ ગીર્વાણ નાટ્યસાહિત્યની સુંદર છાયા પ્રેમાનંદનાં નાટકોમાં સંક્રાંત થઈ તેને શોભા આપનાર બની છે; ત્યારે તત્કાલીન ભવાઈની ગ્રામ્યતાની છાપ પણ તેના ઉપર પડ્યા વગર રહી નથી, એ શોચનીય વાત જણાવ્યા વગર ચાલતું નથી. એ ગ્રામ્યતા શોકની ઉક્તિમાં આગળપડતી જોવામાં આવે છે. કૃષ્ણભગવાનના અંતઃપુરમાં રુક્મિણી અને સત્યભામા વચ્ચે પણ અભણ અકુલીન સ્ત્રીઓને જ છાજે એવી ગ્રામ્ય ગાળાગાળી સાંભળીએ છીએ. પ્રેમાનંદે સંસ્કૃતના ઉત્તમ આદર્શના પરિચયને લીધે ભવાઈની અશ્લીલતાનો ત્યાગ કર્યો તેની સાથે તેની ગ્રામ્ય-

તાનો પણ ત્યાગ કર્યો હોત, તો એનાં નાટકોનું મોટું કલંક દૂર થાત. પ્રેમાનંદના મનની એ એક પ્રકારની નિર્બળતા કહો કે ગમે તેમ, પરંતુ શ્રોતા જેથી રાજી થાય એવા પ્રયોગ ઉત્તમ આદર્શમાં પણ તેનાથી વાપર્યા વગર રહેવાતું નહિ; એ વાપરતાં તે ઔચિત્ય અનૌચિત્યનો વિચાર ભૂલી જતો, રસ પોષવાની સાવધાનતા તે ખોઈ બેસતો, પાત્રની યોગ્યતા જાળવવાની જરૂર વીસરી જતો. સામાન્યવર્ગને માટે ટોળાટીખળ ને પરિહાસનાં વચન અસ્થાને તે વાપરી જાય છે. "સાધુપિતાને મહા દુઃખ દેવા મુજને સીમંત શે આવ્યું" એવું કહેનારી સાધુપુત્રીને જ મોઢે લોકને રંજિત કરવા 'ઘડો ફૂટે રઝળે ઠીકરી, મા વિના તેવી દીકરી' એવાં જોડકણાં જોડાવે છે. પ્રકરણને શોભા આપે અને રસને પોષે તથા, 'મોહવારુણી પાં પડ્યો ?' એ ઉક્તિનું ઔચિત્ય દૃઢ કરે એવું વૈદર્ભીમાં

વેલ જાણે હેમની અવેવ ફૂલે ફૂલી,
ચકિત ચિત્ત મારું ને ગયો દૂતત્વ ભૂલી.

એ કડીમાં યોજેલા રૂપકને અધવચ પડતું મૂકી આલંકારિકને અલંકારથી આંજવાના મિથ્યા મોહમાં 'સામસામા રહ્યા શોભે વ્યોમ ભોમ બે સોમ' વગેરે પંક્તિ ઉપર પંક્તિ ઉમેરી અલંકાર ખડકવા મંડી જાય છે! આવાં પ્રમાદસ્થાનો એનાં કાવ્યોમાં શોધી કાઢવાં સહેલ છે. પરંતુ એવાં નાનાં મોટાં ધાબાં છતાં પ્રેમાનંદ વલ્લભના બોલમાં 'પ્રતાપી પ્રભાકર' જ છે. એક બેઠકને માટે જોઈયે તે કરતાં વ્યાખ્યાન લાંબું થઈ ગયું છે, ને કોઈના દોષ જોવા રુચિકર પણ નથી, તેથી વલ્લભના જ વંદનવાક્યથી અટકું છું.[1]

---

[1] પ્રેમાનન્દની જયંતી ઉપર તા. ૩૦ મી જુલાઈએ અમદાવાદની સાહિત્યસભામાં વાંચેલો આ લેખ છે. એ એકમાર્ગી છે. એમાં પ્રેમાનંદના જીવનના પાંચ મોટા બનાવોની નોંધ છે. એમાં પ્રેમાનંદે

પ્રેમને કે આનંદને કે પરમાનંદ નમું ?
નમું કવિભૂષણને ? કે પ્રતાપવાનને ?
કૃષ્ણસુત પ્રેમાનંદ ? કે રામચરણશિષ્ય ?
વેદપાઠી, આગમના નમું પ્રેમ પાનને ?
ચાતુરવિંશી મણિને ? કે માધવમિત્ર નમું ?
રત્ન–ગિરા–ગુર્જરને, નમું રૂડા વાનને ?
નમું નમું નમું કર્યું; કયે પણ અંગે નમું ?
વલ્લભ કવીશ તોય ધારે ના એશાનને.

વલ્લભ સાથે સંમત થઈ આપણે પણ કહીએ, કે આભારબુદ્ધિથી મુગ્ધ બન્યા સિવાય અર્થાત્ વાસ્તવિક યોગ્યતાના સ્વીકારપૂર્વક ભાષાપ્રેમની મૂર્તિરૂપ, કાવ્યાનંદનાં પ્રભવરૂપ, પર આનંદ જે બ્રહ્માનંદ પરમાનંદસ્વરૂપ, સંસ્કૃત–પ્રાકૃત–અતિપ્રાકૃત કવિઓમાં ભૂષણરૂપ, અકવિને કવિ બનાવે એવો પ્રતાપ ધરાવનારા, કૃષ્ણભટની ખ્યાતિ વધારનારા સપૂત, રામચરણ ગુરુનો આદેશ માથે ચઢાવનારા સચ્છિષ્ય, સ્વાધ્યાયનું અધ્યયન રાખનારા બ્રહ્મવર્ચસ્વી, શાસ્ત્રપુરાણનું પ્રીતિથી પાન કરનારા ચોવીસા બ્રાહ્મણોમાં શિરોમણિ, ઘીની નદી ચલાવી સાકરની પાળ બાંધનાર માધવશેઠના મિત્ર, ગુર્જરગિરાના

રચ્યાં ન હતાં છતાં તેને નામે ચઢેલાં ત્રણચાર કાવ્યનાં પ્રસંગોપાત્ત નામ આપી સંતોષ માન્યો છે; પરંતુ પ્રેમાનંદનું ઓગણત્રીસ કડવાનું ઓખા-હરણ બાજ ખેડાવાળ રાજારામસુત ગોવિંદરામ—જે પ્રથમ કલ્યાણભક્તનો અને પાછળથી પ્રીતમનો શિષ્ય થયો હતો અને જે હરિશ્ચંદ્રાખ્યાનનો કર્તા છે—તેમને હાથે સં. ૧૮૫૬ ના આસો સુદી ૭ ને ગુરુવારે કેવું વધીને છપ્પન કડવાનું થયું અને દયારામને હાથે તેથી પણ વધીને બમણું ત્રમણું થયું એ વાતનું સૂચન સરખું કરાયું નથી. વળી નરસિંહ મહેતાના જીવનને લગતાં કાવ્યો વિષે પણ કહેવાનો અવકાશ મળ્યો નથી. વિવાદાસ્પદ વિષયો ઉપર પ્રકાશ પાડવા સંશોધકોને વિનંતી છે.

વ્યાખ્યાતા

ચૂડામણિ, શુદ્ધ સત્ત્વના પ્રાધાન્યથી સદૈવ પ્રસન્નમૂર્તિ જે પ્રેમાનંદ તેમને નમસ્કાર! એ વહાલા કવીશ્વરને કોઈ ને કોઈ રૂપની અંતરભાવનાથી ફરી ફરીને નમસ્કાર!

## અભ્યાસ સામગ્રી

### પ્રેમાનંદની કૃતિઓ

બૃહત્ કાવ્યદોહન ભાગ ૧: ઓખાહરણ, મામેરું, દાણલીલા, નળાખ્યાન, સુદામાચરિત્ર.

,, ભાગ ૨: વિવેકવણઝારો, ચંદ્રહાસઆખ્યાન, હુંડી, અભિમન્યુઆખ્યાન.

,, ભાગ ૩: સુધન્વાઆખ્યાન, રણયજ્ઞ, લક્ષ્મણાહરણ, ભ્રમરપચીસી.

,, ભાગ ૪: ઋષ્યશૃંગાખ્યાન, સ્વર્ગની નીસરણી, સપ્તમ સ્કંધ.

,, ભાગ ૫: દ્રૌપદીહરણ, હરિશ્ચંદ્રાખ્યાન, દેવીચરિત્ર.

,, ભાગ ૬: શ્રાદ્ધ, અષ્ટાવક્રાખ્યાન, દ્રૌપદીસ્વયંવર.

,, ભાગ ૭: માર્કણ્ડેય પુરાણ.

,, ભાગ ૮: રાધિકાના વિરહના દ્વાદશ માસ.

દશમસ્કંધ : કવિ નર્મદાશંકર

પ્રાચીન કાવ્ય અં. ૧: રણયજ્ઞ

,, અં. ૨: ચંદ્રહાસ આખ્યાન

પ્રાચીન કાવ્ય ત્રિમાસિક અં. ૧: સપ્તમ સ્કંધ

,, અં. ૪: દાણલીલા, લક્ષ્મણાહરણ.

,, વર્ષ ૩, અં. ૧: વામનકથા, નરસિંહ મહેતાની હૂંડી.

,, વર્ષ ૪, અં. ૨: ઋષ્યશૃંગાખ્યાન

પ્રાચીન કાવ્યમાળા, પુ. ૧: દ્રૌપદીહરણ
,, પુ. ૧૬ થી ૨૦: માર્કંડેય પુરાણ ભાગ ૧ થી ૫
,, પુ. ૧૨ અષ્ટાવક્રાખ્યાન
,, પુ. ૨૬: સત્યભામારોષદર્શિકાખ્યાન
,, પુ. ૩૦ પાંચાલીપ્રસન્નાખ્યાન
,, પુ. ૩૧: તપત્યાખ્યાન
,, પુ. ૩૩: અભિમન્યુઆખ્યાન
,, પુ. ૩૪: માંધાતાઆખ્યાન
મામેરું : નવલરામ લક્ષ્મીરામ (ઈ. સ. ૧૮૭૧)
નળાખ્યાન, કડવાં ૧ થી ૨૫: છગનલાલ મોદી (ઈ. સ. ૧૮૮૯)
મામેરું તથા ઓખાહરણ: મંગળજી હ. ઓઝા (ઈ. સ. ૧૯૦૨)
મામેરું તથા સુદામાચરિત્ર ,, ,,
પ્રેમાનંદની પ્રસાદી: ભાનુસુખરામ મહેતા (ઈ. સ. ૧૯૧૧)
સામળશાહનો વિવાહ: કાંટાવાળા (ઈ. સ. ૧૯૧૫)
સુભદ્રાહરણ : અંબાલાલ જાની (ઈ. સ. ૧૯૧૯)
સુદામાચરિત્ર : મંજુલાલ મજમુદાર (ઈ. સ. ૧૯૨૨)
રણયજ્ઞ : ,, (ઈ. સ. ૧૯૨૪)
નળાખ્યાન : ,, (ઈ. સ. ૧૯૨૬)
નળાખ્યાન, કડવાં ૨૬ થી ૫૦: છગનલાલ મોદી (ઈ. સ. ૧૯૨૬)
પ્રેમાનંદ કૃત માસ : કે. હ. ધ્રુવ (ઈ. સ. ૧૯૩૩)
ઓખાહરણ : ગજેન્દ્રશંકર પંડ્યા (ઈ. સ. ૧૯૩૭)

## પ્રેમાનંદ વિષે

નવલરામ લ. પંડિત: (૧) પ્રેમાનંદ (૨) મામેરું (નવલગ્રંથાવલિ)
ભાનુસુખરામ નિ. મહેતા : પ્રેમાનંદ (સયાજી સાહિત્યમાળા)
નરસિંહરાવ દિવેટિયા : પ્રેમાનંદનાં નાટકો
રા. એમ. એ : પ્રેમાનંદનાં જ નાટકો
વડોદરા સાહિત્ય સભા : 'સાહિત્યકાર' ત્રૈમાસિકનો પ્રેમાનંદ અંક

# ધીરો અને તેની કવિતા

વ્યાખ્યાતા

**શ્રી. કૌશિકરામ મહેતા**

## કવિનું જીવનવૃત્ત

**ઇતિહાસ** તથા વ્યક્તિચરિતની સૂક્ષ્મ બાબતો ઉપર સ્વાભાવિક અલક્ષ, જનસમુદાયમાં વિદ્યાનુરાગીઓની સંખ્યાની ન્યૂનતા, અપ્રસિદ્ધ ગામમાં જન્મ, લેખનની કડાકૂટ, મુદ્રણકલાની અનુકૂલતાનો અભાવ, અને દેશાંતર સાથે સંબંધ કરવામાં અનેક મુશીબતો—ઇત્યાદિ પ્રતિકૂલતાઓએ ધીરાના જીવનવૃત્તાંતને વિશેષે કરીને લોકવિદિત થતાં અટકાવ્યો છે, જોકે તે ભક્તના દેહવિલયને હજી પૂરું શતક થયું નથી. "એ ભાટ વડોદરા જિલ્લામાં સાવલી ગામનો રહેનાર ૧૮૮૦-૯૦ માં હતો એમ કહેવાય છે."—આટલા શબ્દોમાં નર્મદ કવિએ એ ભક્તના જીવનનો સમાવેશ કર્યો છે તે આપણને આ કારણથી સમજાય છે. પરંતુ 'પ્રાચીનકાવ્યમાલા' ની પ્રસિદ્ધિ થતાં નર્મદની ટૂંક હકીકતથી આપણને થતો ખેદ કેટલેક અંશે નિવૃત્ત થાય છે.

ગુજરાતની ‘રાજધાની’નું માન અમદાવાદને છે, તો ગુજરાતની ‘કવિધાની’નું માન વડોદરાને છે. પ્રેમાનંદ, દયારામ, ધીરો, વલ્લભ, ગિરિધર–એ કવિઓ, જેમની કવિતા કોઈ પણ દેશના સાહિત્યને શણગારવા સમર્થ છે, તેઓની જન્મભૂમિ હોવાથી વડોદરા રાજ્યને ‘કવિક્ષેત્ર’ એ અન્વર્થ સંજ્ઞા આપી શકાય. ધીરો સાવલી નજીક ગોઠડા ગામનો રહીશ હતો. તેની જન્મતિથિ સંબંધી પાકી ભાળ લાગી નથી, પરંતુ સં. ૧૮૮૧ ના આશ્વિન માસની પૂર્ણિમાએ ૭૨ વર્ષના વયે તેના શરીરનો અંત આવ્યો એવી તે ગામની વૃદ્ધોક્તિ ઉપરથી અનુમાન થાય છે કે તેનો જન્મ સં. ૧૮૦૯ ના અરસામાં થયો હશે. એ જાતે બ્રહ્મભાટ હતો, અને તેનો કુલધર્મ વૈષ્ણવ સંપ્રદાય હતો. ગુજરાતી ભાષાનું સાધારણ જ્ઞાન મેળવવા ઉપરાંત તેણે કોઈ પ્રકારનો નિયમિત અભ્યાસ બાલવયમાં કર્યો હોય એમ જણાતું નથી. તેણે પોતાનું જ્ઞાન સત્સંગની મહાપાઠશાલામાંથી મેળવ્યું હતું. એનું વય આસરે ૧૭ વર્ષનું થયું તેવામાં એના ગામ સમીપ ભાદરવા સંસ્થાનના એક ગામ આગળ મહીનદીના કોતરમાં એકાંત સ્થિતિ કરી રહેલા એક મહાત્માનો સમાગમ થયો. એ મહાપુરુષની શુશ્રૂષામાં ધીરા સાથે એના બે મિત્રો હતા. પોતાના ગુરુ સંબંધી ધીરાના ભીતરના ઉદ્દગારો ઉપરથી સમજાય છે કે મહાત્માનો સમાગમ એને દીર્ઘ સમય પર્યંત રહ્યો હશે. પરિચર્યાને અંતે પ્રસન્ન થઈ મહાત્માએ ત્રણે જણને અનુગ્રહ કર્યો, અને ત્રણે જણને પરમાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થઈ એમ કહેવાય છે. આ પ્રમાણે ધીરાના જીવનને મુખ્ય સંસ્કાર સત્સંગથી તરુણ વયમાં જ પ્રાપ્ત થયો. યોગાભ્યાસ પણ આ જ અરસામાં કર્યો હોય એમ એના ‘યોગમાર્ગ’ ઉપરથી સમજાય છે.

આ સંસ્કારને પોષનાર બીજો સમાગમ કવિને પોતાના ગામના

જીભાઈ નામના ઔદિચ્ય બ્રાહ્મણ સાથે થયેલો કહેવાય છે. એ વિદ્વાન હતા અને પુરાણકથા કરતા. તેમના નિયમિત અને શ્રદ્ધાળુ શ્રોતાઓમાં એક ધીરોભક્ત હતો. જીભાઈ શાસ્ત્રી વિવિધ વિષયો ઉપર સંસ્કૃત શ્લોકો બોલી સમજાવતા અને ધીરો તેજ અર્થ ઉપર કવિતા કરતો. એ સમયમાં એણે કરેલી કવિતા કવિની પકવ બુદ્ધિનું ભાન કરાવનાર નથી, તોપણ બહુશ્રુતપણું મેળવવામાં અને ભાષા સંસ્કાર પ્રાપ્ત કરવામાં એ સમાગમ ધીરાને ઉપયોગી થયો હશે એમ અનુમાન કરી શકાય છે. જોકે ધીરાનાં પ્રસિદ્ધ કાવ્યોમાં એ સંબંધી કાંઈ પણ ઉલ્લેખ નજરે પડતો નથી—ઊલટી પુરાણીઓ ઉપર સખત ટીકા કરેલી જોવામાં આવે છે.

ગુરુના ઉપદેશથી સંસ્કૃત થયેલું ધીરાનું ચિત્ત સમય જતાં સત્ત્વના ઉદ્રેકવાળું થયું, અને ગન્તવ્ય માર્ગ પ્રતિ શિષ્યનાં પગલાં ઝડપથી પડવા લાગ્યાં. આખરે ધીરો ઉપદેષ્ટા તરીકે પ્રસિદ્ધ થયો, અને તેનું શિષ્યમંડલ જામવા લાગ્યું. એ મંડલમાં શામરાવ યશવંતરાય ઉર્ફે બાપુસાહેબ ગાયકવાડ મુખ્ય હતા, જેમણે રચેલી કવિતા 'કાવ્યમાલા'માં પ્રસિદ્ધ થઈ છે. ધીરાએ આસરે ૨૫૦૦૦ પદો જોડયાનું કહેવાય છે, પરંતુ તેના શિષ્યવર્ગમાં સામાન્ય રીતે સાક્ષરતાના અભાવે, તેમ જ ધીરાને જાતે પદો લખવાનો અભ્યાસ ન હોવાથી—પરંતુ તેના શિષ્યોને જે પદો રુચે તે લખવાનું ધોરણ હોવાથી—તેનો ઘણો બોધ પ્રકાશમાં આવ્યો નથી, એ બહુ શોચનીય છે. 'પ્રાચીન કાવ્યમાલા'ના પ્રકાશકોને એક પ્રસંગે કોઈ ઠેકાણેથી ધીરાભક્તની રચેલી કવિતાનો ગૂટકો હાથ લાગતાં પ્રથમ તો તેમને ઘણો આનંદ થયો, પરંતુ જે માણસે તે લખ્યો હતો તેણે કાનો માત્રા વાપરવાના સોગન ખાધા હોવાથી રાત દહાડો બોડિયા અક્ષર વાંચવાનો ધંધો કરનારા માણસો પણ તે ઉકેલવામાં મહાત થયા હતા. નીચે લખેલાં ધીરાનાં કાવ્યો પ્રસિદ્ધિમાં આવ્યાં છેઃ—

| | |
|---|---|
| ૧. ગુરુસ્વરૂપ<br>૨. માયાસ્વરૂપ<br>૩. મન:સ્વરૂપ<br>૪. તૃષ્ણાસ્વરૂપ<br>૫. લક્ષ્મીસ્વરૂપ<br>૬. યૌવનસ્વરૂપ | આ કાવ્યો ધીરાભક્ત કૃત 'स्वरूप' એ નામથી 'પ્રાચીન કાવ્યમાલા'માં પ્રસિદ્ધ થયાં છે. |
| ૭. મતવાદી<br>૮. આત્મબોધ<br>૯. જ્ઞાનકક્કો<br>૧૦. ગુરુધર્મ<br>૧૧. શિષ્યધર્મ<br>૧૨. યોગમાર્ગ | આ કાવ્યો ધીરાભક્ત કૃત 'कविता' એ નામથી 'પ્રાચીન કાવ્યમાલા'માં પ્રસિદ્ધ થયાં છે. |
| ૧૩. પ્રશ્નોત્તરમાલિકા | આ કાવ્ય 'પ્રાચીન કાવ્ય'માં પૃથક પ્રકટ થયું છે. |
| ૧૪. અવળવાણી તથા પરચૂરણ પદો | આની પ્રસિદ્ધિ પ્રાચીન કાવ્ય નામના ત્રિમાસિકમાં તથા 'બૃહત્કાવ્યદોહન'-માં થઈ છે. આમાંનાં કેટલાંક પદો હિંદુસ્તા-નીમાં છે. |

ધીરા સંબંધી બે પ્રસંગો પ્રસિદ્ધિમાં આવ્યા છે જે રમૂજી હોવા ઉપરાંત તે ભક્તકવિની વિચક્ષણતા સૂચવે છે. ધીરાને મહી નદીમાં સ્નાન કરવા ઉપર બહુ પ્રીતિ હતી. દર રવિવારે તે સ્નાન કરવા નીકળતો, અને એક જ ઓવારે સ્નાન કરતો નહિ, પણ વારાફરતી જુદેજુદે સ્થલે કરતો. કોઈ પ્રસંગે નર્મદાસ્નાનઅર્થે પણ તે વિચરતો. આ ઉપરથી તેને પોતાની કવિતા પરદેશમાં પ્રસિદ્ધ કરવાની એક અસાધારણ યુક્તિ સૂઝી આવી. પોતે જે પદો રચ્યાં

હોય તેને તૂમડામાં કે વાંસના ભૂંગળામાં ભરી તેના ઉપર ડૂચે મારી બંને નદીના પ્રવાહમાં તે રવાના કરવા લાગ્યો, જેથી કાં ઉપર આવેલાં ગામોના લોકોને તથા કદાચ દરિયામાં ફરના દેશદેશના વહાણવાળાઓને તે હાથ લાગે. આ ચમત્કારિક યુક્તિ કેટલે અંશે સફલ થઈ તે જાણવામાં આવ્યું નથી, પરંતુ ધીરાનં શિષ્યવર્ગ જુદાં જુદાં ગામોમાં સારી પેઠે વિસ્તારને પામ્યો હતે તેમાંથી થોડાએકનું આ યુક્તિથી આકર્ષણ થયું હોય એ અસંભવિ નથી. બીજો પ્રસંગ એ છે કે ધીરો એના ગૃહસ્થાશ્રમમાં જોઈએ તેવો સુખી ન હતો. તેની સ્ત્રી ભોળી છતાં જલદ મિજાજની હતી ધીરો જાતે પણ બહુધા ઉચ્ચ પ્રકારની સાત્ત્વિક વૃત્તિવાળો હો છતાં કોઈ વખત પોતાના જાતિસ્વભાવને વશ થઈ તપી જતે એક વેળા એનો કોઈ સ્નેહી આવ્યો. એક તરફ અતિથિસત્કા અને બીજી તરફ ગૃહસ્થાશ્રમના પોકળનું પ્રકટીકરણ—એ બેથ ધીરાના ચિત્તનો સારી પેઠે દ્વૈધીભાવ થયો. આખરે ધીરાએ યુક્તિ શોધી કાઢી તેણે "આંગણામાં જઈ મહેમાનનું કાંડુ ઘણા ભાવથ પકડ્યું અને તેને ખુશી ખુશાલીની વાતમાં નજીકના ચોરામાં લે જઈ ઉતારો આપ્યો. ખાવાપીવાની તદબીર પણ કોઈ બીજી રી કરી લેવી પડી." ધીરાનું જ્ઞાન તેની વ્યાવહારિક કુશળતામાં બાધ ન હતું, તે આ ઉપરથી જણાય છે.

શરીરનિર્વાહઅર્થે ધીરાને પોતાની જમીન હતી; તે ઉપરાં ભાદરવાના ઠાકોરે, વર પરણે ત્યારે રૂ. ૧ાનો 'તોરણઘોડા' લાગો વંશપરંપરા કરી આપી પોતાનો ભાવ દર્શાવ્યો હતો. એ લ ધીરાના વંશજો અદ્યાપિ ભોગવે છે. ધીરાના શિષ્યો પણ સંબંધમાં પોતાનું કર્તવ્ય કરતા.

સદસદ્વિવેકના ઉદયથી ધીરાનું અંતઃકરણ જોકે સંપ્રદાય બંધનોથી મુક્ત થયું હતું, અને તે બંધનો ઉપર સખત ખાસ

મારેલાં તેની કવિતામાં જોવામાં આવે છે, તથાપિ વૈષ્ણવ સંપ્રદાયનાં કોઈ કોઈ અંગોનો સંસ્કાર તેનામાં અબાધકપણે રહ્યો હતો. માણેકઠારી પૂનમે તથા કાર્તિકી પૂનમની રાતે રાસ રમવા ડાકોરમાં અનેક સ્થલેથી ભરાતી મંડલીઓ તેને પ્રીતિજનક એક સંસ્થા હતી. આવી એક મંડળી નીકળતી અને તેમાં અગ્રેસરનું પદ ધીરાને આપવામાં આવતું. તેના ગામના લોકો તેના ઉપર બહુ માનની દૃષ્ટિથી જોતા, અને 'ભગત', 'દાદા' એમ કહીને તેને બોલાવતા. એના ઘરની પાસેના બ્રાહ્મણોના ચોરામાં ગામનું સાક્ષરમંડલ તથા શ્રૌતમંડલ ભેગું થતું. ધીરો પણ ઘણી વાર ત્યાં જઈને બેસતો. તેના સમાગમ અર્થે આવનારા મનુષ્યોનો સારો જમાવ ત્યાં થતો, અને ભજનકીર્તન પણ ત્યાં થતું. આ પ્રમાણે વિશુદ્ધ જીવન ગાળી ધીરાના શરીરનો અંત વૃદ્ધાવસ્થામાં સં. ૧૮૮૧ના આશ્વિન માસની પૂનમે આવ્યો.

## ધીરાનો મુખ્ય ઉપદેશ—ગુરુ અને જ્ઞાન

ધીરા સબંધી જેટલું જાણવામાં આવ્યું છે તેના મુખ્યાંશોનો આટલામાં સમાવેશ થઈ જાય છે. હવે તેની કવિતામાં ગ્રહણ કરવા યોગ્ય સ્થાયી તત્ત્વ શું છે તેનો ટૂંકામાં વિચાર કરીએ. ધીરાનાં કાવ્યો ઉપર આપાદતઃ દૃષ્ટિ કરનારને પણ સ્પષ્ટ સમજાય એમ છે કે આદિથી અંત સુધી તેણે મુખ્યત્વે કરીને ગુરુતત્ત્વનો ઉપદેશ કર્યો છે. ગુરુરૂપ રેશમી સૂત્રથી તેણે પોતાની કવિતામુક્તામાલાને પ્રોઈ છે. સાક્ષાત્ ગુરુતત્ત્વનું પ્રતિપાદન કરનારાં જોકે તેનાં બે જ કાવ્યો—'ગુરુસ્વરૂપ' અને 'ગુરુધર્મ' છે, તોપણ બીજાં કાવ્યોમાં પણ જ્ઞાનસિદ્ધિના આધારરૂપે ગુરુનું વર્ણન એવું સચોટ અને અસંદિગ્ધ છે કે તેના કર્ત્તાને એક પરમ ગુરુભક્તની સંજ્ઞા આપ્યા વિના આપણાથી રહેવાતું નથી. પોતાના 'કવિ' નામના નિબંધમાં મહાન વિદ્વાન અને સમર્થ વિચારક ઇમર્સન લખે છેઃ

"જો કોઈ માણસ પોતાના કોઈ પણ વિચારથી ઉશ્કેરાઈ તેને એટલો બધો વશ થઈ ગયો હોય કે તે ગ્રંથકર્ત્તાઓને તથા જનમંડલને ભૂલી જાય, અને તે વિચારના નિદિધ્યાસનમાં ને નિદિધ્યાસનમાં ગાંડા જેવો લાગે તો તેનો લેખ વાંચવા મને આપો, અને બધા વાદવિવાદો, ઇતિહાસો અને વિવેચનના ગ્રન્થો ભલે તમે તમારી પાસે રાખો." ઇમર્સનનું આ વચન અક્ષરશઃ ધીરાને લાગુ પડે છે. ધીરાએ જે જે લખ્યું છે તે ગુરુની ધૂનમાં લખ્યું છે; તેનું જીવન ગુરુમય થઈ ગયાનું આપણને સ્પષ્ટ ભાન થાય છે, અને તેના અતિ આવેશવાળા, પરંતુ માર્દવથી ભરેલા ઉદ્દગારો વાંચતાં આપણે પણ તે રંગથી થોડાઘણા રંગાઈએ છીએ.

આવી ગુરુની ધૂન તે અંધશ્રદ્ધા હશે કે બીજું કાંઈ? એ શંકા કોઈ કોઈ વાંચકના મનમાં થવી સંભવિત છે. પરંતુ ધીરાએ તે શંકાને નિરવકાશ કરવા બનતો પ્રયત્ન કર્યો છે એ કહ્યા વિના ચાલે એમ નથી. વ્યવહારમાં દીર્ઘદૃષ્ટિ અને સુદક્ષતાના ગુણોનો યોગ કરનાર ધીરાએ પરમાર્થમાં અધીરા થઈ તેથી વિપરીત ગુણોની પ્રતીતિ કરાવી નથી, એમ એ જાતે કહે છે. મહાપુરુષોનાં લક્ષણોનાં પાકાં પરીક્ષણ પછી જ એની ગુરુનિષ્ઠા બંધાયાનું આપણને સમજાય છે.—

"તપસી જોયા તપાસીને, હપસી જેવા સાંઈ ભાળ્યા;
લપસી પડયા ઊલટાને, સંશે કોઈએ નવ ટાળ્યા."

(ગુરુસ્વરૂપ)

તેમ જ ધીરો પોતાના ગુરુના સ્વરૂપનું જે વર્ણન કરે છે તે ઉપરથી આપણી એ કાળજી દૂર થાય છે કે રખેને આંખે પાટા બાંધી કોઈ સાતપાતાળી કૂવામાં પડી તે આધ્યાત્મિક વિનાશને પામ્યો હોય. હક્સ્લિ એક ઠેકાણે કહે છે કે 'અમુક માણસ મને ખચીત અંતઃકરણપૂર્વક ધિક્કારે છે, એમ ખાતરીપૂર્વક જાણ્યા

છતાં પણ જો કોઈ પુરુષના અંતઃકરણમાં વિકારનો સ્પર્શ ન થાય તો તેને ખરો તત્ત્વવિદ જાણવો.' એવો તત્ત્વવિદ દુનિયામાં હશે કે કેમ એવો સંશય ઉચ્ચારી હકૂસ્લિ એવા પુરુષની અતિવિરલતા સૂચવે છે. વેદાંતમાં તો समनिन्दास्तुतिः—નિન્દા અને સ્તુતિમાં સમચિત્તતાને જીવન્મુક્તનું એક લક્ષણ કહ્યું છે. આ સંબંધમાં પોતાના ગુરુવિષે ધીરો કહે છેઃ—

"કોક આવી પૂજે રે, તેની તો પૂજા પૂરી ગ્રહે,
કોઈ મૂર્ખ દૂભે રે, તેને તો કાંઈ નવ કહે.
પૂજે દૂભે કે નહિ વંદે કે, મારા ગુરુને સર્વ સમાન;
જેણે દેહમમત્વને મરડી નાંખ્યો, તેથી ઉભયનું એક ભાન,
આત્મારામ માંહી રે, નિમગ્ન ગુરુદેવ રહે."

(ગુરુસ્વરૂપ)

વળી અન્ય લક્ષણ પરત્વે—

"નિર્મળમાં નિર્મળ તો ગુરુકેરું હૈડું;
ભ્રમણ ન થાય કદી જેમ ભમે પૈડું.
ભય જોઈ ભડકે નવ જોયું ઘણી વારે;
આહા હૃદય કેવું એ તો મારું થાય ક્યારે?
સંતને મહંત કહાવે તે તો ઘણા ખોટા;
તમારા તે નથી ગુરુ! જુગોજુગ જોટા.
તમે તો તમે છો એક, બીજા નથી કોઈ."

(ગુરુધર્મ)

જેના લાભથી કોઈ લાભ અધિક મનાયો નથી, એવું જ્ઞાન જેવીતેવી સહેલાઈથી મળવા સંભવ નથી. ઠોકરો, પ્રહારો, કસોટીઓ—એથી પ્રાપ્તવ્ય વસ્તુનો મહિમા ઘટતો નથી, પણ વધે છે. ધીરાને પોતાના અર્થની સિદ્ધિપૂર્વે એ કસોટીની અવસ્થામાંથી પસાર થવું પડયું હતું, એમ એ જણાવે છે.

"ગુરુએ જોયો મુજને રે, મહા મહા ગરજાળુ;
બહુ દિન રહ્યો બેસી રે; ખાધું કે ન કરી વાળુ.
તો ય કાંઈ બોલ્યા નવ મુજથી, માત્ર કર્યો એક ઉચ્ચાર,
અહીં રહે તારો અર્થ ન સાધે, તું તારે ઘેર જાને આ વાર;
નથી દેવસેવા રે, સંશય તારો સઉ ટાળું.
મારા નાયસમો મેં ન ભૂતળ નીરખ્યો, પરીક્ષાનો કરણહાર,
કિરતાર જેવું રૂપ કારમું, એક શુદ્ધસ્વરૂપી અવતાર;
બ્રહ્મા જેવા ભારે રે, ધીર ધરી પંથે વળું."

(ગુરુસ્વરૂપ)

'મનુષ્યના અંતરમાં મહાપુરુષો પ્રતિ પૂજ્યભાવ કરતાં કોઈ આર્યતર અને દિવ્યતર લાગણી નથી' એમ કાર્લાઇલ કહે છે તે યથાર્થ છે. મહાપુરુષોના સમાગમ અર્થે આદરાયેલા વિકટ શ્રમના તથા તેથી પ્રાપ્ત થયેલા મહાફલના ઇતિહાસ અનેક પુરાવાઓ આપે છે. સર વૉલ્ટર સ્કૉટની આકૃતિનું દર્શન કરવા અર્થે તેનો એક પ્રશંસક માર્ઇલના માર્ઇલ ચાલી એડિનબરો પહોંચ્યો હતો. પોપ કવિના શરીરનો માત્ર સ્પર્શ કરવા અર્થે તેનો એક નામાંકિત પ્રશંસક ધક્કામુક્કીથી લોકોની ગિરદીમાંથી પસાર થયો હતો. શેટોબ્રિઓન્ડને વૉશિંગ્ટનનું દર્શન માત્ર એક જ વાર થયેલું, પરંતુ તેના જીવન ઉપર ન ભૂંસાય એવી છાપ તેથી પડી હતી. આવા સ્વલ્પ પ્રસંગોની ભારે અસર સંબંધી જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે ગુરુની ઉપસત્તિ થતાં અને તેમની કસોટીમાંથી પસાર થયા પછી ધીરાના જીવનનું કેટલું બધું પરિવર્તન થઈ ગયેલું હોવું જોઇએ? એ પરિવર્તનનું ધીરો જાતે વર્ણન કરે છે, તે ઉપરથી આપણે ગુરુની યોગ્યતા, અને શિષ્યની અનુકરણીય નિરભિમાનિતા તથા ઉચ્ચ પ્રકારની કાવ્યશક્તિ જોઈ શકીએ છીએ.

"ભાટ જેવી મારી વૃત્તિ હતી તે, ટાળી કરી બ્રહ્મા સમાન,
મુખવાણીમાં અમૃત સિંચ્યું, ગુરુ, થઈ દાતાર દીધું દાન.
મહાન્ ગુરુ દેવા રે, વા'લ કર્યું વા'લાવને."

× × ×

"પથ્થર હતો પૂરો રે, તેને તો અમૂલખ કીધો,
અફળાતો ને કુટાતો રે, જોઈ ઊંચલી લીધો.
કોઈ પર્યટને હાથ પડ્યો હોત, કર્મને પૂરે જોગ,
પાણીમાં નાંખી પટકુળ અફાળી, ભોગાવત ભવિષ્યના ભોગ.
રોગ રગે રગમાં રે, રહેત વાંકો સીધો.
સલાટકેરે હાથ ગયો હોત, તો ટાંકી ટાંકી કરત સપાટ,
કોક ગુપ્ત સ્થળે એવો ગાડત મુને, નિશદિન રહેત ઉચ્ચાટ;
કંઇક સારે ભાગ્યે મૂર્તિ રે, ઘડી કહેત પ્રેમ પીધો.
એવું તેવું કે અવનવું કાંઇક, થાત મારુ નિર્ધાર,
પણ સારે ભવિષ્યે હું ગુરુકર આવ્યો, તેણે પથ્થર તાર્યો સંસાર;
મહા મનોહર કીધો રે, જાળવી ઊંચલી લીધો.
ઘડ્યો નહિ કે ગણ્યો નહિ ગજથી, શબ્દવડે સમાર્યો સાર,
સારામાં સારો કર્યો ગુરુદેવ, પારાવાર પમાડી પાર;
ધીરે ધીરે ધીંગો રે, કર્યો જેહ બાહુ લીધો."

( ગુરુસ્વરૂપ )

"કોડીનો હતો તે લાખનો કરિયો, એ ગુરુજીનો પ્રતાપ;
આપ સમાન કર્યો અઘ ટાળી, કોણ ભૂલે એ ગુરુજીનો જાપ?
તાપ ગયા ધીરા રે, કક્કા કાપ શાતા વળી."

( જ્ઞાનકક્કો )

જે કવિ રોમાંચને જાતે સમજ્યો નથી તે અન્યને રોમાંચ શી રીતે કરી શકશે? ધીરામાં યથાર્થ કવિનું એક લક્ષણ સર્વાંશે છે. ધીરો સત્સંગથી પૂર્ણ રીતે પુલકિત થયો હતો, અને એ કારણથી

તે આપણુને પુલકિત કરે એવા ઉદ્દગારો કાઢવા શક્તિમાન્ છે. ગુરુની લગનીમાં તે સર્વત્ર ગુરુનું ભાન કરવાનો, ગુરુધ્યા• ઈશ્વરધ્યાનને ગૌણુ માનવાનો, ગુરુરૂપ સૂર્યથી હૃદય વિકસિત વાનો, ગુરુરૂપ અલંકાર ધારણુ કરવાનો, અને ગુરુના નિદિધ્યાસ• મસ્તીમાં રહેવાનો ઉપદેશ રસમય અને આલંકારિક ભાષામાં કરે

" ઘટ ઘટ ભીતર ગુરુ ભરિયો,
એવું કરનાર સહજમાં તરિયો. "

( શિષ્યધર્મ

" કેશવનું કીર્તન નવ કરવું,
બ્રાહ્મણ કરાવે તો નવ કરવું.
કીર્તન કરવું ગુરુનું તારે,
સાચી વાત કહેવી છે મારે. " ( ,, ,,

" જેમ જેમ ચઢશે ગુરુકેરી ભક્તિ,
ત્યમ ત્યમ ખીલવાની વાધે શક્તિ.
પૂર્ણુ પ્રભા પ્રતાપ થશે ત્યારે,
હૃદેકમલ તો ખીલશે જ્યારે.
પછે ગુરુપરાગ સમેત અલ્યા,
બીડી દેજે કમલ તું ભાવે ભલા. " ( ,, ,,

" મારા ગુરુજી બેઠા તે સોનું,
બીજું સોનું મારે લેવું કોનું ?
ઘડવા ગુરુરૂપી સુવર્ણુના ઘાટ,
ગણી મહામોઘું ટાળવા ઉચ્ચાટ. " ( ,, ,,

" પ્રેમમસ્તાના તો તારે થાવું,
રંગમાં રોળાઈ રંગાઈ જાવું.
અલમસ્ત થવું મતવાલા;
ગુરુપ્રેમની જપવી માળા. " ( ,, ,,

તત્ત્વજ્ઞાનમાં ગુરુની આવશ્યકતા છે કે નહિ એ વિષય આ નિબંધમાં ચર્ચવો અસ્થાને છે. શાસ્ત્રમાં શ્રદ્ધાવાળા પુરુષો તો સ્વીકારે છે જ કે જો પંગુ હિમાલય ઉપર ચઢે તો ગુરુ વિના સાધક બ્રહ્મવિદ થઇ શકે. શાસ્ત્રમાં શ્રદ્ધાને કોરે મૂકી યુક્તિથી વાદ કરનારાઓને આ ગહન વિષય સંબંધમાં સમાધાન થાય એવું પ્રતિપાદન આ નિબંધની સ્વલ્પ મર્યાદામાં કરવાની ધૃષ્ટતા આ લેખક ધરતો નથી. પરંતુ, ધીરા જેવા પ્રસિદ્ધ કવિએ જ્યારે એ વિષય ઉપર સહુથી વધારે ભાર મૂક્યો છે, ત્યારે તેનો બોધ વાચક હૃદયમાં દૃઢતર કરે એવું ટૂંક સમર્થન પ્રસંગોપાત્ત અનુચિત નહિ ગણાય.

પ્રત્યેક મનુષ્યમાં પોતાની જાતનું ઓછુંવધતું અભિમાન હોય છે, અને તેથી બહુધા કારણ વિના તે કૃતજ્ઞતાની લાગણી દર્શાવવા પ્રેરાતો નથી. બીજાં કારણો સમાન હોય તો કૃતજ્ઞતાનું તારતમ્ય ઉપકર્તાના ઉપકાર ઉપર આધાર રાખે છે.

પિતાના વ્યભિચારકૃત્યોથી વાકેફ થયલો પુત્ર તે પિતાના મરણ પછી તેનું સત્વર વિસ્મરણ કરે છે; વારસો મળ્યો હોય છે ત્યારે તો કેટલોક વખત અધિક સંભારે છે. વારસો મૂકી જનાર સામાન્ય ગુણવાળા પિતાનું તેથી વિશેષ સ્મરણ થાય છે. પરંતુ વિત્તનો વારસો મૂકી જવા સાથે અમૂલ્ય નીતિશિક્ષણનો વારસો જેણે અર્પણ કર્યો છે એવા પિતાને પુત્ર યાવજ્જીવન સંભારે, અને તેના પ્રતિ પોતાની કૃતજ્ઞતા દર્શાવતાં થાકે નહિ તો એ અસ્વાભાવિક નથી. પિતા સંબંધી જેવા ભેદ પડે તેવા ગુરુ સંબંધી પણ પડે છે. શિક્ષણ સ્થૂલ રીતે પાંચ પ્રકારનું હોય છેઃ—૧ શારીરશિક્ષણ, ૨ માનસશિક્ષણ, ૩ નીતિશિક્ષણ, ૪ સામાન્યધર્મશિક્ષણ, ૫ ઉચ્ચ આધ્યાત્મિક શિક્ષણ. નિશાળમાં ઉસ્તાદ વિદ્યાર્થીઓને શારીરશિક્ષણ આપે છે, પરંતુ કોઇ વિદ્યાર્થીએ પોતાના ઉસ્તાદની સ્તુતિનું કાવ્ય રચી સાહિત્ય શણગાર્યું નથી, એથી સિદ્ધ થાય છે કે શરીર સંબંધી

બાબતો પ્રમાણમાં ઊતરતી છે; અર્થાત્ તત્પરત્વે યથાર્થ કૃતજ્ઞતાનો ઉદય થતો નથી. શરીર કરતાં વિદ્યા સ્થાયી તત્ત્વ છે તેથી માનસ-શિક્ષણ રૂપ ઉપકારને પામેલો મનુષ્ય ઉપકર્તા પ્રતિ વિશેષ કૃતજ્ઞતા દર્શાવે છે. વિદ્યા કરતાં નીતિ શ્રેષ્ઠ છે; યથાર્થ નીતિ, ધર્મના અવલંબન ઉપર રચાયેલી હોવાથી નીતિ કરતાં ધર્મ શ્રેષ્ઠ છે: અને યથાર્થ ધર્મનું લક્ષ્યસ્થાન અવર્ણનીય આધ્યાત્મિક ઉન્નતિ હોવાથી સામાન્ય ધર્મશિક્ષણ કરતાં આધ્યાત્મિક શિક્ષણ શ્રેષ્ઠ છે. આથી જો મનુષ્ય પોતાના ગુરુ પાસે શ્રેષ્ઠ આધ્યાત્મિક શિક્ષણ પામ્યો હોય તેની કૃતજ્ઞતા જો કદાપિ અમર્યાદ રૂપ ધારણ કરે તો તેમાં આશ્ચર્ય પામવા સરખું કશું નથી.

આ લેખકને ત્યાં એક દર્પણ છે તેમાં એક પક્ષીએ એક દિવસ પોતાનું પ્રતિબિંબ જોયું. તે જોઈને તે એટલું તો મોહિત થઈ ગયું કે કેમે કર્યું ત્યાંથી તે ખસે નહિ. ધીરે ધીરે તે પોતાનાં સગાંવહાલાંને તેડી લાવ્યું. અંતે એ ઉપાધિ એટલો બધો વધી પડ્યો કે દર્પણને ઊંધું રાખવાની જરૂર જણાઈ. તેમ કર્યા પછી પણ પક્ષીઓ કેટલાક દિવસ સુધી આવ્યાં, પરંતુ નિરાશ થઈ પાછાં વળ્યાં. ત્યાર પછી પારખું જોવા અર્થે લેખકે તે દર્પણને પાછું ચત્તું મૂકયું કે તરત જ, જાણે તેમ કરવાની પ્રતિક્ષણ રાહ જોતાં હોય એમ પક્ષીઓ પાછાં દોડી આવ્યાં. આજે પણ લેખક તે પ્રયોગ કરે તો તેવો જ પરિણામ આવે એવી તેને ખાતરી છે. પોતાના શરીરના સાક્ષાત્કારથી પ્રાણીને જ્યારે આટલો મોહ થાય છે ત્યારે પોતાના આત્માના સાક્ષાત્કારનું અમોઘ શિક્ષણ આપનાર ગુરુ પ્રતિ શિષ્યની કૃતજ્ઞતાનું માપ કાઢવા કયો માનવી સમર્થ છે?

પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કારને પામેલા ઘણાને આ વિષયમાં ભ્રાંતિ થાય છે, પરંતુ આર્યશાસ્ત્રમાં અને પાશ્ચાત્ય સંપ્રદાયમાં તત્ત્વજ્ઞાન

પ્રતિ જે દૃષ્ટિભેદ છે તે ઉપર લક્ષ કરતાં એ ભ્રાંતિ નિર્મૂલ થવી શક્ય છે. પાશ્ચાત્ય દેશોમાં માનસશિક્ષણ ઉપર—અર્થાત્ જેને આપણે અપરા વિદ્યાઓ કહીએ છીએ તેના ઉપર—પ્રધાન લક્ષ આપવામાં આવે છે, અને જોકે તત્ત્વજ્ઞાનને પણ ત્યાં સારી રીતે ખેડવામાં આવે છે તોપણ સર્વ વિશેષ કરીને મનોવિલાસ રૂપે કરવામાં આવે છે, અને સંયમબલ, જે આધ્યાત્મિક ઉન્નતિનો પાયો છે, તે સંબંધી તેઓ બહુ કરીને હજી અંધારામાં છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.* આપણાં શાસ્ત્રોનું આપણે અધ્યયન કરીશું તો એકાગ્રતા— વૃત્તિનિરોધ—સંયમ એને તેમાં સર્વસ્વ માનેલાં આપણને જણાશે. તત્ત્વજ્ઞાન સંબંધી આ દૃષ્ટિભેદ, જેથી કર્તવ્યમાં પણ મહાભેદ નીપજે છે, તે ત્યાંના ગંભીર વિચારકોની મતિ બહાર નથી. પ્રોફેસર મેક્સમ્યુલરને તે સંબંધી નીચે પ્રમાણે ખેદનાં વાક્યો લખવાની જરૂર પડી છે:—"આ વૃત્તિનિરોધ, જેને હિંદુઓ એકાગ્રતા કહે છે તે એક એવી વસ્તુ છે કે આપણે તેથી લગભગ અજ્ઞાન છીએ. આપણાં મન નિરંતર ચલાયમાન થતા વિચારયંત્રો જેવાં છે, અને એક જ વિષયનું અવલંબન કરી બીજા સર્વ વિજાતીય વિષયોથી આપણાં માનસનેત્ર બંધ કરી દેવાં એ આપણને લગભગ સ્વરસંવાદ વિના સંગીતને સમજવા જેવું અશક્ય થઇ પડ્યું છે. હાલ જે પ્રકારે આપણે જીવનને વ્યતીત કરીએ છીએ તેનો, તથા તારો, કાગળો, વર્તમાનપત્રો, અવલોકનપત્રો, અને નાનાં મોટાં પુસ્તકોનો નિરંતર આપણા ઉપર હુમલો થતો રહે છે, તેનું એ પરિણામ આવ્યું છે કે જે વૃત્તિસંયમને હિંદુઓ એકાગ્રતા કહે છે અને જેની સિદ્ધિની અનિવાર્ય આવશ્યકતા તેઓ સર્વ પ્રકારના

* સંયમબલ સાધવાના ખાસ હેતુથી અમેરિકામાં કેટલાંક વર્ષ થયાં જે પ્રયત્નનો ઉદય થયેલો જોવામાં આવે છે તે કારણથી આ વચન તે દેશને તેટલા અંશમાં લાગુ પડતું નથી.

તત્ત્વજ્ઞાન સંબંધી અને ધર્મ સંબંધી વિચારોમાં માનતા, તે સંપાદન કરવી એ આપણને કેવલ અશક્ય અથવા લગભગ અશક્ય થઈ થઈ પડયું છે." એકાગ્રતા ઉપર જ્યાં અલક્ષ હોય છે ત્યાં એકાગ્રતાની દીક્ષા આપનાર ગુરુ ઉપર અલક્ષ હોય, અને એકાગ્રતા જ્યાં સર્વસ્વ છે ત્યાં તેની દીક્ષા આપનાર ગુરુ પણ સર્વસ્વ હોય એ સ્વાભાવિક છે, તેથી ધીરાની નીચેની ઉક્તિથી આપણને આશ્ચર્ય થવા સરખું નથી—

"સદ્‌ગુરુ દરિયો અભરે ભરિયો, વરિયો અમર વરસ્વામ,
મરજીવો કરિયો, હરિયો સંશય, તરિયો તૃષ્ણા તમામ;
ધારિયો ધારે ધ્યાને રે, આવી પડયું તે તો સહ્યું."

( તૃષ્ણાસ્વરૂપ )

## ધીરાની હંસવૃત્તિ

હંસવૃત્તિ ધીરાનું પરમ ભૂષણ છે. કવિના આવેશમાં વસ્તુસ્થિતિ પ્રતિ તેનાં નેત્ર મીંચાઈ જતાં નથી. જ્યાં જ્યાં તેને સાર વસ્તુનું ભાન થયું છે ત્યાં ત્યાં એણે નિરભિમાનપણે સ્તોતૃધર્મ બજાવ્યો છે, અને જ્યાં જ્યાં એને સડો માલમ પડ્યો છે ત્યાં ત્યાં એણે છરીનો પ્રયોગ કરવામાં પણ કચાશ રાખી નથી. યથાર્થ ગુરુના ગુણોનું ગાન ઉપર પ્રમાણે કરવા સાથે યથાર્થ ઉપદેષ્ટાઓને ઉઘાડા પાડવામાં તે ડર્યો નથી; તેમના મિથ્યા તેજથી તે અંજાયો નથી, જે ધીરો ગુરુની આવશ્યક્તા જણાવતાં કહે છે કેઃ—

"રામનામની ધૂન લગાડીશ, તેણે મુક્તિ નહિ મળે જાણ,
ગુરુ કેરો પ્રેમ થાય તું ઉપર, પહોંચે શબ્દકેરું પ્રમાણ;
તરી જઈશ તેણે રે, વંઠીશ નહિ કદી વાને."

( જ્ઞાનકક્કો )

તે જ ધીરો વળી ગુરુના કર્તવ્યની યથાર્થ મર્યાદા બાંધવાની કાળજીમાં વદે છે:—

"કોઈ સાચો સદ્‌ગુરુ મળી આવશે તો, સારો ખૂટતા કેરી બાંધ,
પણ તુંને તરવાની નહિ હોય ઇચ્છા, તો તે કરી શકે નહિ કાંય;
તજી તને જાશે રે, વસાવશે નહિ વાસે." (પ્રશ્નોત્તરમાલિકા)

શિષ્યની મુમુક્ષુતા અને ગુરુનો ઉપદેશ એ પ્રમાણે બંને અંગોની શાસ્ત્રીય જવાબદારી ધીરો પાકી રીતે સમજ્યો હતો, અને કવિ તરીકે વચમાં પડી કોઈની જવાબદારીમાં અનુચિત વધારો ઘટાડો કરી તે ઉપહાસપાત્ર થયો નથી. મહાત્માનો આડંબર ધરી બેસતા કણબી, કાછિયા, તેલી, તંબોળી જેવા સોંઘા ગુરુઓ; પોતાને ભવિષ્યવક્તા અને દેવીના દીકરા માનનાર, તથા ગુરુપદને પોતાના બાપનું ગણનાર ભાટચારણો; ગોપીગીત અને રાસલીલા મધુર કંઠથી ગાનાર, પરંતુ તેનું રહસ્ય સમજી તેને અંતરમાં ઉતારવામાં ગર્દભ જેવી મતિવાળા, ભેંસ જેવા શ્રોતા આગળ ભાગવત વાંચવામાં આયુષ્ય વ્યતીત કરનાર પરંતુ પોતાનું વાસ્તવ શ્રેય સાધવામાં પ્રમાદી, અને પરસ્ત્રીનું હૈયું હરી પોતાની તથા તેની અધોગતિ સાધવામાં કુશલ પુરાણીઓ; ભેંસ ભડકે એવાં ટીલાં કરનાર મિથ્યાત્યાગીઓ અને દાંભિક ઉપદેશકો; પોતાનાં સગાંને ઉપેક્ષી નવા મામો અને નવી મામી કરનાર મતવાદીઓ; અમુક મંદિરમાં પરમેશ્વર પુરાઈ રહ્યા છે એમ માનનાર અધમ ભક્તો; મૂર્તિને ફૂલ ચઢાવવા અર્થે જલાશય, પર્વત, અરણ્યમાં પ્રવેશ કરનાર, પરંતુ પોતાના મસ્તકકમલનું સત્ય પરમાત્માને અર્પણ કરવામાં કાયર નિકૃષ્ટ મૂર્તિપૂજકો—એ સર્વ જનમંડલનો સડો ધીરો જુસ્સાવાળી ભાષામાં નિર્ભયપણે પ્રકટ કરે છે.

પ્રત્યેક ધર્મમાં અને સર્વ સામાજિક સંસ્થાઓમાં તત્ત્વરૂપ ભાગ (spirit) અને નામરૂપાત્મક અતત્ત્વરૂપ ભાગ (form)

હોય છે. અતત્ત્વરૂપ ભાગ તત્ત્વરૂપ ભાગનું કેટલેક અંશે આચ્છાદન કરે છે, કેટલેક અંશે તેની ગુપ્તિ કરે છે અને કેટલેક અંશે તેનો મહિમા વધારી તેને સામાન્ય જનગ્રાહ્ય સ્થિતિમાં આણે છે. પરંતુ, જ્યારે અતત્ત્વરૂપ ભાગનું આધિક્ય એટલું બધું થઈ જાય કે તત્ત્વનું વિસ્મરણ થઈ જવાનો સંભવ આવે ત્યારે તીક્ષ્ણશબ્દરૂપ મુશળપ્રહારથી છોડાંને છૂટાં પાડી સૌન્દર્યસાર વસ્તુનું દર્શન કરાવવું એ કવિનું કર્તવ્ય છે. ધીરાએ આ કર્તવ્ય બજાવવામાં કસર રાખી નથી. વૈષ્ણવ માને છે કે શૈવ નરકે જશે, શૈવ માને છે કે વૈષ્ણવ નરકે જશે, અને ક્રિશ્ચિયન માને છે કે વૈષ્ણવ અને શૈવ બંને નરકે જશે—એમ મુક્તિનું મહારત્ન પોતાને માટે અને પોતાનાને માટે પચાવી પાડવાનું મહામૌર્ખ્યવિલસિત કરનાર મંદમતિઓના પ્રબોધ અર્થે ધીરો પૂછે છે—

"અજાનો વાડો, કૂકડીનો વાડો, ગાયો ભેંસોનો વાળિયો વાડો,
જે અગંધ સ્વાતિ બંધમાં ના'વે, મુને વ્યાઘ્રનો વાડો દેખાડો."
( પ્રાચીનકાવ્ય, ધીરાભક્તની કવિતા )

અને સચ્ચિદાનન્દરૂપ "સિંહવાડા"નો આશ્રય લેવાનું કહી સનાતનધર્મના વ્યાપક તત્ત્વને ઉઘાડું કરે છે—

"એ વાડા અખાડા મૂકીને આડા, શાણા જાયે સિંહવાડે,
સોહં સાધી સચ્ચિદાનન્દ શોધી, અડે અલખ અખાડે;
ધીરા હીરા વીરા રે, ધણીનું ધ્યાન ધરવાને." ( ,, ,, )

તેમ જ પોતાનું ઉચ્ચતમ હિત સાધવાનો અધિકાર સર્વ મનુષ્યોને હોવાથી બ્રાહ્મણોને, પુરાણીઓને તથા વેદાંતીઓને તત્સંબંધમાં અભિમાનથી મુક્ત રહેવા તે કહે છે—

" તાણ્યાં પિંજારાં જ્ઞાની ગણાયાં, માને જેને બ્રહ્મરાજ;
અંત્યજ આદિ પૂજાઈ ગયા ત્યાં, કોશું વાડાનું કાજ ?
રાજ ધીર રીઝે રે, નવ જુએ કીડી કરી." (પ્રશ્નોત્તરમાલિકા)

'સ્વર્ગ એ કોઇ સ્થળ નથી, પરંતુ અંતઃકરણની સ્થિતિ છે'. તેમ ધીરાના કહેવા પ્રમાણે સત્ત્વગુણનો ઉદય એ જ સ્વર્ગ છે, બીજી માથાફોડ કરવાની જરૂર નથી; તમોગુણનું પ્રાબલ્ય એ જ એકવીસ નરકનો મેળો છે; આત્મસ્વરૂપને ઓળખાવનાર માર્ગ એ જ સુપંથ છે; ચિત્તવિક્ષેપ કરાવનાર માર્ગ એ જ કુપંથ છે; અભેદ એ જ જ્ઞાનીનો આહાર છે; ભેદ એ જ અજ્ઞાનીનો આહાર છે; વાસનાને જીતનાર જ શૂર છે; અને વાસનાથી જિતાનાર જ ભીરુ છે.

## ધીરાનું વેદાન્ત અને તેનો વૈરાગ્યોપદેશ

જેને વિષે વાદવિવાદનો પાર આવતો નથી એવી વેદાન્તની કૂટ બાબતોમાં ઊતરવાથી કવિ કંઇ અર્થસિદ્ધિ કરી શકતો નથી. એવી બાબતોમાં ધીરો જાણી જોઈને ઊતર્યો નથી. વેદાંતનું સામાન્ય સ્વરૂપ એણે ઓછામાં ઓછા પારિભાષિક શબ્દો વાપરી સામાન્ય જનોને સમજાય એવી સરલ ભાષામાં સ્પષ્ટ કર્યું છે. "માયાસ્વરૂપ"-માં માયાનું તેના કાર્ય મોહરૂપે પ્રથમ સ્થૂલ સ્વરૂપ બાંધી, ધનમોહ, વિદ્યામોહ, પુત્રમોહ, સ્ત્રીમોહ, કીર્તિમોહ—ઇત્યાદિ તેની શાખા-પ્રશાખા દર્શાવી અંતે ધીરાએ તેને અનિર્વચનીય કહી છે.

"મહંત સંત ઘણા થયા તેણે, માયાનાં વર્ણન કીધ,
અનિર્વચનીય તો સઉ જન કહે છે, જાણી તેણે તો દુંદભિ દીધ;
શૂન્યશિખરે જઈ શોધી રે, દાસ ધીરે જ્યાં ગાઈ."

( માયાસ્વરૂપ )

"અવળવાણી"માં તે કહે છે કે તલને ઓથે જેમ તેલ રહ્યું છે અને કાષ્ટમાં જેમ હુતાશન રહેલો છે તેમ વિશ્વપ્રપંચના સ્ફારકરૂપે પરમાત્માતત્ત્વ સ્થિત છે. દ્વૈતાવિર્ભાવનું સ્પષ્ટીકરણ

કરતાં તે 'આત્મબોધ'માં કહે છે કે બ્રહ્મે પોતાની મેળે પોતામાંથી બેપણું કર્યું છે ( स आत्मानं स्वयमसृजत ). "પ્રશ્નોત્તરમાલિકા"માં તે કહે છે કે, બ્રહ્મ સર્વ પદાર્થમાં સત્તારૂપે છે, સર્વનું અધિષ્ઠાન છે, ચિન્માત્ર છે, અને અસત્ય માયા તથા તેનાં કાર્ય જગતથી અલિપ્ત છે; શરીરાદિ સર્વ પદાર્થ ચિત્તની કલ્પના માત્ર છે, સર્વ અનુભવોનું આશ્રયસ્થાન ચિત્ત છે, અને બંધમોક્ષ પણ એને લીધે જ છે. "પ્રશ્નોત્તરમાલિકા"માં જ્ઞાન અને કર્મની તુલના સાથે જ્ઞાનનાં સાધનો જીવન્મુક્તિ તથા જીવન્મુક્ત વ્યવહાર—ઇત્યાદિ વિષયોનું પ્રતિપાદન બહુ સ્પષ્ટ રીતે કરવામાં આવ્યું છે. એ ગ્રંથ ગીતાના સરલ ભાષ્યરૂપે ઉપયોગી છે, અને તેમાં શાંકરવેદાન્તની છાયા સ્પષ્ટ આવે છે. "અવળવાણી"નાં કેટલાંક પદોમાં ધીરાએ વેદાંતમાં ઊંડી ડૂબકી મારી છે, અને શબ્દરચના આલંકારિક હોવા સાથે બહુ મનોહર છે. "આત્મબોધ". પ્રશ્નોત્તરમાલા" અને "યોગમાર્ગ"માં વાસ્તવ કાવ્યનો ભાગ બહુ થોડો છે.

પરંતુ વેદાન્તના મુખ્ય અંગ વૈરાગ્યની ખિલવણીમાં ધીરાની કવિત્વશક્તિને પૂર્ણ અવકાશ મળ્યો છે. "મનસ્વરૂપ", "તૃષ્ણાસ્વરૂપ", "યૌવનસ્વરૂપ", "લક્ષ્મીસ્વરૂપ", "કાયાસ્વરૂપ,', એ કાવ્યો योगवासिष्ठ-ને અનુસરતી યોજના ઉપર ધીરાએ લખેલાં જણાય છે, પરંતુ તેમાં વિચાર ધીરાના સ્વકીય છે, અને તેના પ્રવાહમાં વાચક અનાયાસે ઘસડાઈ જાય છે. ધીરાની ઊંચી કવિત્વશક્તિ તથા તેના અંતઃકરણનો ઉચ્ચાધિકાર પણ વાચકને એથી સ્પષ્ટ સમજાય છે. મસ્તાન મનના ચાપલ્યથી હારેલો ધીરો એક ક્ષણે બાલકની પેઠેઃ—

"પરમેશ્વર કરી તું જ પૂજાવે, તું જ મગાવે ભીખ,
શાણા કેરું સ્વરૂપ ધરી તું, દેવડાવે લોકને શીખ;
બીક ઘણી લાગે રે, તારો તાર્યો હું તો તરું.
તું થાય ચાકર, તું થાય ઠાકર, તું થાય દેવાધિદેવ,

તુંહિ તુંહિ એક મનડા તુજને હું ભજું તજી અહમેવ;
સેવ સાધું તારી રે, વશ થવા વા'લે વરું."

(મનસ્વરૂપ)

એ પ્રમાણે સ્વાભાવિક વિષાદના ઉદ્ગાર કાઢે છે, તો બીજે ક્ષણે અસાધારણ જુસ્સાવાળી ભાષામાં યુવકને છાજતા વીરત્વથી દાંત પીસી તે મનનો નિગ્રહ કરવાનો ઉપદેશ કરે છેઃ—

"નાસી નાસી એ જાય શું નરથી, નર વશ કરે મોટા વાઘ,
મર્કટાદિકને માનવ કરે છે, ફેરવે પહેરાવી પાઘ;
ડાઘ લાગે દિલને રે, પકડો એ તોફડાને.
બાંધી રૂંધી એને રાખો બળથી, કરો કંઇ કેદ,
મારો મચરડો ને ઘાલો ઘચરડો, પૂરી કાઢી નાંખો એની પેદ;
ભાર શા છે એના રે, વશ કીધા વડાને."

(મનસ્વરૂપ)

ભર્તૃહરિએ "વૈરાગ્યશતક"માં તૃષ્ણાનું આબેહુબ સ્વરૂપ ચીતર્યું છે તેથી ધીરાનું સ્વરૂપ કંઇ ઊતરતું નથી. ધીરાના કહેવા પ્રમાણે તૃષ્ણા, તળે હોય તેને ઉપર ચઢાવતી અને ઉપર હોય તેને હેઠે હડસેલતી, કામ ભુલાવનારી અને ધામ ભુલાવનારી, અવળચંડી, ઘૂઘરા વિના નાચ કરનારી વારાંગના છે. ખરો વંટોળિયો પણ તૃષ્ણાનો જ છેઃ—

"તારા ઉદરમાં વંટોળિયો ફરતો, તેને ઝલાય તો ઝાલ."

(તૃષ્ણાસ્વરૂપ)

લક્ષ્મીનું ચાપલ્ય અનેક પ્રકારે વર્ણી ચોરભયથી ગ્રસ્ત સંપત્તિના ધણીની સ્થિતિનું વિશદ ચિત્ર ધીરો આપે છે—

"ઘરમાંહી ચૂવા જો ચરભડતા તો, તુંને સંશય થાય ચિત્ત;
હાય ચોર ચોરી જાય મારું મહાશ્રમે મેળવ્યું વિત્ત;
ઊંઘમાંથી ઊઠે રે, શાંતિ રજ નવ ગ્રહે.

દ્વાર કોકનું કોક હેલે તોય, તુજને ચિંતા થાય,
એક શ્વાન દેખી બીજું ભસે સ્વભાવે, તોય ઝુરાઈ તું જાય;
હાથ આવ્યો ચોર જ રે, ઊઠો દીકરા એ દહે."

( લક્ષ્મીસ્વરૂપ )

અનેક દુર્વ્યસનોની જનની નશ્વર જુવાનીનો મોહ ત્યજવા ધીરો અસરકારક વાણીથી પ્રબોધે છે. "એ કાચા રંગની પાઘડી" માટે રોજ ઊઠી લડાઈ કરનાર જીવરૂપ રંગારાને જોઈ એને બળાપો થાય છે. નિર્મલતા, પવિત્રતા અને શીતલતાના નિવાસસ્થાનરૂપ, અને હારમાં ચરતા હંસોવડે તથા મધુર સમીર લહેરીઓવડે શોભી રહેલા વિશાલ માનસરોવરની શી દશા થાય છે !

"વૃષ્ટિનો કાળ આવી પહોંચ્યો ત્યારે બગાડ્યું નીર તમામ;
વિસ્તાર તો એકત્ર થઈ ગયો, પવિત્રતા પહોંચી મહાધામ."

( યૌવનસ્વરૂપ )

એવી દશા મનુષ્યજીવનની જુવાની કરે છે. યૌવનની અને તેના ભોગોની ક્ષણભંગુરતા સંબંધે ધીરાનું નીચેનું રૂપક કેવું ઉત્તમ અને હૃદયવેધક છે !

"કાળ ચલ્લાએ બાંધ્યો રે, મહામહા સ્વાર્થ કરી;
માળો તો મહામહેનતે રે, ચતુરાઈ ચિત્તમાં ધરી.—ટેક.
તૃણ તૃણ ઘણાં ટોળે કરીને, માળો કર્યો માનિની કાજ,
માનિનીએ સુખ માન્યું તેમાં, ચલીબાઈએ ભોગવ્યું રાજ;
આવી રહ્યું ત્યારે રે, ફોગટ થયું સર્વે ફરી.—કાળ.
પણ એ વાતની ગમ કોને ન પડતી, તો શું ચલ્લા ચેતે મૂઢ,
જેનો હુકમવિણ નવ હલંદા, તેની ગતિ મહા ગૂઢ;
ફર્યો કોક બિલાડો રે, મોંઘો માળો લીધો હરી.—કાળ.

બચ્ચાં કચ્ચાં ને બાઈજી સોતાં, બિલાડે ભક્ષ્યાં જાણ,
ત્યારે યૌવનરૂપી માળાવાળો આવ્યો, જોઈ હડહડતી મહાહાણ;
ત્રાહ ત્રાહ્ય ભાખ્યો રે, ભૂંડાઈ ઘણી મેં તો ભરી.—કાળ.
કાળનો કાળ હું લહેતો મુજને, પણ થયો બિલાડો મારો કાળ,
ફાળ મારી મારું સર્વ બેલાડયું, રહી ઊંડી રગરગ મુને ઝાળ;
ધીર એવું તેવું રે. અફળ બકતો તે ડરી.—કાળ.
( યૌવનસ્વરૂપ )

## ધીરાની કવિતા—ઉપસંહાર

ઉપર પ્રમાણે ધીરાએ કવન કર્યું છે. સાચો કવિ વસ્તુતઃ રાગ—દ્વેષ રહિત હોય છે, તેને કોઈ વહાલું કે અળખામણું નથી; વિશ્વજન તેને વહાલા છે, વિશ્વજન તેને પોતાના છે. સોબતીઓના સમુદાયમાં ખાનપાન—પછી તે પકવાન હોય, ચા હોય કે મદિરા હોય—નૂતન આનંદ આપે છે એ સર્વમાન્ય નિયમ છે. તત્ત્વજ્ઞાનને પણ એ નિયમ લાગુ પડે છે. આપ્તકાય પુરુષનું અંતઃકરણ સર્વ બંધપ્રદ વાસનાઓથી મુક્ત થયલું હોય છે. તથાપિ શરીરની સ્થિતિ કરાવનાર અવિદ્યાલેશના સદ્ભાવ પર્યંત મુક્ત પુરુષ પણ, પોતે જે રસનું આસ્વાદન કર્યું છે તે બીજાને ચખાડવાની શુભ વાસનાને ધારણ કરે છે. કવિસંબંધમાં પણ તેમજ છે. ધીરાએ પોતાના જીવનમાં જે સત્ય સિદ્ધાન્તોનું પ્રત્યક્ષ કર્યું તે સિદ્ધાન્તો બીજામાં ઠસાવવા તેણે શુભ પ્રયાસ કર્યો છે, અને તે ઉત્તમ કવિઓના સંપ્રદાય પ્રમાણે કર્યો છે. બાલકને ચાલતાં શીખવતાં માતા તેને પોતાના હાથનો ટેકો આપે છે, પરંતુ તે ટેકાનો નિરંતર ખપ પડે એમ તે ઇચ્છતી નથી. યથાર્થ ગુરુ મુમુક્ષુ શિષ્ય પ્રાપ્ત થતાં તેની પાસે ગુલામી ખત લખાવી લેતો નથી. પરંતુ તે ગુલામ મટી યથાર્થ રીતે સ્વતંત્ર થાય એવો તત્ત્વમસિનો અભેદોપદેશ તેને કરે છે, અને સ્વસ્વરૂપ બનાવે છે. તે પ્રમાણે યથાર્થ કવિ જાણે છે કે તેના ગાનમાં જે કંઈ દિવ્યતા રહેલી

છે તે આત્માની શક્તિરૂપ છે, અને તે આત્મા તેના વાચકોના હૃદયમાં પણ વ્યાપક હોવાથી તે ગુપ્ત ઝરાને ખોલવાના અતિ પવિત્ર આશયથી જ તે ઉપદેશ કરે છે. ધીરાએ આ પ્રમાણે ઉચ્ચ ભૂમિકા ઉપરથી ગાન કર્યું છે.

"હું તો રંગાયો છું બ્રહ્મરંગમાં,
તે ન જાવું જગતના જંગમાં રે.
* * * *
રહ્યો નથી ડર મને કાયાભંગમાં,
પકડી કાઢ્યો મેં કાળ ફલંગમાં."

( આત્મબોધ )

એ પ્રમાણે સ્વાતંત્ર્યનો અનુભવ કરનાર તેણે નિર્ભયતાના મંદિરમાં પ્રવેશ કરવા તેના વાચકોને નોતર્યા છેઃ—

"પામ આનંદ આદમી અલ્યા ઘણો જો,
આદમરૂપ ક્યાંથી તું બિહામણો જો.
અલમસ્ત થઈ રહે આનંદમાં જો,
મૂંડાયા નવ માયા કેરા તો ફંદમાં જો.
અલખ લહેરો લગાડી લાગ લયમાં જો,
આ તો માર્ગ દાખ્યો મેં તારા હૃદયમાં જો."

( ગરબીઓ )

પણ આત્મસાક્ષાત્કાર જેવી પવિત્ર બાબતમાં અનુચિત આગ્રહ કરી શકાતો નથી. "આટલો ચાલશે", "થોડો તો લો" એ પ્રમાણે ઉદરના ઉપાસકોને જેવી લાડુની હઠેઠ કરવામાં આવે છે તેવી હઠેઠ આત્મજ્ઞાનની બાબતમાં કરવામાં આવતી નથી. એમાં તો જ્ઞાનામૃતના ભોજનના મોટા થાળ ખુલ્લા પાથરવામાં આવે છે; જેને જે પ્રમાણે રુચિ તે પ્રમાણે તે ગ્રહણ કરે, અને રુચિ ન હોય તો

પોલું છે તે બોલ્યું તેમાં કરી તેં શી કારીગરી ?
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે.

આમાં વિનોદની સાથે જે ઉપદેશ રહેલો છે તેની ઊંડી અસર મોટી ઉમરના માણસો ઉપર પણ ન થાય એમ કોણ કહી શકશે ?

તેમનાં દરેક કાવ્યમાં અર્થાનર્થ તથા લાભાલાભ સમજાવવા ઉપરાંત એકી કાવડી મશ્કરી જોવામાં આવશે. તેમના 'જનસ્વભાવ વિષે' ના કાવ્યોમાં જુદીજુદી કોમોના સ્વભાવ તથા ગુણ વર્ણવીને જનસમાજના પોતાના બારીક નિરીક્ષણ તથા ઊંડા પરિચયનું આપણને કવિએ ભાન કરાવ્યું છે. 'ફાર્બસવિલાસ'માં પોતાના જમાનામાં કવિઓની શૈલી કેવી હતી તે દર્શાવ્યું છે. 'હુન્નરખાનની ચડાઈ' માં દેશની આર્થિક સ્થિતિનો ખ્યાલ ઝડઝમકવાળી અને વાચકને પ્રોત્સાહિત કરે એવી ભાષામાં. 'વેનચરિત્ર' માં જૂનું વસ્તુ લઈને જુના વખતની પ્રચલિત દેશીઓમાં નવા વિચારો દર્શાવ્યા છે. 'મિથ્યાભિમાન નાટક' માં એવી મશ્કરીઓ દ્વારા કવિ પોતાનું લક્ષ્ય આબાદ સાધે છે. 'ફાર્બસવિરહ' માં શોકાર્ત હૃદયમાંથી નીકળતી વાણી મિત્રપ્રેમની પરાકાષ્ટા બતાવે છે.

દલપતરામની કવિતાનો બીજો ગુણ એમનો શબ્દ ઉપરનો અદ્ભૂત કાબુ છે. એમનો શબ્દભંડાર બહુ મોટો હતો અને તેથી જ સહુને સમજાય એવી ભાષામાં પોતાને કહેવાનું બધું તે કહી શકતા. વળી મોટા શબ્દભંડારને લીધે તથા પિંગળના પાકા જ્ઞાનને લીધે તેમની કવિતામાં છંદોભંગ કે યતિભંગ ખોળી કાઢવો બહુ કઠણ પડે છે. તેમની વાણી પાણીના રેલાની માફક

વહી જાય છે. પ્રાસ મેળવવા સારુ તેમને મહેનત કરવી પડતી હોય એવું દેખાતું નથી. પેલું તેમનું સુંદર ધોળઃ–

રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં,
સતી સીતાને આવતાં સાથ,
કહે રઘુનાથ, પધારો પિયર ભણી.

અને સીતાનો જવાબ

એવું સાંભળીને સીતાજી કહે,
સુણો સુંદર શ્યામ સુજાણ,
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી.

એમાં સાથ અને નાથ તથા સુજાણ અને પ્રાણના સ્વાભાવિક પ્રાસ જાણે અનાયાસે મળી જ જાય છે, તેથી જે ખૂબી આવી છે તે મનોહર છે. શબ્દ ઉપરના અદ્‌ભુત કાબુને લીધે શબ્દ–ચાતુરીના વિનોદ પણ તે ઘણા કરાવી શકતા. સાંભળોઃ–

મેલો ઘેલો પેલો જુઓ આગ ખેલમાં ઝીબેલો,
ગોદડે ગૂંથેલો એવો આવે હનુમાનજી;
કાળા હાથ દારૂવાળા દાઢી મોઢું દીસે કાળું
પાઘડીનો પલ્લો પૂંઠે પૂંછડા સમાનજી.
લોક નાસાનાસ કરે ત્રાસ પામી તેને ટાણે,
એને નાવે આંચ જેના રામજી જમાનજી.
ઠેકી ઠામ ઠામ આગ લગાડીને આવ્યો ખસે,
હશે હનુમાનજી કે મુલ્લાં સુલેમાનજી?

અથવા પારસીઓએ ગુજરાતી ભાષા બગાડી તે વિષેઃ–

ચૌટામાં લૂટાણી મહારાણી ગુજરાતી વાણી
લૂંટી અલંકાર કૂટી કીધી ગુનેગાર શી

પગેરું ચલાવ્યું તે તો ચાલતાં મુંબઈમાં પેઠું
અને ત્યાં તપાસતાં તો પકડાયા પારસી.*

આમાં પ્રાસની સરળતાને લીધે જ ચમત્કૃતિ આવી છે.

દલપતરામની ફતેહનું ત્રીજું કારણ એ ગણી શકાય કે, એમણે સાહિત્યનો પ્રાચીન વારસો બરાબર જાળવ્યો હતો અને તેનો ઠીક ઉપયોગ કર્યો હતો. એમણે જૂનાં પદોના રાગ, ગરબીઓના ઢાળ વગેરેનો બહુ સરસ ઉપયોગ કર્યો છે. તેમાં નવા વિચારો દર્શાવ્યા છે પણ બાહ્ય સ્વરૂપ જૂનું છે. તેમનું:–

ચેત તો ચેતાવું તને રે પામર પ્રાણી

એ ભજન દલપતરામનું છે એમ ન કહ્યું હોય તો આપણે જાણી પણ ન શકીએ.

વિધવાવિવાહ જેવા નવા પ્રશ્નની ચર્ચા કરવા સારુ વેન રાજાનું ચરિત્ર કવિ દલપતરામે પસંદ કર્યું તે પ્રાચીન વસ્તુનો આબાદ ઉપયોગ કરી લેવાની તેમની શક્તિનો અદ્‌ભુત નમૂનો છે.

જૂના સાહિત્યના વારસાનો ઠીક ઉપયોગ ગુજરાતના નવા લેખકોમાંથી કોઈએ કર્યો હોય તો તે પદ્યમાં દલપતરામ, તથા તેમના પુત્ર કવિ નાનાલાલ અને ગદ્યમાં આપણા સમર્થ સાક્ષર શ્રી. કેશવલાલ ધ્રુવ છે. પિતાના કરતાં પણ પુત્રે વિશેષ સફળતાથી આ વારસાનો ઉપયોગ કર્યો છે. નાનાલાલની કવિતામાં એમના નાના નાના રાસોનું સ્થાન બહુ ઊંચું છે, અને જૂના સાહિત્યનું હાર્દ તેઓ ઝીલી શકયા છે તેથી જ તેમાં આટલા સફળ તેઓ થયા છે, એમ હું માનું છું.

* પારસીઓએ ગુજરાતી ભાષા બગાડી એવો જે દલપતરામનો આરોપ છે તે સાથે સંમતિ દર્શાવવા આ કડી અહીં આપી નથી. એ માત્ર પ્રાસાનુપ્રાસના ઉદાહરણ તરીકે જ આપી છે. શ્રી. મલબારી, શ્રી. ખબરદાર જેવા પ્રસિદ્ધ લેખકોએ તથા બીજા અનેક પારસી અભ્યાસકોએ કવિ દલપતરામનો આ આરોપ ખોટો પાડયો છે.

દલપતરામની કવિતાની પરીક્ષાનો ઉપસંહાર આપણા ચતુર પરીક્ષક નવલરામભાઈના કરતાં સારા શબ્દોમાં થઈ શકે એમ નથી.

"દલપતરામની કવિતા શાંત બુદ્ધિની, વ્યવહારમાં કુશળ, ચતુરાઈભરી અને સભારંજની છે. એ નવે રસમાં પ્રસંગોપાત્ત વિચરે છે. પણ તે શાંતિ અને વિવેકની સાથે; વ્યવહારની મર્યાદા એ જ આ કવિતામાં રસના સંભવાસંભવની મર્યાદા છે. કોઈ પણ રસની મસ્તી એ આ કવિને મન ગાંડાઈ છે, સંસારનું શાંત બુદ્ધિથી અવલોકન કરવું અને તેમાંથી વ્યવહારોપયોગી બોધ લેવો એ દલપતશૈલીને સહુથી વધારે રુચિકર છે. એ શૈલી જાતે દર્દથી મુક્ત હોવાને લીધે બે ઘડી નવરાશની વેળાએ વિનોદ કરવો એમાં જ મોટું સુખ માણે છે. ડાહ્યું હાસ્ય ( humour ) મમાળાં કટાક્ષ ( wit ), વાણીની મીઠાશ અને રચનામાં વિવિધ પ્રકારનાં ચાતુર્ય, એ વડે દલપતશૈલીનાં શાંત અને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યાં છે. દલપતરામની ચોટ સદા સભાના મનરંજન કરવા ઉપર જ રહેલી હોય છે અને તેમ તે બરાબર ફતેહ પામે છે, કેમકે શ્રોતાના મનમાં ઊતરીને તેને કેમ લાગે છે એ જોવાની શક્તિ આ કવિતામાં છે."

આપણા નવીન યુગના સાહિત્યના બે મોટા કવિઓ દલપતરામ અને નર્મદાશંકર એ બેમાંથી કોણ મોટો એ વિષે એટલી બધી ચર્ચા થયેલી છે કે તે સંબંધ કાંઈ બોલ્યા વિના કવિ દલપતરામ વિષેનો લેખ પૂરો ગણી શકાય જ નહિ મને લાગે છે કે બે કવિઓમાં કોણ મોટો અને કોણ નાનો એવી ચર્ચા કરવા એ જ યોગ્ય નથી. બન્નેની કેળવણી, સ્વભાવ, સંજોગો અને કાર્યપદ્ધતિ જુદાં જ હતાં. નર્મદાશંકરને અંગ્રેજીનો રંગ લાગેલો હતો, સ્વતંત્ર સ્વભાવની મસ્તી એમના મગજમાં ઘૂમી

રહી હતી, મુંબઈમાં સ્વતંત્ર રીતે રહેતા હતા અને સુધારામાં ઉચ્છેદક વૃત્તિ તેમને પ્રિય હતી. દલપતરામને જૂની જ કેળવણી મળેલી હતી. અંગ્રેજીના સંસ્કાર કાંઈ મળ્યા હોય તો ભલા ફાર્બસ મારફત જ. તેમનો સ્વભાવ નરમ હતો અને ફાર્બસની છાયામાં જ તે કામ કરતા. નર્મદાશંકરના મનમાં એકદમ અને એકલે હાથે દેશને સુધારી નાંખવાનું હતું. એટલે તેમણે આગળપાછળનો વિચાર કર્યા વિના 'યા હોમ કરીને પડો, ફતેહ છે આગે' કહી દેશને પડકાર્યો, તથા 'ડગલું ભર્યું કે ના હઠવું, ના હઠવું' કહીને શૂર ચડાવ્યું. ત્યારે દલપતરામે પરિસ્થિતિને કદી વિસારી જ નથી. તેમણે તો 'ધીરે ધીરે સુધારાનો સાર' સમજાવ્યો છે. નર્મદની રગે રગમાં વીરતા ભરેલી હતી અને તેથી તેણે શૂરવીરનાં લક્ષણો ગાયાં. ત્યારે દલપત કદી ડહાપણને માર્ગેથી ચલ્યા જ નથી. તેણે શાંતિ અને વિવેકભર્યો બોધ આપ્યો છે. દેશને વીરતા અને ડહાપણ બેયની જરૂર હતી. બંનેએ પોતપોતાનું કામ પૂરી સફળતાથી કર્યું છે એટલે એ બેમાંથી કોણ મોટો અને કોણ નાનો એ તુલના કરવાનું છોડી દઈ 'ઓખાહરણ'માં પ્રેમાનંદે જેમ વિષ્ણુ અને શંકર બંનેની સ્તુતિ કરી છે કે–

જે જે વૈકુંઠરાય નમો નમો
જે જે પતિ કૈલાસ રે નમો નમો

તેમ આપણે પણ ગાઈએ કે,

જે જે નર્મદ વીર નમો નમો
જે જે દલપત ધીર નમો નમો.

# અભ્યાસસામગ્રી

## દલપતરામની કૃતિઓ

| | | |
|---|---|---|
| દલપતરામ કાવ્ય ભાગ–૧ | (કાવ્ય) | ૧૮૭૮ |
| તેમાં અન્ય કાવ્યો સાથે નીચેનાં કાવ્યો પણ છપાયાં છે. | | |
| હંસકાવ્યશતક | | ૧૮૬૫ |
| શેરના સ્વપનાની ગરબીઓ | | ૧૮૬૫ |
| કચ્છ ગરબાવળી | | ૧૮૮૦ |
| દલપતકાવ્ય ભાગ–૨ (કાવ્ય) | | |
| તેમાં અન્ય કાવ્યો સાથે નીચેનાં કાવ્યો પણ છપાયાં છે. | | |
| અંગ ઉધારનો ઝઘડો | | ૧૮૪૮ |
| હુન્નરખાનની ચઢાઈ | | ૧૮૫૦ |
| જાદવાસ્થળી | | ૧૮૫૧ |
| સંપલક્ષ્મી સંવાદ | | ૧૮૫૧ |
| ગુજરવિદ્યાભ્યાસ | | ૧૮૫૩ |
| હોપવાચનમાળાનાં કાવ્યો | | ૧૮૫૯ |
| વેનચરિત્ર | | ૧૮૬૮ |
| ફાર્બસ વિલાસ | | ૧૭૭૦ |
| માંગલિક ગીતાવલી | | ૧૮૮૧ |
| શ્રવણાખ્યાન | ( હિંદુસ્થાની કવિતા) | ૧૮૬૮ |
| દલપત સતસઈ | (૭૦૦ દોહરા) | ૧૮૮૫ |
| ભૂત નિબંધ | | ૧૮૪૯ |
| જ્ઞાતિ નિબંધ | | ૧૮૫૧ |
| લક્ષ્મી નાટક | | ૧૮૫૩ |
| પુનરવિવાહ પ્રબંધ | (નિબંધ) | ૧૮૫૩ |
| સ્ત્રીસંભાષણ | (સંવાદ) | ૧૮૫૩ |
| બાળવિવાહ નિબંધ | | ૧૮૬૪ |
| કાવ્યદોહન ગ્રંથ–૧ | (સંપાદન) | ૧૮૬૦ |

| | | |
|---|---|---|
| કાવ્યદોહન ગ્રંથ-૨ | (સંપાદન) | ૧૮૬૩ |
| ફ્રીમિયાગર ચરિત્ર | (નિબંધ) | ૧૮૬૯ |
| તાર્કિકબોધ | (વાર્તા) | ૧૮૭૦ |
| મિથ્યાભિમાન નાટક | | ૧૮૭૦ |
| દૈવજ્ઞ દર્પણ | (નિબંધ) | ૧૮૭૩ |
| રત્નમાળ | (ઇતિહાસ) | ૧૯૦૪ |
| ગુજરાતી પિંગળ | | |

## દલપતરામ વિષે

| લેખક | પુસ્તક |
|---|---|
| નર્મદાશંકર કવિ | મારી હકીકત |
| નવલરામ | નવલગ્રંથાવલિ |
| મણિલાલ નભુભાઈ | સુદર્શન ગદ્યાવલિ (કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ.) |
| નરસિંહરાવ ભોળાનાથ | સ્મરણમુકુર (સ્વ. કવિ દલપતરામ અને સ્વ. કવિ નર્મદ) |
| કાશીશંકર મૂળશંકર દવે | દલપતરામ (સયાજી સાહિત્ય-માળા, વડોદરા) |
| બટુભાઇ ઉમરવાડિયા | કીર્તિદાને કમળના પત્રો (ક. દ. ડા) |
| લીલાવતી મુનશી | રેખાચિત્રો (કવિ દલપતરામ ડાહ્યાભાઈ) |
| વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | વિવેચના (ક. દ. ડા) |
| ન્હાનાલાલ દલપતરામ કવિ | કવીશ્વર દલપતરામ |
| વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | સાહિત્ય સમીક્ષા (દલપતરામની છબી) |
| હીરાલાલ પારેખ | અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન |
| ,, | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો ઇતિહાસ |
| નવલરામ ત્રિવેદી | સમાજસુધારાનું રેખાદર્શન |

# નર્મદાશંકરનું જાહેર જીવન

વ્યાખ્યાતા:-

**શ્રી. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી**

**ન**ર્મદાશંકરનું જીવનચરિત્ર અપ્રસિદ્ધ નથી. તેના પિતા સૂરતના વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેઓ પણ ગુજરાતના અર્વાચીન વિકાસની સાથે એક રીતે સંબંધ ધરાવનારા હતા. તેઓ લહિયાનો ધંધો કરતા. આપણા દેશમાં સરકારે કેળવણી આપવાની શરૂઆત કરી ત્યારે મુંબઈમાં એક શિલાછાપનું છાપખાનું રાખી તેમાં ચોપડીઓ છપાવવામાં આવતી, અને આ છાપખાનામાં લખવાનું કામ લાલશંકર દવે કરતા. એટલે લાલશંકર દવેના હાથનાં લખેલાં પુસ્તકોથી આપણા દેશમાં કેળવણીનું બીજ રોપાયું છે એમ કહી શકાય. તે જ લાલશંકર દવેના દીકરા નર્મદાશંકરે પોતાની સ્વશક્તિથી લખેલાં પુસ્તકોથી ગુજરાતી સાહિત્યની અને ગુજરાતના જનમંડળની અનન્ય અને અપૂર્વ સેવા કરી.

આમ આપણા સાહિત્યના ઇતિહાસની સાથે નર્મદાશંકરનો સંબંધ પેઢીઉતાર છે. નર્મદાશંકર મુંબઈમાં જ ઊછર્યા હતા. નાનપણમાં તેઓ બહુ શાણી અને ઠાવકી પ્રકૃતિના હતા. અભ્યાસ-કાલમાં પણ રમતગમતથી તે દૂર રહેતા અને બાલ્યમાંથી જ બુદ્ધિચમત્કાર તો તેમનામાં જણાયો જ હતો. કૉલેજની પ્રવેશક પરીક્ષા પાસ કરી તેઓ કૉલેજમાં દાખલ થયા. પણ આઠ માસ પછી કૉલેજ છોડવી પડી. તેમના પિતાની આજ્ઞાથી નર્મદાશંકરે સૂરત જઈ ઘર માંડ્યું. અને એક નાની સરખી નોકરી સ્વીકારી. વિદ્યાભ્યાસની અવસ્થામાં નર્મદાશંકરે વિદ્યાગુરુઓનું મન સારી રીતે સંપાદન કર્યું હતું.

મુંબઈની હવા, નવી કેળવણીનો આંજી નાખતો પ્રકાશ, સત્ત્વવાળું મન, અને યૌવનનું સામીપ્ય એ ચારે તત્ત્વો આ વખતે નર્મદાશંકરમાં એકઠાં થયા હતાં. અને તેના સંયુક્ત બળે તેની મનોવૃત્તિઓ અનેક દિશાઓમાં ઉછાળા મારતી હોય એમ જણાય છે. સૂરત જઈ ઘર માંડે અને કંઈક ઠેકાણે પડે તેવા હેતુથી પિતાએ એમને સૂરત મોકલ્યા, પણ દૈવયોગે તેમનો ગૃહસ્થાશ્રમ એ વખમાં જ આટોપાયો. સૂરત જવાનું અને નોકરી કરવાનું મુખ્ય પ્રયોજન આવી રીતે નષ્ટ થવાથી નર્મદાશંકર પાછા મુંબઈમાં આવ્યા.

નર્મદાશંકરને નવા જમાનાનો રાગ બરાબર લાગ્યો હતો. નિબંધો લખવા, મંડળીઓ સ્થાપવી, તેમાં ભાષણો આપવાં અપાવવાં વગેરે ઊંચી આકાંક્ષાવાળાં અને જનસમાજને ફાયદો કરનારાં કૃત્યો શરૂ થઈ ગયાં હતાં. 'વિદ્વાન દાખલ પ્રસિદ્ધિ મેળવવાનો' ઉત્તેજક અભિલાષ તેમનામાં ઉત્પન્ન થઈ ચૂક્યો હતો. સૂરતમાં હતા તે દરમિયાન કવિ દલપતરામનું નામ અને તેમની કવિતાનું કાંઈક શ્રવણ થતું. મુંબઈમાં આવ્યા પછી કૉલેજમાં

દાખલ થયા પણ મન મનોરથ કરવામાં જ ગૂંથાતું રહેતું. "ભભકાદાર હોદ્દો મેળવી કે મહાવિદ્યા ભણી કે સુધારાનાં કામ કરી કોઈ પ્રકારે હું દુનિયામાં નામાંકિત શી રીતે થાઉં તેની જ તુલના અને બુદ્દાઓ રાતદિવસ ઊઠયાં કરતા હતા." આ જ અરસામાં નર્મદાશંકરને 'કવિ' થવાનો પણ અભિલાષ થયો. ધીરા ભગતનાં પદોથી કવિતાનો અભ્યાસ આરંભાયો હતો. તે ઉપરથી તેવાં પદો બનાવવાનું મન થયું. એક બે બનાવ્યાં. 'આવી રીતે કવિતા બનાવવાનો અભ્યાસ રાખ્યાથી મન ઠરીને ઠામ થાય' એવી ગણતરી કરી કવિતા કરવાનો નિશ્ચય કર્યો. અને આખરે "ભણવું કમાવું અને બૈરી કરવી એ બધું આનંદને માટે છે ને મને જ્યારે પદો બનાવવાથી જ આનંદ થાય છે તારે હું તો એ જ કામ કરીશ. શેર જુવાર તો મળી રહેશે."—એ મહાન નિશ્ચય સાથે નર્મદાશંકરે પોતાનું કવિજીવન શરૂ કર્યું.

'શેર જુવાર તો મળી રહેશે' એ કેવી શ્રદ્ધા! ધનનો વૈરાગ્ય એ મોટાઈ કમાવાનું પહેલું પગથિયું છે. હોદ્દાનો અભિલાષ છોડી દઈ નર્મદાશંકરે 'કવિ' થઈને પ્રસિદ્ધિ મેળવવાનો નિશ્ચય કર્યો. તે પછી 'કવિ'ની સામગ્રી સંપાદન કરવામાં કેટલોક કાળ સ્વાભાવિક રીતે ગયો. સંસ્કૃત વ્યાકરણ, છંદઃશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, વગેરે સર્વ સિદ્ધ કર્યા વિના 'કવિ' પદ ધારણ કરવું એ નર્મદાશંકરને ઠીક ન લાગ્યુ. આ બધું સંપાદન કરવામાં કેટલી ખંત અને કેટલી નમનતાઈ કવિને વાપરવી પડી હશે તેનો એક દાખલો નવલરામે નોંધી રાખ્યો છે. પિંગળની શોધ કરતાં કોઈ ઠેકાણે પિંગળ જડે નહિ. અને પિંગળપાઠ પઢ્યા વિના કવિતા શી? આખરે સુરતમાં પિંગળ તો નહિ પણ પિંગળની ગરજ સારે તેવા એક ગ્રંથનો પત્તો લાગ્યો. ગ્રંથ એક કડિયાના કબજામાં હતો. પણ તે ભાઈએ નર્મદાશંકરને ઉતારવા સારુ તે ગ્રંથ ઘેર લઈ જવાની સાફ ના

પાડી. એટલે સવારના પહોરમાં, લઈ ખડિયો કલમ ને કાગળ, મુંબઈની કોલેજનો એક વિદ્યાર્થી, ન્યાતે નાગર બ્રાહ્મણ, નર્મદાશંકર લાલશંકર કડિયા મહાજનને ઘેર જાય અને ગ્રને તેટલું છંદરચના-વળીમાંથી ઉતારી લાવે. એક બીજાને ત્યાં વળી ચિત્રકાવ્યો હતાં તેને માટે પણ નર્મદને એવી જ મહેનત પડી. ચિતારા પાસે સવારે ચિતરાવે અને પછી એમાં અક્ષરો યોગ્ય સ્થાને પૂરીને તે કાવ્યો પાછાં તરત પહોંચાડી દે. આ પ્રમાણે નર્મદાશંકરે છંદ શાસ્ત્રનો અભ્યાસ કર્યો. અને રસ અલંકારના ગ્રંથોનો પણ તેવી જ રીતે પરિચય કર્યો. બધી સામગ્રી સંપાદન કર્યા પછી સને ૧૮૫૮ ના નવેમ્બર માસમાં નોકરીનું રાજીનામું આપી નર્મદાશંકરે શારદા-સેવનમાં કાલ નિર્ગમન કરવાનું કઠિન વ્રત લીધું. આ વખતે નર્મદનું વય ૨૪ વર્ષનું હતું.

નર્મદાશંકરના જીવનચરિતનું એક પ્રકરણ અને મુખ્ય પ્રકરણ અહીં સમાપ્ત થયું. આ પછીનું તેમનું જીવનવૃત્ત તેમના ગ્રંથોમાંથી આપણે જાણી શકીએ છીએ. પણ તેમના ગ્રંથો ઉપર આવતા પહેલાં 'કવિ' થવાનો ઉચ્ચાભિલાષ, અને તેને માટે સામગ્રી સંપાદન કરવામાં વાપરેલી ઊંચી ખંતઃ એ બે વાત ઉપર જરા ટકવાનું મન સ્વાભાવિક રીતે થાય છે. ' Earnestness' એટલે કે ખરાપણું, સત્યનિષ્ઠા એ મોટાઈનું પ્રથમ લક્ષણ છે. તે આટલા ઉપરથી નર્મદા-શંકરમાં આપણે જોયું. યૌવનના આરંભમાં આપણું મન દરેક બાબતની છાપ લેવા બહુ તૈયાર હોય છે, અને તે વખતે જે અભિ-લાષો આપણા ઉપર અમલ ભોગવે છે તેનાથી જ આપણું જીવન બહુધા ઘડાય છે. આપણે સારી પેઠે જાણીએ છીએ કે તે કાળના નર્મદથી ઓછી વિદ્યા અને શક્તિવાળા કેટલાક માણસો મોટા હોદ્દા ઉપર ચડેલા છે અને ઘણું ધન સંપાદન કરી શક્યા છે. તે કાળે નર્મદે પણ એવો અભિલાષ રાખ્યો હત તો તે સિદ્ધ કરવામાં

ઈ જ શ્રમ કરવો ન પડત. કોઈ સરકારી નોકરીમાં દાખલ થયા
ત તો વખત જતે અનાયાસે હોદ્દો, માન, આબરૂ વગેરે સર્વ
નતનો જીવનને મીઠું કરનારો વૈભવ નર્મદાશંકરને પ્રાપ્ત થાત. પણ
ો સઘળો અવકાશ છોડી 'શેર જુવાર'થી સંતોષ માની કવિતામાં
ર આખું જીવન ગાળવાનો નિશ્ચય, તે પછી તે માટે યોગ્ય
ામગ્રી સંપાદન કરવા પાછળ આવી ખંત, અને આખરે નોકરીનું
ાજીનામું આપી પૂર્વના નિશ્ચયને અમલમાં મૂકવાનું બળ! એ બધામાં
ોટાર્મનાં તત્ત્વો જ નર્મદાશંકરમાં પ્રકટ થતાં હતાં એમ
ાપણે હવે જોઈ શકીએ છીએ. આવા નિશ્ચયો કરવાનાં મન
ર હજારોમાંથી કોઈક કરી શકે; અને નિશ્ચય થાય તો અમલમાં
ૂકવા જેટલા વૈરાગ્ય અને બળવાળા પણ કોઈક જ. એ જન-
ભાવની વસ્તુસ્થિતિ ઉપર જ્યારે બરાબર ધ્યાન અપાશે ત્યારે
ાવીસ વર્ષની ઉંમરના એક જુવાનના માનસિક બળની માત્રા ઉપર
ાપાણું ધ્યાન ખેંચાયા વિના રહેશે નહિ. મુંબઈમાં નિવાસ અને
લમની અનન્ય ઉપાસના—એ બે મુખ્ય બિનાઓ સિદ્ધ થઈ.

આજથી નર્મદ 'કવિ', લેખક અને પ્રજાને ઉપદેશ કરનાર તરીકે
ાસિદ્ધ થયો. આ સ્વાંગ તેણે કેવી રીતે પાર પાડ્યો તે અજાણ્યું
ાથી. મુંબઈમાં હજી સુધી 'કવિ' એ શબ્દ નર્મદાશંકરનો જ બોધક
ે. આટલા ઉપરથી 'કવિ' જનમંડળની હૃદયગુહામાં કેવા પ્રબળ
ાતિઘોષ પાડી શક્યા છે એ સહજ સમજાશે. નજરે જોનાર
હે છે કે કવિને જોવા માટે લોકો શેરીએ શેરીએ એકઠા થતા. કવિ
ામ પ્રસંગે સુરત ગયા હોય ત્યાંથી પાછા ફરે ત્યારે બંદર ઉપર
મને લેવા માટે દશ હજાર માણસ સામું જાય! આમ 'કવિ'
વળ પોતાની શક્તિથી પોતાની પાછળ ભક્તોનું એક મોટું
ંડળ એકઠું કરવા સમર્થ થયા. અને હજી પણ કવિના નામની
ાથે ગગળા થઈ જનાર, કવિના રસનો પ્રત્યક્ષ સ્વાદ ચાખનાર

તેમના ભક્તો હયાત છે. કલમથી પ્રસિદ્ધ થવાનો તેમનો મનોરથ સર્વ રીતે સફળ થયો. તે સફળતા તે હલકી લોકપ્રિયતા માત્ર જ નહિ. લેખક અને શારદાના ઉપાસક તરીકે ગુજરાતી ભાષાની તેમણે અદ્વિતીય સેવા બજાવી. ગુજરાતી ભાષાના પ્રથમ કોશકર્તા તરીકે તેમ જ ગુજરાતી ભાષાના અર્વાચીન ગદ્યના પ્રથમ પ્રણેતા તરીકે નર્મદાશંકરની કીર્તિ જ્યાં સુધી ઇતિહાસ રહેશે ત્યાં સુધી કાયમ રહેશે. તેમનાં પદ્યો પણ ગુર્જરસાહિત્યમંડળમાં તેમને ઊંચુ સ્થાન આપે છે.

પૈસા સંબંધે કવિનું જીવન અંતમાં અનેક કારણોને લીધે દુઃખી થયું એ વાત પણ સહુ જાણે છે. છેવટે નોકરી કદી ન કરવી એ ટેક મિત્રોની આજીજીથી એમને છોડવો પડ્યો. જે દિવસે કાલબાદેવી રોડ ઉપરની પોતાની ઓરડીમાં કવિ ગોકુલદાસ તેજપાલના ધર્મખાતાના સેક્રેટરીની જગાનો અખત્યાર લેવા ગયા તે વખતનો દેખાવ એક નજરે જોનાર પાસેથી આટલે વર્ષે આ લેખકે સાંભળ્યો છે. કહેનાર અને સાંભળનાર બન્નેનાં હૃદય ભરાય આવ્યાં. કેવળ વિધિને વશ થઈ કવિને આખરે નોકરી સ્વીકારવી પડી. સર્વ જાણે છે કે આ વખતનો કવિ, તે 'કવિ' થવાની અભિલાષાવાળો જુવાન ઉત્સાહવાળો, કંઈ કામ કરવાને ટમટમી રહેલા ઉમંગવાળો ક્રાન્તદર્શી 'કવિ' નહોતો, પણ અનુભવથી ધીરો પડેલો વિપત્તિએ પરમાત્મામાં શ્રદ્ધાવાળો કરેલો, પ્રાચીન વિદ્યાના વિશેષ પરિચયે દેખતો કરેલો, પ્રવૃત્તિમાર્ગને ગૌણ માની નિવૃત્તિ માર્ગને શરણ થયેલો, સુરતનો નાગર બ્રાહ્મણ નર્મદાશંકર લાલશંકર દવે હતો.

કવિ પોતે કહી ગયા છેઃ સને ૧૮૫૯ જે અરસામાં એમણે કલમ માત્રથી નિર્વાહ કરવાનો નિશ્ચય કર્યો તે વખતથી તેઓ 'સંસ્કારી' સુધારક થયા. એટલે એમનું કવિજીવન એમના સુધારક

જીવન સાથે જ શરૂ થયું એમ કહી શકાય. કવિતાદ્વારા એમણે સુધારાના વિષયોના બહુ અસરકારક ઉપદેશો કર્યા. અને તે કવિતામાં દેખાતી કવિના આત્માની સત્યનિષ્ઠાથી સુધારાના સંબંધમાં તેઓ મુંબઈના જનમંડળ ઉપર સંગીન સંસ્કાર પાડી શક્યા. થોડાં વર્ષના ગાળામાં વૈધવ્યચિત્ર, હિંદુઓની પડતી વગેરે સુધારા સારુ પ્રોત્સાહન કરે એવાં આપણા જનસમાજનાં દયાજનક ચિત્રો એમણે પ્રસિદ્ધ કર્યાં અને એ કાવ્યગ્રન્થોને ' સુધારાનું બાઈબલ ' એવું કોઈકવાર નામ આપવા સુધી પણ મિત્રમંડળમાં હિંમત ધરતા. તાત્પર્ય કે પોતાની આ કૃતિઓથી કવિ પૂર્ણ સંતોષ પામ્યા હતા, પોતે પોતાને કૃતકૃત્ય માનતા હતા, અને નવલરામભાઈ કહે છે કે 'આ વખતનો કવિના જીવનનો કીર્તિરંગ ન્યારો જ હતો.'

'હિંદુઓની પડતી' તેમણે સને ૧૮૬૪માં લખી. 'નર્મગદ્ય' સને ૧૮૬૫માં બહાર પડયું. તે પછી કવિ 'નર્મકોશ' કરવામાં રોકાયા. તે દરમિયાન તેમના વિચારો ધીમેધીમે બદલાતા ગયા, અને પરિણામ એવું આવ્યું કે 'સુધારાના બાઈબલ'નો લખનાર કવિ 'ધર્મવિચાર'માં પ્રાચીન ધર્મનો ચુસ્ત ઉપાસક અને આવેશવાન ઉપદેશક થયો. આ વિચારસંક્રમણ, વૃદ્ધાવસ્થા કે મરણસાંનિધ્યનું ચિહ્ન ન હતું એમ રા. નવલરામ પોતાના જ્ઞાનથી નિઃશંક કહે છે. અને તે કાલનું તથા નર્મદની પ્રવૃત્તિના પ્રવાહનું દર્શન કરતાં આપણને પણ તે વિચારસંક્રમણ સ્વાભાવિક લાગશે, તેના હૃદયના ખરાપણાની જ સાક્ષી પૂરશે, તથા સત્યશોધન અને સત્યસ્વીકાર કરવાના તેના ઉદાત્ત વ્રતનો પુરાવો આપશે.

'ધર્મવિચાર'માં નર્મદાશંકરે પોતાના વિચારસંક્રમણનાં કારણો સ્પષ્ટતાથી આપ્યાં છે. ' રાજ્યરંગ' લખવાના પ્રસંગે જુદાજુદા ઇતિહાસ જોતાં એની દૃષ્ટિમર્યાદાનો વિસ્તાર થયો, અને તેને નવું દૃષ્ટિબિંદુ મળ્યું અને તે પ્રકાશથી જોતાં સુધારાના વિચારો

ઉપરચોટિયા જણાયા, અને પ્રાચીન વિચારોમાં કવિ દઢ થયા એ વાત માનવા જેવી છે. નર્મદાશંકરનો એક મિત્ર આ નીચેના પ્રસંગને પણ વિચારસંક્રમણનો આરંભકાળ માને છેઃ—

"કિસનદાસ–બાવો કરીને નર્મદનો એક પરમ પ્રિય મિત્ર હતો, (જેને નર્મદે 'પ્રેમશૌર્ય'ની કવિતા અર્પણ કરી આપણા સાહિત્યની સાથે હંમેશાં જોડયો છે.) તે કિસનદાસને ત્યાં એકવાર એક મિત્ર પરોણો આવ્યો જે વાંસળી બહુ સારી વગાડી જાણતો હતો. તેને નર્મદાશંકરને વાંસળી સંભળાવવાની ઇચ્છા થઇ. એટલે તેમણે વાલકેશ્વર જેવી શાન્ત જગામાં એક બંગલામાં એક દિવસ એકઠા થવાની ગોઠવણ કરી. વાંસળી બજાવવામાં આ માણસ એટલો બધો કુશળ હતો કે તેણે સર્વ શ્રોતાઓને તલ્લીન કરી નાખ્યા, અને એક કલાક સુધી નર્મદાશંકર પણ જાણે સમાધિગ્રસ્ત થઇ ગયા. આ અનુભવ પછી શ્રીકૃષ્ણ ભગવાનની વાંસળી અને તેણે ગોપીજનોને ઉત્પન્ન કરેલો મોહ વગેરે વાતોમાં નર્મદાશંકરને સત્યના અંશો જણાવા માંડ્યા, અને તે વખતથી આપણા પ્રાચીન ધર્મ ઉપરથી, ધર્મની આખ્યાયિકાઓ ઉપરથી તેણે શંકાની બુદ્ધિ છોડી દઇ શ્રદ્ધાની નજરથી અવલોકવા માંડ્યું. અને તે બધું જેમજેમ તેવી રીતે જોવાતું ગયું તેમતેમ તેને તે બધામાં નવાં નવાં સત્યો સમજાતાં ગયાં."

વાંસળીની વાતના ખરાપણા વિશે સંશય લાવવાનું કંઇ કારણ નથી. તેમ જ તે પ્રસંગે નર્મદના મનનું વલણ બદલાયું હોય એ પણ અસંભવિત નથી. ગમે તેમ હો પણ ધીમેધીમે જ તેના વિચારોનું આવું સંક્રમણ થયું હતું એટલું એનાં પુસ્તકો ઉપરથી પણ સમજી શકાય છે. મનને શિક્ષણ આપનાર વિપત્તિ વગેરે દેખાવા માંડ્યાં હતાં, 'સુધારકો' લોકોને અપ્રિય છે તે વસ્તુસ્થિતિની પણ પ્રતીતિ થઇ હતી. 'સુધારકો'ના અંતઃકરણના

ખરાપણા વિશે એનું મન શંકાવા પણ લાગ્યું હતું. અને આ બધી પરિસ્થિતિએ જગાડેલો વિચારપ્રવાહ પ્રાચીન સારણુ ( channel ) માં જતાં, સુધારાના 'બાઇબલ'ના પ્રણેતાને સનાતન સિદ્ધાન્તોનો વાસ્તવિક સ્વીકાર કરાવવા શક્તિવાન થયો અને જ્ઞાનમાર્ગનું શરણ શોધી આપી 'કવિ' પાસે ગવરાવ્યું કેઃ—

ઘટ ઘટમાં તું રામ—ટેક.

રામ ઉપજાવે, રામ બચાવે,
મારે તે પણ રામ, રામ રામરે ઘટ ઘટ૦ ૧
રામ સુમતિ દે, રામ કીરતિ દે,
દે મુક્તિ પણ રામ, રામ રામરે ઘટ ઘટ૦ ૨
રામ ભીતરમાં, રામ બહિરમાં,
સહુનો સાક્ષી રામ, રામ રામરે ઘટ ઘટમાં તું રામ. ૩

આ સ્થળે કહેવું જોઇએ કે 'સુધારાનું બાઇબલ' પણ કેવળ સત્યવિહીન નથી. કોઇ પણ ખરો માણસ કેવળ અર્થ વિનાનું બોલે છે એમ કહી સમજવું નહિ. પશ્ચિમની રહેણીને નમૂના દાખલ રાખી તેની નકલરૂપ સુધારો કરવાનો માર્ગ છોડી દઇ નવા સંયોગોને અનુકૂલ થવા રૂપ આપણા જ દૃષ્ટિબિન્દુથી આપણી પરીક્ષા કરી આપણા પ્રાચીન પ્રવાહથી વિશ્લેષ ન થાય તેવી રીતે સાધ્ય વસ્તુને ધ્યાનમાં રાખી ફેરફાર કરવા તેની હિમાયત કરવી એમાં કાંઇ જ ખોટું નથી—સર્વથા આવશ્યક છે. અને આટલું ધ્યાનમાં રાખ્યા પછી નર્મદના 'બાઇબલ'માંથી આપણે ઘણો ઉપદેશ લઇ શકીએ છીએ. તે સત્યનિષ્ઠા, તે શ્રદ્ધા, તે સત્ય જોવાની અને નિરૂપણ કરવાની શક્તિ, હઠીલા અને અશિક્ષિત જનસમાજ આગળ તે કટુ સત્યો તે રીતે રજૂ કરવામાં સમાયેલી નિડરતા, તે સ્વાત્માર્પણ, તે અંતરાત્માનો જુસ્સો, તે

'હૃદયદ્રવ્યનો ઉકળાટ,' ટૂંકામાં સમાજભક્તિમાં તે દૈવી સર્વસ્વદાન, જે 'સુધારાના બાઇબલ' માં અને નર્મદાશંકરના જીવનચરિતમાં પગલે પગલે જણાય છે તેના ઉપર આપણું ધ્યાન ખેંચવાની આવશ્યકતા છે. સુધારાના સવાલોને વેગથી પ્રસિદ્ધિમાં આણવામાં, ઇષ્ટ માનેલા માર્ગે પોતે ચડનારામાં અને જનમંડળને ચડાવવાનો યત્ન કરવામાં, અને આખરે આત્મનિરીક્ષણ કરી પોતાના જ ઉપદેશેલા સુધારા સંબંધી સત્યાસત્યનો નિર્ણય કરવા ઉપર પોતાનું અને જનસમાજનું આવેશથી ધ્યાન ખેંચવામાં નર્મદાશંકરે આપણા દેશની અપૂર્વ સેવા બજાવી. સુધારાના સિદ્ધાન્તોનો આરંભથી એના મન ઉપર વેગવાન કાબુ ન હોત, તે સિદ્ધાન્તને રજૂ કરવામાં સત્ય અને નિર્ભયતા અથવા પ્રેમ અને શૌર્યનો માર્ગ ન સ્વીકાર્યો હત, તો નર્મદાશંકર પણ તે કાલના અનેક સાધારણ માણસોની પેઠે શંકામાં ને શંકામાં જ નિર્વાણ પામત. નર્મદાશંકરના આત્માનો આ ઇતિહાસ એક પ્રસિદ્ધ સત્યની સાક્ષી પુરે છે કે યોગ—અનન્ય યોગ, પછી તે ગમે તે વસ્તુમાં હોય તે, પરિણામે સત્ય વસ્તુનું દર્શન કરાવે છે.

નર્મદાશંકરે સૂરતના પોતાના બંગલા ઉપર 'પ્રેમ અને શૌર્ય'-નો મંત્ર આલેખ્યો હતો. આ બે પરમ સિદ્ધાન્તને પહોંચાડનાર ઊર્મિઓને પોતાની જીવનનૌકાનો ધ્રુવ કરનાર કેટલા વિરલા છે? અને એમાં શો શક છે કે આ કાલમાં આપણા જનસમાજની આ જ અમૃતવલ્લી છે. બંધુઓ! આપણા મુડદાલ જીવન ઉપર જરાક નજર કરો. આપણે જે રીતનું જીવન ગાળીએ છીએ તે રીતનું જીવન તો આપણાં વૃક્ષો પણ ગાળે છે. તે પણ આપણી પેઠે પૃથ્વીમાંથી જીવનરસ ખેંચી પોતાના શરીરનું પોષણ કરે છે, તે પણ આપણી પેઠે પુષ્પપરાગથી ફલોત્પત્તિ કરે છે. બંધુઓ, આપણામાં શું વૈશેષ્ય છે જેથી આપણે મનુષ્યત્વનું અભિમાન

દાખવવાને હકદાર થઈએ ? જીવવાનો યત્ન કરો, જીવનના કાંઈક લક્ષ્ય નક્કી કરો, તે સિદ્ધ કરવાને 'પ્રેમ અને શૌર્ય'નો મહામંત્ર રાખી સત્‌-પ્રયત્નો કરો.

નર્મદે આપણા જનસમાજની સાંપ્રત સ્થિતિ સંબંધે જે જે, જ્યાં જ્યાં લખ્યું છે તેના સત્ય અંશ ઉપર હું તમારું સવિશેષ ધ્યાન ખેંચું છું. હું ખાતરીથી કહું છું કે જે ઊંચા અભિમાનથી એના એ લેખો ભરાયા છે તે અભિમાનથી આપણે ભરાઈએ તો ગયેલી સ્થિતિ પાછી કમાવામાં કંઈ વિલંબ નહિ થાય. **અભિમાન, અભ્યાસ, વિચાર, નિશ્ચય, ઉત્સાહ અને આગ્રહ એ દરેક કામમાં વિજયનાં પગથિયાં છે.** અને ધૈર્યથી એનું અવલંબન કરીએ તો એવું શું છે કે જે આપણે પુનઃ સંપાદન ન કરી શકીએ ? નર્મદ ખરું જ કવે છે કે:—

રણ તો ધીરાનું ધીરાનું, નહિ ઉતાવળા કાયરનું,
રણ તો ધીરાનું ધીરાનું.
ધીરવીર જે હોય તે જ ખૂબ સંકટ સામો થાયે,
પા'ડ પેઠે રણમાં રહે ઊભો, લેશ ન ત્યાં ગભરાયે;
રણ તો ધીરાનું૦

અને અંતે,

ભણી વધારો જોસ્સા સહુ જન પણ કબજામાં રાખો,
પે'લે એ જીતી જાણો તો શત્રુ નીચે નાંખો;
રણ તો ધીરાનું૦
જાણી જોઈ ના સંકટ હોરો, સંકટમાં ના બીઓ
કહે નર્મદ સહુ **વીર ધીર** થઈ જશ લઈ જુગ જુગ જીવો;
રણ તો ધીરાનું ધીરાનું૦
નહિ ઉતાવળા કાયરનું, રણ તો ધીરાનું ધીરાનું.

બંધુઓ ! આપણે જ્યારે આપણી પોતાની પરીક્ષા કરતા થઇશું ત્યારે જ આપણું સત્ય આપણને સમજાશે. આપણે અત્યારે અનેક રીતે અસંતુષ્ટ રહેવાનાં કારણો છે; તેનો ઉપાય પણ આપણા હાથમાં જ છે. અને તે ઉપાય એ જ કે 'ધીરવીર' થવું, આપણે આપણું શીલ (character) જમાવવું. નિઃસંશય સમજો, અને પૂર્ણ શ્રદ્ધા રાખો, કે શીલ એ જ સર્વને માટે, સર્વ કાલ માટે અમૂલ્ય ચિંતામણિ છે.

મહાભારતમાં એક આખ્યાયિકા છે, કે પ્રહ્‌લાદ નામના એક દૈત્યે શીલગુણ ધારણ કરી મહેન્દ્રનું સર્વ રાજ્ય લઈ લીધું અને ત્રણે લોક વશ કર્યા, ત્યારે ઇંદ્ર બૃહસ્પતિ પાસે ગયો અને પોતાનું કલ્યાણ કેવી રીતે થાય તેનો ઉપદેશ કરવા વિનતિ કરી. બૃહસ્પતિએ ઉપદેશ કર્યો પણ વિશેષ જ્ઞાન સારુ શુક્રાચાર્ય પાસે જ મોકલ્યો ઇંદ્ર શુક્રાચાર્ય પાસે ગયો તેણે પણ ઉપદેશ કર્યો, પણ વિશેષ જ્ઞાન સારુ પ્રહ્‌લાદ પાસે જ મોકલ્યો. ઇંદ્રે બ્રાહ્મણનો વેશ ધારણ કરી પ્રહ્‌લાદ પાસે જઇ પોતાના કલ્યાણનો માર્ગ પૂછ્યો. કેટલેક કાળે પ્રહ્‌લાદે પણ તેને ઉપદેશ કર્યો. ઇંદ્રે પ્રહ્‌લાદ ગુરુની બહુ સારી સેવા કરી. અને તેની ગુરુભક્તિ ઉપર ખુશ થઈ પ્રહ્‌લાદે તેને વરદાન માગવા કહ્યું. ઇંદ્રે તેની આનાકાની કરી પણ પછીથી કહ્યું કે "જો તું મારું કલ્યાણ કરવા ઇચ્છતો હોય તો મને તારુ શીલ આપ." પ્રહ્‌લાદ વચનથી બંધાઈ ગયેલો એટલે હા કહી.

પ્રહ્‌લાદ આના પરિણામનો વિચાર કરતો હતો, એટલામાં એક છાયારૂપ મોટી કાંતિવાળું દેહધારી તેજ તેના શરીરમાંથી નીકળીને ચાલ્યું. પ્રહ્‌લાદે તેજને પૂછ્યું કે તું કોણ છું? તેણે ઉત્તર આપ્યો કે હું શીલ છું. તું મને જવાની રજા આપે છે એટલે હું જાઉં છું. પછી તેવા જ તેજવાળો બીજો પુરુષ નીકળ્યો. તેને પૂછતાં ઉત્તર આપ્યો કે હું ધર્મ છું, જ્યાં શીલ રહે છે ત્યાં જ હું રહું

છું. તે પછી એક ત્રીજો પુરુષ નીકળ્યો. તેને પૂછતાં જવાબ મળ્યો કે હું સત્ય છું, જ્યાં ધર્મ રહે છે ત્યાં હું રહું છું. તે પછી ચોથો પુરુષ નીકળ્યો. તેને પૂછતાં તેણે કહ્યું કે હું વૃત્ત છું, જ્યાં શીલ ધર્મ અને સત્ય રહે છે ત્યાં જ હું રહું છું.

આટલા એક પછી એક ગયા તે પછી એક પ્રચંડ દેહવાળો પુરુષ છાયારૂપે પ્રહ્લાદના શરીરમાંથી નીકળ્યો, તે જોઈ પ્રહ્લાદ જરા વિસ્મય પામ્યો અને પૂછ્યું કે ભાઈ તું કોણ છે? તેણે કહ્યું કે હું બળ છું અને જ્યાં વૃત્ત રહે છે ત્યાં જ હું રહું છું. આમ પ્રહ્લાદના શરીરમાંથી અનુક્રમે શીલ, ધર્મ, સત્ય, વૃત્ત અને બળ ગયાં. તે બધાંના ગયા પછી એક અદ્ભુત કાંતિવાળી દેવી નીકળી. તે દૈત્યપતિએ તેને પૂછ્યું, ત્યારે ઉત્તર મળ્યો કે, "હું દેવી લક્ષ્મી છું. હે વીર! સત્યપરાક્રમી પ્રહ્લાદ! હું આજ સુધી તારે વિશે રહેલી હતી પણ હવે તું મને રજા આપે છે માટે હું જાઉં છું." પછી લક્ષ્મીને વિશેષ પૂછતાં તે મહાદેવીએ ઉત્તર આપ્યો કે, 'હે પ્રભો! જે બ્રહ્મચારીને તેં ઉપદેશ કર્યો તે ઇંદ્ર હતો. ત્રણ લોકમાં જે તારું ઐશ્વર્ય હતું તે હવે તેણે લઈ લીધું છે. હે ધર્મજ્ઞ, શીલવડે તેં ત્રણ લોકને જીત્યા હતા. તે જાણીને દેવાધિપતિએ તારા શીલનું હરણ કર્યું છે. હે મહાબુદ્ધિશાળી! ધર્મ, સત્ય, વૃત્ત, બલ અને હું લક્ષ્મી એ બધાનું મૂલ શીલ છે.'* આમ કહી લક્ષ્મી ચાલ્યાં ગયાં અને ઇંદ્રે દૈત્યોને જીતી પોતાનો વૈભવ પુનઃ પ્રાપ્ત કર્યો.

ઇંદ્ર જ્યાં સુધી શીલવિહીન હતો ત્યાં સુધી દૈત્યો સર્વ વૈભવ ભોગવતા હતા, પાછો જ્યારે શીલસંપન્ન થયો ત્યારે દૈત્યોને જીતી સર્વ વૈભવ પોતે જ પ્રાપ્ત કરી શક્યો: એ આ આખ્યાયિકાના રૂપકનો અર્થ અત્યંત ગંભીર હોવાની સાથે સુસ્પષ્ટ છે.

---

* મહાભારત: શાંતિપર્વ, રાજધર્મ અધ્યાય ૧૨૪.

ત્યારે આપણે પણ આના ઉપરથી બોધ લઈએ અને શીલને સિદ્ધ કરીએ તો આપણાં ગયેલાં ધર્મ અને બલ લક્ષ્મી સુદ્ધાંત આપણી પાસે આવીને ઊભાં રહેશે. નર્મદ પણ જીવનભર આપણી પરીક્ષા કરી કહે છે કે:—

"સ્વધર્મ ઉપર આસ્થા, જિતેન્દ્રિયપણું, શમ, દમ, શાંતિ, સંતોષ, મહાત્માઔદાર્ય, સત્ય, પ્રમાણિકપણું, દયા. પરોપકાર, ગુણજ્ઞપણું એ મનુષ્ય માત્રના ઉચ્ચ સદ્ગુણો આપણામાં અત્યારે નિસ્તેજ છે. કેવળ સંસારી, સ્વાર્થ, સંશય. ભ્રમ, જૂઠ, કપટ, અપ્રમાણિકપણું. અસંતોષ, આશા, તૃષ્ણા, લોભ, ધનવંત કે મિત્રના આશ્રયથી ઉદ્યમ ખોળવો, સ્વાશ્રયનો વિચાર જ નહિ. બીજાનું સારું ખમાય નહિ, સ્ત્રીવિષયમાં લલુતા, કામચોરી, કાળચોરી, વચનચોરી, ધનચોરી એ સર્વત્ર જોવામાં આવે છે. **જ્યાં સુધી સદ્ગુણ પાળવા જ** (આ શબ્દો ઉપર હું ખાસ ધ્યાન ખેંચું છું) એવી ભક્તિ નહિ થાય ત્યાં લગી ધર્મ, અર્થ કે કામ કોઈ પણ વિષયમાં ખરું કે ખોટું ઊજળું કાર્ય પોતાના આ લોકના કે પરલોકના કલ્યાણને અર્થે થવાનું નથી. અનેક પ્રકારની અવ્યવસ્થા છતે પણ ધીરજ રાખવી, દુ:ખને ખમવું, પણ નીતિનું ઉલ્લંઘન કરવું નહિ એવી નિશ્ચય બુદ્ધિ–વૃત્તિ થયે જ લાભ છે."

અને એક બીજે ઠેકાણે:—

"ધીટ થઈને દુ:ખ વેઠવું, બુદ્ધિનું અભિમાન મૂકી પરંપરાનું ધર્માચરણ પાળવું, પરદેશી ધર્મ નીતિ વસ્તુ ઉપર મોહ ન રાખવો, નિશ્ચય તથા ખંતે અને ધૈર્યે તથા સત્યે ઉદ્યોગ કરવો."

બીજા શબ્દોમાં, ધીરવીર થવું, શીલનું સેવન કરવું, એ જ આપણી અત્યારની અસંતુષ્ટતાનાં કારણો દૂર કરવાનો, અને આપણે

જ વાંકે ખોવાઈ ગયેલાં આપણાં બળ, પરાક્રમ અને લક્ષ્મીનો પુનઃ સંયોગ પ્રાપ્ત કરવાનો ખરો ઉપાય છે.

નર્મદ સત્યનિષ્ઠ હતો, ખરો હતો, સતસ્વરૂપ પરમાત્માએ 'સુધારા' ની ભૂલ સમજાવવા સારુ એને આપણામાં મૂકયો હતો. તેટલા સારુ પહેલેથી છેલ્લે સુધી પૂર્ણ આવેશથી અને સત્યનિષ્ઠાથી તે સુધારાના યુગમાં ઘૂમ્યો, અને તેનું સત્યાસત્ય જાણી અનુભવી "ધર્મવિચાર "રૂપી વસિયતનામું આપણે માટે તે મૂકી ગયો. ખરાપણું એ એના જીવનની કૂંચી હતી. નર્મદ ખરો ગુજરાતી હતો. ગુજરાતી ભાષા, ગુજરાતનું સાહિત્ય, ગુજરાતના રીતરિવાજ, ગુજરાતનો ધર્મ, ગુજરાતની ખૂબી તથા ખામીઓનો તે પૂર્ણ અભ્યાસી હતો. તેણે જે લખ્યું છે તે ખરી સ્વદેશભક્તિથી, ખરા બંધુભાવથી, ખરા પ્રેમ અને શૌર્યથી લખેલું છે. તેનું આખું જીવન જાણે આ બે ભાવનાઓનો ગુજરાત અને ગુજરાતીઓને ઉદ્દેશીને સાક્ષાત્કાર કરવામાં જ ગાળ્યું.

* * *

* કવિઓ બે તરેહના હોય છેઃ કેટલાક સર્વકાળના અને કેટલાક પોતાના જ કાળના. શેક્સ્પિયર એ પ્રથમ તરેહનું સુપ્રસિદ્ધ ઉદાહરણ છે, અને ટેનિસન બીજી તરેહનું ઉદાહરણ છે. આ ભેદનું તાત્પર્ય એવું નથી કે સર્વ કાળના સર્વે જ કવિઓ અમુક કાળના કવિઓ કરતાં ચડતા. કીટ્સમાં પોતાના જમાનાની ખાસ અસર નહિ જેવી છે છતાં તે કાંઈ ટેનિસન કરતાં ચઢે નહિ. આ પ્રમાણે ઊતરતા-

**નર્મદાશંકર**

* આ પ્રસંગે પ્રમુખ તરીકે શ્રી. આનંદશંકર ધ્રુવે જે શબ્દો કહેલા તેનું તાત્પર્ય : "વસન્ત" વર્ષ ૩, અંક ૮.

પણાનો ભાવ મનમાં લાવ્યા વિના હું કહું છું કે કવિ નર્મદ તે સુધારાનો કવિ.

આ સુધારો તે માત્ર સંસારસુધારો જ નહિ, પણ ભાષાસુધારો, વિચારસુધારો વગેરે. દલપતરામ વાંચતાં તમને જૂની ગુજરાતીનો સંબંધ તૂટ્યો નહિ લાગે. પણ નર્મદમાં આવતાં તો તમે જાણે જૂની ગુજરાતી પાછળ મૂકી નવા યુગમાં પ્રવેશ કર્યો. નવા વિચારને દલપતરામ જૂની ઢબછબમાં મૂકે છે. અને 'વેનચરિત્ર' કે 'હુન્નરખાન' વાચતાં તમને ભાગ્યે જ શંકા થાય કે આ કવિ અંગ્રેજી અસર નીચે આવ્યો છે. દલપતરામનો ફાર્બસ સાહેબ પણ જાણે ધારાનગરીનો ભોજરાજા! નર્મદમાં તમે નવી જ દુનિયા જુઓ છો. જે દુનિયામાં કરસનદાસ વગેરે સુધારકો ઘૂમેલા, વિધવાવિવાહ વગેરે સુધારા દાખલ કરવાનો આવેશ જ્યાં-ત્યાં ભરપૂર વ્યાપેલો, અને 'યા હોમ કરીને પડો ફતેહ છે આગે' એવા ઉત્સાહથી નવી કેળવણી પામેલા યૌવનમત્ત અને સ્વતંત્ર બુદ્ધિમત્ત નરો 'વહેમગઢ' તોડવા ધસી રહેલા એનું યથાર્થ ચિત્ર, એની જીવંત હાલતી ચાલતી પ્રતિકૃતિ, તમે નર્મદની કવિતામાં જુઓ છો. એ સાહિત્યપ્રિય નર પોતાના જમાનાનું પૂરેપૂરું પ્રતિબિંબ પોતાનાં કાવ્યરૂપી દર્પણમાં ઝીલે છે, પોતાના સમયનાં સ્ત્રીપુરુષનાં ઉચ્છૃંખલ વિલાસ-' ભર્યાં જામ રંગે' તે સુદ્ધાં-કાવ્યમાં ઉતારતાં એ આંચકો ખાતો નથી.

આ પ્રમાણે નર્મદની કવિતાના સ્વરૂપ વિષે બે શબ્દો બોલી, હવે હું નિબંધકારે સૂચવેલા નર્મદના 'સુધારા'ના વિષય ઉપર આવું છું. નર્મદાશંકર પાછલા વખતમાં 'સુધારા' વિરુદ્ધ લખે છે એ ખરું, પણ આ બાબતમાં કેટલોક વિવેક કરવાનો છે. (૧) નર્મદાશંકર જે કાંઈ 'સુધારાવાળા' વિરુદ્ધ કહે છે તે સઘળું 'સુધારા'ને લાગુ પડતું

નથી. 'સુધારાવાળા' અંદરથી દુરાચારી હતા એમ એ કહે છે એ સત્ય હો કે અસત્ય હો, એ સાથે આપણે અત્યારે લેવાદેવા નથી. સુધારાવાળાને રહેવા દઈ સુધારાનો જ વિચાર કરીએ તો સુધારાવાળા ખોટા હતા માટે સુધારો પણ અનિષ્ટ છે એમ ફલિતાર્થ કાઢવો વાજબી નથી. (૨) વળી એમ કહેવામાં આવે છે કે સુધારાવાળા બોલતા તેવું કરતા નહિ.' આ કહેવું ઠીક છે. બોલવા પ્રમાણે ન કરવાથી આત્મામાં અસત્ય અને દંભની લીલ બંધાઈ જાય છે; પરન્તુ એક પાસ 'સુધારાવાળાઓ' ને બોલવા પ્રમાણે ન ચાલવા માટે નિન્દવા અને બીજી તરફથી તેમને 'ઉતાવળા', 'અધીરા', જનસમાજની વૃત્તિ માટે દરકાર રાખી એમની સાથે ભળી કામ લઈ ન જાણનાર કહેવા, એ બે આક્ષેપમાં એક તરેહનો પરસ્પર વ્યાઘાત સમાયેલો છે એ વાત આપણે ભૂલવી જોઈતી નથી. (૩) ઘણી વાર એમ કહેવામાં આવે છે કે 'સુધારાવાળાઓએ પ્રાચીનકાળ તરફ નજર જ ન ફેરવી.' આ કહેવું પણ ખોટું છે. રાજા રામમોહનરાયનો મૂળ યત્ન ઉપનિષદનો ધર્મ જ જગાડવાનો હતો; આપણે ત્યાં સ્વ૦ ભોળાનાથભાઈએ પણ પ્રાચીન ધર્મ માટે જ આગ્રહ ધરાવ્યો હતો; અને બંગાળામાં ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરે અને દક્ષિણમાં વિષ્ણુશાસ્ત્રી ચિપલુનકર વગેરે મંડળીએ વિધવાવિવાહ માટે સ્મૃતિઓનો આધાર શોધ્યો હતો. પાછળથી 'સુધારાવાળા'ઓએ પ્રાચીન પ્રમાણ માટે પ્રીતિ છોડી દીધી એ ખરું, પણ મૂળથી તેઓ પ્રાચીનતાને અવગણીને જ ચાલ્યા હતા એમ માનવું મને ભૂલભરેલું લાગે છે. (૪) પણ 'સુધારાવાળા'ઓએ પ્રાચીન પરત્વે એક મોટી ભૂલ એ કરી કે તેઓએ હિન્દુસ્તાનનો પ્રાચીન કાળથી આજ પર્યન્તનો સમગ્ર ધાર્મિક ઇતિહાસ ધ્યાનમાં ન લીધો. તેઓએ પુરાણ સામે ઘણી ખોટી વૃત્તિ ધારણ કરી. પુરાણ એ વેદની ટીકારૂપ છે, અને એમાં મનુષ્યના સમગ્ર જીવનને

લગતા ઘણા ગંભીર વિચાર સમાયેલા છે. આ પ્રસંગે મારે એ પણ કહેવું જોઈએ કે ડૉ. ભાંડારકરે 'પ્રાચીન દક્ષિણ' નામે બોમ્બે ગેઝેટિયરમાં એક પુસ્તક લખ્યું છે, એમાં એમણે રાજાઓની વંશાવળી આપી છે, એનો મૂળ પાયો વિષ્ણુપુરાણ-વાયુપુરાણ વગેરે પુરાણો જ છે, અને તે એમણે સ્પષ્ટ સ્વીકાર્યા છે. મારું કહેવાનું તાત્પર્ય એ છે કે 'સુધારાવાળા'ઓએ છેક આરંભથી પુરાણોની અવગણના કરી હતી અને એ એમની મોટી ભૂલ હતી. પુરાણોને ભાવથી અવલોકયાં હોત તો એમને એમાં ઘણું શિખવાનું મળત અને 'સુધારા'એ જે સ્વરૂપ પકડ્યું તે કરતા જુદું જ સ્વરૂપ પકડ્યું હોત. પણ 'સુધારા' સંબંધી વૃત્તિ વિષે મારે થોડોક વિવેક દર્શાવવાનો હતો તે મેં દર્શાવ્યો. મારો અર્થ એવો નથી કે નર્મદાશંકર પાછળના વખતમાં 'સુધારા' વિરુદ્ધ ન હતા. વિરુદ્ધ હતા, એ તો એના શબ્દોથી તેમજ આચારવિચાર ઉપરથી સ્પષ્ટ જણાય છે. પરન્તુ આ સંબંધમાં શી શી વસ્તુઓ ધ્યાનમાં રાખવા જેવી છે, એ મેં આપની આગળ મૂકી.

# અભ્યાસસામગ્રી

## નર્મદાશંકરની કૃતિઓ

| | | |
|---|---|---|
| પિંગળપ્રવેશ | | ૧૮૫૭ |
| અલંકારપ્રવેશ | | ૧૮૫૮ |
| રસપ્રવેશ | | ૧૮૫૮ |
| દયારામકૃત કાવ્યસંગ્રહ ભાગ ૧–૨ | (સંપાદન) | ૧૮૬૦, ૬૫ |
| મનહરપદ | (સંપાદન) | ૧૮૬૦ |
| નર્મકવિતા | | ૧૮૬૩ |
| નર્મગદ્ય (જૂનું) | | ૧૮૬૫ |
| નર્મ વ્યાકરણ | | ૧૮૬૬ |
| નાયિકા વિષયપ્રવેશ | | ૧૮૬૫ |
| મારી હકીકત | (આત્મકથા) | ૧૮૬૬ |
| કૃષ્ણાકુમારી | (નાટક) | ૧૮૬૯ |
| નર્મકથાકોશ | | ૧૮૭૦ |
| નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત | (સંપાદન) | ૧૮૭૦ |
| નર્મગદ્ય (સરકારી) | | ૧૮૭૦ |
| પ્રેમાનંદકૃત શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ | (સંપાદન) | ૧૮૭૨ |
| નર્મકોશ | | ૧૮૭૩ |
| રાજ્યરંગ ભાગ ૧–૨ | | ૧૮૭૪, ૭૬ |
| પ્રેમાનંદકૃત નળાખ્યાન | (સંપાદન) | ૧૮૭૪ |
| રામજાનકીદર્શન | (નાટક) | ૧૮૭૬ |
| દ્રૌપદીદર્શન | (નાટક) | ૧૮૭૮ |
| સીતાહરણ | (નાટક) | ૧૮૭૯ |
| સારશાકુંતલ | (નાટક) | ૧૮૮૧ |
| શ્રીમદ્ભગવદ્ગીતા | (ભાષાંતર) | ૧૮૮૨ |

| | | |
|---|---|---|
| ધર્મવિચાર | (નિબંધ) | ૧૮૮૫ |
| શ્રીબાળકૃષ્ણવિજય | (નાટક) | ૧૮૮૬ |
| કાઠિયાવાડ સર્વ સંગ્રહ | (ભાષાંતર) | ૧૮૮૭ |
| ગુજરાત સર્વસંગ્રહ | (ભાષાંતર) | ૧૮૮૭ |
| દેશવ્યવહારવ્યવસ્થા | (ભાષાંતર) | ૧૯૧૦ |

નર્મદનું મંદિર (પદ્ય) (૧૯૩૪) સંપાદક: વિશ્વનાથ ભટ્ટ
નર્મદનું મંદિર (ગદ્ય) (૧૯૩૭) ,, ,,

## નર્મદાશંકર વિષે

| | |
|---|---|
| નવલરામ લક્ષ્મીરામ | શાળોપયોગી નવલગ્રંથાવલિ ભાગ–૧ (૧૯૧૧) (નર્મદાશંકરની કવિતા, કવિજીવન–નર્મદજીવનકથા, નર્મકવિતાની પ્રસ્તાવના) |
| છોટાલાલ કહાનદાસ પટેલ | કવિ નર્મદાશંકરની સાહિત્યસેવા (૧૯૧૫) |
| નારણભાઈ પટેલ | કવિ નર્મદાશંકરની સાહિત્યસેવા (વસંત પુ. ૧૫ અં. ૭; ૯: પુ. ૧૬ અં. ૧) |
| કવિ નાનાલાલ | સાહિત્યમંથન (૧૯૨૪) (નર્મદ) |
| નરસિંહરાવ દીવેટિયા | સ્મરણમુકુર (૧૯૨૬) (સ્વ. કવિ દલપતરામ અને સ્વ. કવિ નર્મદાશંકર) |
| જ્યેન્દ્રરાય દૂરકાળ | થોડાંક છૂટાં ફૂલ (૧૯૨૭) (કવિ નર્મદની જીવનચર્યા) (કવિ નર્મદનું જીવનપટ) |

| | |
|---|---|
| નર્મદ શતાબ્દીસમિતિ | નર્મદશતાબ્દિ ગ્રંથ (૧૯૩૩) |
| ,, ,, | નર્મદશતાબ્દીસ્મારકચિત્રાવલિ (૧૯૩૩) |
| વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | વીર નર્મદ (૧૯૩૩) |
| નવલરામ ત્રિવેદી | સમાજસુધારાનું રેખાદર્શન (૧૯૩૪) |
| લીલાવતી મુનશી | રેખાચિત્રો (૧૯૩૫) (કવિ નર્મદ) |
| રામનારાયણ પાઠક | નર્મદાશંકર કવિ (૧૯૩૫) |
| રમણલાલ દેસાઈ | જીવન અને સાહિત્ય (૧૯૩૬) (નર્મદ–નાગરત્વનો પ્રતિનિધિ; નર્મદ કવિ) |
| ધૂમકેતુ | સર્જન અને ચિંતન (૧૯૩૭) (નર્મદ–સેનાની) |
| બટુભાઈ ઉમરવાડિયા | કીર્તિદા ને કમળના પત્રો (૧૯૩૮) (નર્મદ) |
| વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | વિવેચના ૧૯૩૯ ( નર્મદ; નર્મદનું કાવ્યવિવેચન) |

# મણિલાલ નભુભાઈ

વ્યાખ્યાતા:

**શ્રી. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ**

**જે મહાન** આત્માની 'જયંતી' નિમિત્તે આજ આપણે અત્રે એકઠા થયા છીએ એના સંબંધી આ પ્રસંગે કાંઈક બોલવાનો મારો હક અને મારી ફરજ ઉભય છે. એ આત્માનો ઉદાર અને ઊંડો પ્રેમ, એની ઉચ્ચ અને વિશાળ દૃષ્ટિ, તથા એની ભવ્ય પ્રતાપી બુદ્ધિ—એ અનુભવવાના મારે અનેક પ્રસંગો આવ્યા છે, અને એ અનુભવનો મને અધિકારી ગણવા ઉપરાંત એણે મારે માટે હમેશાં જે પક્ષપાત ધરાવ્યો છે એ કદી પણ હું વીસરી શકું એમ નથી.

આપણામાં સામાન્ય નિયમ 'જયન્તી' જન્મતિથિએ પાળવાનો હોય છે. પણ આજની તિથિ મણિલાલના જન્મની નથી, મરણની છે. આ અણધાર્યા વિપર્યયમાં પણ અર્થ છે; જેના સિદ્ધાન્તમાં કાળ નથી, કાળની મર્યાદા નથી એને જન્મ તથા મરણ સમાન જ છે.

મણિલાલના નામ સાથે ગુજરાતનો છેલ્લાં વીસ વર્ષનો આંતર-ઇતિહાસ અનેક રીતે જોડાયેલો છે. એમણે પોતાનાં ટૂંકાં પણ કાર્યથી ભરપૂર જીવનમાં ગુજરાતને એક નવીન કવિતાની દિશા ઉઘાડી આપી છે. ગુજરાતી ગદ્યમાં અસાધારણ બળ, ગૌરવ, અર્થગાંભીર્ય અને રચનાની ખૂબી દાખલ કરી છે. અને ધર્મ અને સાંસારિક સુધારાની બાબતમાં ઘણા આત્માઓને મૂંઝવણમાંથી તાર્યા છે. આ અનુપમ દેશસેવા અને સાહિત્યસેવાનું સંપૂર્ણ અને સવિસ્તર અવલોકન કરવું—અને તે અડધાપોણા કલાકમાં—એ સર્વથા અશક્ય છે. તેથી મારી આપને આરંભમાં જ એટલી વિનંતિ છે કે મારા લેખની સારાસારતાનો વિચાર ન કરતાં વિષયના ગૌરવ ઉપર જ લક્ષ આપશો અને એ મહાન આત્માના સ્મરણાર્થે જ આપણે મળેલાં છીએ એમ સમજી મારા લેખની અપૂર્ણતા સહન કરશો.

મારા લેખના હું બે ભાગ પાડીશ. પહેલામાં મણિલાલની કેળવણીનો હેવાલ આપી જઈશ; અને બીજામાં એ કેળવણી એમના ગ્રન્થકાર તરીકેના સ્વરૂપ સાથે કેવી સંકળાયેલી છે એ સૂચવીશ. 'સૂચવીશ' કહું છું, કારણ કે કાળસંકોચને લીધે એ વિષય હું જોઈએ તેટલા લંબાણથી ચર્ચી શક્યો નથી, એટલું જ નહિ પણ કેટલેક સ્થળે તો માત્ર વિષયના પ્રતીક જેવું જ આપીને સંતોષ માનવો પડ્યો છે. પહેલા ભાગમાં, ગ્રંથકાર તરીકેનું સ્વરૂપ બનાવવા માટે નકામી, તથાપિ જાણવા જોગ એવી કેટલીક હકીકત પણ નોંધી છે—કારણ કે આ હેવાલ પહેલવહેલો જ પ્રસિદ્ધિમાં આવે છે.

## ૧. કેળવણી

મણિલાલનો જન્મ સંવત ૧૯૧૪ના ભાદરવા વદ ૪ને દિવસે પ્રાતઃકાળમાં એમના મોસાળમાં થયો હતો. એમના દાદા નડિયાદમાં ફોજદાર હતા, અને એમના પિતા વ્યાજવટંતરનો ધંધો કરતાઃ અને

દવેનું કુળ ખર્ચખૂટણમાં સારું ગણાતું. એમનાં માતુશ્રીના બાપ સારા પ્રતિષ્ઠિત અને ઉદાર ગૃહસ્થ હતા. એમનો વેપાર આસપાસના ગામડામાં હતો. થોડી જમીન પણ તેમને હતી ને ઘેર ગાય ને ભેંશ વગેરે ઢોર રહેતાં અને ચઢવાને ઘોડી પણ રાખતા. મણિલાલનાં માતામહી ઘણાં ઉદાર, દયાળુ અને ભલા દિલનાં હતાં. અને ૧૩–૧૪ વર્ષના થતાં સુધી તો મણિલાલ એમની પાસે જ ઊછર્યા. ઉભય પક્ષ સુખી હોવાથી એમનું પાલનપોષણ સારું થતું. અને મોસાળપક્ષમાં તો એમના ઉપર હેતનો અને લાડનો વરસાદ વરસતો.

આશરે ૪ વર્ષની ઉંમરે એમને દયાશંકર પંડયાની ગામઠી નિશાળે મૂકયા. પણ ત્યાં એ કાંઈ ભણી શકયા નહિ. થોડું લખતાં વાંચતાં ને સાધારણ રીતે આંક આવડયા પછી આશરે ૭ વર્ષની ઉંમરે જનોઈ દીધા પછી એમણે સરકારી ગુજરાતી નિશાળે જવા માંડયું. ત્યાં પણ એમનો અભ્યાસ ઠીક ચાલ્યો નહિ. ખાસ કંટાળો હિસાબ ઉપર હતો. એ વિષય આવે એટલે ગેરહાજર રહેવાનું મન થયા વિના રહે નહિ. વિશેષમાં પિતાની પણ ભણાવવા માટે કાળજી થોડી, અને વિદ્યાની કિંમત પણ એવી જ. પાંચમી ચોપડી પૂરી કરી, "ઘેરથી રડી કકળી રજા મેળવી," ને કેટલાક સોબતીઓ સાથે અંગ્રેજી નિશાળમાં જવા માંડયું. પ્રાઈમર અને સેકન્ડબુક ભણતાં સુધી તો અભ્યાસ હતો તેવો જ સાધારણ રહ્યો. પણ થર્ડબૂકમાં ઝવેરલાલ લલ્લુભાઈ નામે માસ્તર હતા તેમની મમતા થવાથી અભ્યાસ સુધર્યો; અને એ ધોરણમાં પહેલે નંબરે પાસ થયા, અને ઇનામ મળ્યું—અને વધારે મહત્ત્વનું એ કે એમ ને એમ ધોરણ કુદાવી આગળ ચઢાવ્યા, પણ તેમાં એમને ઠીક ન પડયું. સંસ્કૃત તથા યુક્લિડ એ બે વિષય પર ઘણો અણગમો પેદા થઈ આવ્યો. અને એમને એમ થયું કે નીચલા ધોરણમાં રીતસર અભ્યાસ કર્યો હોય તો ઠીક. તેથી એ

ક્લાસના માસ્તર મારફત હેડમાસ્તર પાસે ગયા ને કહ્યું કે 'મને ઉતારી પાડો' હેડમાસ્તરે હસીને કહ્યું કે 'તું વિચિત્ર છોકરો જણાય છે. ભલે, તારી એમ મરજી હોય તો નીચલા ધોરણમાં બેસ.' આ પ્રમાણે આત્માવલોકન અને આત્મસુધારણાનાં ચિહ્નો નાનપણથી જ દાખવતા આ મહાન પુરુષ—પોકળ દંભ ન રાખતાં પોતે જે ધોરણના અધિકારી હતા તે ધોરણમાં પોતાની મેળે જઈને બેઠા. અને અભ્યાસ પણ ઠીક કરવા માંડ્યો. આ અરસામાં સ્વ. બાલાશંકર ઉલ્લાસરામ જે આ વખતે એક ધોરણ પાછળ હતા—એમની દોસ્તીથી મણિલાલને થયેલા એક અસાધારણ લાભની નોંધ લીધા વિના ચાલશે નહિ.

### કવિતા કરવાનો શોખ

સૂરત વગેરે તરફ ફરતાં બાલાશંકરને કોઈએ કાવ્ય રચવાનો છન્દ લગાડેલો અને એ છન્દ એમણે મણિલાલને ચઢાવ્યો. મણિલાલ, બાલાશંકર અને એક ત્રીજા મિત્ર મોહનલાલ પ્રસાદરાય—એમની મુખ્ય ગમત ઘણાં વર્ષ સુધી એ જ રહી કે કવિતા વાંચવી, સમજવી અને કરવી. નર્મદાશંકર અને દલપતરામ એ બેમાં કયો કવિ સારો એ મહાવિવાદ આ મંડળ સુધી પણ પહોંચ્યો હતો. અને આગળ જતાં નર્મદ માટે પક્ષપાત ધરાવનાર અને દલપતરામના માનસિક બંધારણથી સર્વથા વિદૂર અને રસિક યુવાને નિર્ણય કર્યો કે દલપતરામ ચઢે! દલપતરામનાં પુસ્તકોનો આ બાળમંડળમાં ખાસ અભ્યાસ ચાલવા માંડ્યો—જોકે નર્મદ અને દયારામને તદ્દન વિસારી મૂકવામાં આવ્યા નહિ. કાલિદાસનાં નાટકના તરજુમા પણ લક્ષપૂર્વક વાંચતા અને કવિતા કરવાનો શોખ દિનપરદિન વધતો જતો હતો. વળી મંડળીઓ સ્થાપી સુધારો કરવાનો ઉત્સાહ સુધારાના યુગનું ખાસ લક્ષણ—તે પણ આ યુવકમંડળમાં દાખલ થયું હતું. ભેદ માત્ર એટલો કે સુધારા-

વાળાઓની દૃષ્ટિ પોતા કરતાં અન્યને—આખા દેશને સુધારી દેવા તરફ વિશેષ હતી, અને આ મંડળે પોતાને અને બહુમાં બહુ તો પોતાની જ્ઞાતિને સુધારવા કરતાં અધિક અભિલાષ રાખ્યો ન હતો. આ મંડળનું નામ "સ્વસુધારક" પાડ્યું અને બાલાશંકરને ઘેર મળવા માંડ્યું. આમાં કવિતાઓ વંચાતી, અને ભાષણ અપાતાં. મણિલાલની આશરે પંદરેક વર્ષની ઉંમર થતાં—મણિલાલે અને એમના મિત્રોએ "પ્રાર્થનાસમાજ" નામની એક મંડળી ઊભી કરી. તેમાં મેમ્બરો ઘણા થયા. અને તેઓ મણિલાલના પોતાના ઘરમાં મળતા. આમાં અમદાવાદથી "પ્રાર્થનાસમાજ" નાં ગાયનો ભેગી, મણિલાલની પોતાની તથા બાલાશંકરની કવિતા પણ ગવાતી. ગાવાના અને કવિતા રચવાના શોખ ઉપરાંત એ નવા સુધારા માટે એમને કાંઈ ભાવ ઊપજ્યો હોય એમ જણાતું નથી. બાલાશંકરને હિંદી કવિતાનો પણ શોખ લાગ્યો. અને એમણે દર રવિવારે અમદાવાદ રા. દલપતરામ પાસે ભણવા જવા માંડ્યું અને ગાવા બજાવવામાં પણ એક ઉસ્તાદ પાસેથી શાસ્ત્રીય નિપુણતા મેળવવા માંડી.

ચોથા ધોરણમાં સંસ્કૃત તથા ગણિત તેમાં વિશેષે ભૂમિતિ એ એમને ન આવડતાં; એટલું જ નહિ પણ તે પર ઘણો અણગમો હતો; તેમાં સંસ્કૃત પર તો એટલે સુધી કે કલાસમાં એ વિષયનો આરંભ થાય કે ઊઠીને બહાર જતા રહે. પાંચમા ધોરણમાં બીજો અભ્યાસ સારો ચાલી, નંબર પહેલો રહેતો, પણ આ બાબત તો હજી પણ કાચી હતી. છટ્ઠા ધોરણમાં પણ પાંચમાના જેવો જ અભ્યાસ ચાલ્યો. પણ સુભાગ્યે એમનો સંસ્કૃતનો કંટાળો ભાંગનાર છબીલદાસ દોલતરામ નામે એક માસ્તર મળ્યા. આ 'પૂજ્ય પુરુષ' સુરતના બ્રાહ્મણ હતા. તે સ્વભાવે ઘણા શોખીન તથા આનંદી હતા, અને સંસ્કૃતનો એમને અતિશય પ્રેમ હતો. મણિલાલના પિતરાઈ કાકા રવિશંકર જે ગામમાં પ્રખ્યાત શાસ્ત્રી હતા તેમની પાસે છબીલરામ 'સિદ્ધાંત-

કૌમુદી'નો અભ્યાસ કરતા. છબીલરામે લાંબા અંગ્રેજી નિયમોને બદલે સંસ્કૃત સૂત્રો યાદ રાખીને વ્યાકરણ શીખવાની સરળતા મણિલાલને બતાવી, અને શાસ્ત્રીને ત્યાં એમને 'લઘુકૌમુદી' ભણવા માટે સાથે લઈ જવા લાગ્યા. સૂત્રોમાં ગમ્મત પડવા માંડી, અને સૂત્રો આવડયાં; અને સૂત્રોની સાથે જ જાણે ભૂમિતિ પણ આવડી ગઈ. આ પ્રસંગમાં પિતા તરફથી અભ્યાસ બંધ કરવાનો આગ્રહ થવા લાગ્યો; જૂના માણસોને આ નવી કેળવણીની કિંમત નહિ, અને તેમાં વળી વ્યાવહારિક કામમાં એ અંતરાયરૂપ થઈ પડે. ભણવામાં રસ પડેલો તેથી ઘરની દેવપૂજા કરવી ન ગમે, શાકદૂધ લેવા જતાં તથા બ્રાહ્મણ તરીકે શ્રાદ્ધ—સંવત્સરી જમવાનો અને દક્ષિણાની પરવા કરવાથી લેસન પડે તેથી એમાંનું કંઈ એ કરતા નહિ. પુસ્તક, નિશાળ અને બાલાશંકરનું ઘર એ સિવાય અત્યારે બીજું કાંઈ જ નહિ. ભણવું અનિશ્ચિત અને પરાધીન, તેથી ડહાપણ દાખલ ફર્સ્ટ કલાસ પબ્લિક સર્વિસનું સર્ટિફિકેટ લઈ રાખ્યું. પણ તે સિવાય અભ્યાસના ઉચ્ચાભિલાષને જરા પણ નમવા દીધો નહિ. આ અભિલાષને વિશેષ સતેજ કરનાર દોરાબજી એદલજી ગીમી (હેડમાસ્તર) હતા. તેઓની અંગ્રેજીમાં નિપુણતા, તથા નિયમિતપણું સચવાવવાની બાબતમાં કાળજી એમના શિષ્યવર્ગમાં સર્વત્ર પ્રસિદ્ધ છે. મિ. ગીમીની મણિલાલ ઉપર સારી મમતા હતી, અને એ મમતા એમણે છેક સુધી કાયમ રાખી હતી. તેમની મદદથી આ વખતે મણિલાલે ઘણાં અંગ્રેજી પુસ્તકો વાંચ્યાં તથા ટોડ્સ સ્ટૂડન્ટસ ગાઈડને પોતાની ટેક્સ્ટબૂક બનાવી. ભાષા સંબંધી તમામ વિષયનાં ઇતિહાસ—ભૂગોળનો પણ એમને ઘણો શોખ થયો, અને એમાં એની સરસાઈ સ્થપાઈ ચૂકી. મેટ્રિક્યુલેશન માટે જવાનું આવ્યું. છબીલરામનો આગ્રહ સંસ્કૃત લેવરાવવા તરફ જારી હતો ને તેમની મહેનત પણ

કમ ન હતી. જે થાય તે ખરું કહીને ઝંપલાવ્યું અને કાચે પાયે સંસ્કૃત જ લીધું, પરિણામે ૧૮૭૫ની મેટ્રિક્યુલેશન પરીક્ષામાં—આગળ જતાં યુરોપઅમેરિકા સુધી પ્રસિદ્ધ થનાર સંસ્કૃતનો પ્રોફેસર—સંસ્કૃતમાં નાપાસ થયો. બીજે વર્ષે ગીમી અને છબીલરામ બંને માસ્તરો બદલાઈ ગયા. પણ ગીમી માસ્તરે સ્વાશ્રય સારો સમજાવ્યો હતો, અને તે મુજબ મણિલાલ ખૂબ વાંચીને અને નિયમિતપણે કામ કરીને જ મિત્રો સાથે રમતગમતમાં પડતા. 'સ્વસુધારક' વિસ્તાર પામી, 'સાઠોદરા જ્ઞાતિશુભેચ્છક સભા' બની હતી. અને એને માટે મકાન લેવાયું તથા બેસવાનો સામાન ભેગો કરવામાં આવ્યો પણ તેમાં થયેલા ઠરાવો આવા કે—સર્વેએ સંધ્યા ભણવી, કોઈએ પરનાતિનું જમવું નહિ, નાતમાં સ્ત્રીઓ ને પુરુષો માટે પીરસનારા જુદાજુદા રાખવા! આગળ જતાં સભાએ જ્ઞાતિબંધુઓને ભેગા કરી કન્યાવિક્રય ન કરવા માટે તથા મરણક્રિયામાં જમવા ન જવા માટે વિનંતિ કરી—પણ એ સંબંધી સર્વ પ્રયાસ નકામો ગયો. માબાપના આગ્રહથી "પ્રાર્થનાસમાજ" બંધ કરવી પડી, પણ એમાં જે મુખ્ય રસ કવિતા કરવાનો અને ગાવાનો તે કાયમ રહ્યો, અને ૧૮૭૬માં મણિલાલે "શિક્ષાશતક" નામે એક નાની ચોપડી બહાર પાડી; અને પ્રેમી મિત્રે તે બાલશંકરને અર્પણ કરી. મણિલાલમાં પોતામાં આ સભાના સમયથી કેટલાંક પ્રાચીન આસ્તિકતાનાં બીજ રોપાયાં. ત્રિકાળસન્ધ્યા કરવા માંડી; પ્રાતઃકાળમાં ઠંડા પાણીથી તારાસ્નાન કરી પ્રાતઃસન્ધ્યાવંદન કરી ગાયત્રી જપી શિવપૂજન કરવા માંડ્યું. આમ કરવામાં એમના પિતાનો આગ્રહ તથા છબીલરામ માસ્તરની રીતભાત એ બાહ્ય કારણ હતાં.

૧૮૭૬ ના આરંભમાં, એકવાર નાપાસ થઈ મેટ્રિક્યુલેશનનો

અભ્યાસ શરૂ કર્યો. સંસ્કૃતમાં નાપાસ થયા છતાં એ જ વિષયમાં પાસ થવું એવા દઢ આગ્રહપૂર્વક લઘુકૌમુદી તથા અમરકોશ રાતમાં બે ત્રણ વાગે ઊઠી ગોખવા માંડ્યાં–વર્ષ આખરે એ શ્રમનો બદલો મળ્યો, અને મણિલાલ મૅટ્રિક્યુલેશનમાં પાસ થયા.

પાસ થયા પછી શું કરવું એ મોટો સવાલ પઈ પડ્યો. ઘરમાં કોઈ ને વધારે કેળવણી લેવાના ફળનું જ્ઞાન નહોતું. મણિલાલને પણ ભણવાના શોખ ઉપરાંત વિશેષ સમજણ ન હતી. અધૂરામાં પૂરો એમની નાતનો એક છોકરો મુંબઈ ભણવા રહેલો ને તરત જ મરી ગયેલો એટલે એવે ગામ માબાપ મોકલે પણ કેમ! તે વેળા મુંબઈનો અવરજવર ઉત્તર ગુજરાતમાં, ખાસ કરી, હાલ જેટલો છૂટો થયેલો ન હતો. માબાપે ખર્ચની હરકત બતાવવા માંડી અને નાતના કોઈ મોટા નોકરિયાતને ત્યાં સોંપી પરિણામે દસ પંદરની નોકરી મળે તે માટે પેરવી શરૂ થઈ. એવામાં સુભાગ્યે ગવર્નમેન્ટ ગૅઝેટમાં, પાસ થયેલા ઉમેદવારોનાં નામ આવ્યાં એમાં આખી યુનિવર્સિટિમાં મણિલાલનો નંબર બીજો હતો, અને એમાં દર માસે રૂ. ૨૦)ની કહાનદાસ મંછારામ સ્કૉલરશિપ એમને મળ્યાની વાત લખેલી હતી. આ સ્કૉલરશીપ એક વર્ષ ચાલવાની હતી અને પૂને એન્જિનિયરીંગ કૉલેજમાં દાખલ થાય તો મળે એવી શરત હતી. ગણિત ઉપર અણગમો એટલે એન્જિનિયરીંગનો અભ્યાસ દુર્ઘટ હતો તેથી એ સ્કૉલરશિપ મળી તે ન મળ્યા બરાબર થઈ. યુનિવર્સિટિમાં બીજે નંબરે પાસ થયા હતા તેથી પ્રાગમલજી સ્કૉલરશિપ રૂ. ૧૫)વાળી ત્રણ વર્ષ ચાલે એવી એમને મળવી જોઈતી હતી, પણ રૂ. ૨૦) કરતાં ૧૫) ઓછા એ દલીલને આધારે રૂ. ૨૦વાળી કહાનદાસ મંછારામ સ્કૉલરશિપ (એક વર્ષ ચાલનારી છતાં) ઊંચી મનાઈ અને રૂ. ૧૫) ની સ્કૉલરશિપ (ત્રણ વર્ષ ચાલનારી છતાં) નીચી ગણાઈ ને નીચલા નંબરવાળાને

મળી. ઊંચી મનાયેલી સ્કૉલરશિપ પોતાને માટે વ્યર્થ હતી, અને ઉપયોગી હતી તે નીચલા નંબરવાળાને ગઈ. આવામાં ખબર મળી કે એલ્ફિન્સ્ટન કૉલેજમાં પણ રૂ. ૧૦)ની સ્કૉલરશિપો મળે છે. એ મળે તો મુંબાઈ રહેવું, નહિ તો પૂને જવું. જે થાય તે ખરી એમ નિશ્ચય કરી મણિલાલ મુંબઈ ગયા. એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા અને ત્યાંની સ્કૉલરશિપ પણ મળી.

મણિલાલ રેસિડન્ટ સ્ટૂડન્ટ તરીકે રહ્યા. તે વખતના કેટલાક વિદ્યાર્થીઓની રીતભાતનું એમણે આપેલું વર્ણન જો ખરું હોય તો એમણે પાછળથી સુધારા ઉપર કરેલા કેટલાક આક્ષેપનો ખુલાસો થઈ જાય છે.

હવે ત્રિકાળસન્ધ્યા અને પ્રાતઃસ્નાન માંડી વાળવા પડ્યાં. છોકરાઓએ એટલે સુધી એમને પજવવા માંડ્યા કે અબોટિયું પહેરીને જમવા પણ ન બેસવા દે. તેથી એટલો નિયમ રાખ્યો કે નાહી ધોયેલું ધોતિયું પહેરી જમવું, કોઈ ને અડવું નહિ, અને પાણીની ગોળી પણ શુદ્ધ રાખવા ન દે માટે નળેથી લોટો ભરી આણીને રાખી મૂકવો ને તે આખો દિવસ ચલાવવો. આવા બાહ્ય આચાર કરતાં પણ વધારે મહત્ત્વની બાબતમાં મણિલાલે દૃઢતા રાખી હતી, અને એક વિરુદ્ધ ઇતિહાસકાર અને ચરિત્રકાર પણ માન્ય કરે એવા પ્રમાણ ઉપરથી હું માનું છું કે મણિલાલે એમના કૉલેજના દિવસોમાં જગત ધારતું હશે તે કરતાં શતગુણ અધિક આત્મસંયમ રાખ્યો હતો. વિદ્યાભ્યાસમાં મણિલાલનો શ્રમ અસાધારણ હતોઃ કૉલેજમાં રહ્યા તે ત્રણ વર્ષ દરરોજ લગભગ ૧૩–૧૪ કલાક વાંચતા, ને ટાઈમટેબલ બનાવી તે પ્રમાણે નિયમિત કામ કરી ૭–૮ કલાક ઊંઘતા, અને બાકીના ૩–૪ કલાક જમવા રમવામાં ગાળતા. અને આ સાથે વળી યાદ રાખવું જોઈએ કે અભ્યાસનો અસાધારણ શ્રમ તે એટલી જ અસાધારણ તીવ્ર ચંચળ અને વ્યાપક બુદ્ધિની સાથે

જોડાયેલો હતો, જેનો ખ્યાલ મણિલાલ સાથે જે કોઈ ને વાતચીત કરવાનો પ્રસંગ આવ્યો હશે એને સહજ આવી શકશે. આ શ્રમને પરિણામે "F. E. A." ની પરીક્ષામાં મણિલાલ કેટલાંક વિઘ્ન આવી પડવાથી ધાર્યા કરતાં બે નંબર ઉતરતા—ત્રીજે નંબરે પાસ થયા. પણ લૉજિક (પાશ્ચાત્ય ન્યાય) ના વિષયમાં અને એમના ઐચ્છિક વિષય મૉરલ ફિલોસોફી (કર્તવ્યમીમાંસા) માં પહેલે નંબરે આવ્યા.

બી. એ. નો અભ્યાસ આરંભ્યો તેમાં ઐચ્છિક વિષય શા લેવા તેનો વિચાર થવા માંડ્યો. નિર્ણય એ થયો કે History (ઇતિહાસ) તથા Political Economy (અર્થશાસ્ત્ર); ને ઇતિહાસમાં પણ હિંદુસ્થાન અને ઇંગ્લંડ એ જ વાંચવા. આ વિષયો લેવાથી જ માણસની બુદ્ધિ અને તર્કશક્તિ ખીલે છે તથા કાંઈ નવી અક્કલ આવી બોલવા લખવાની છટા પણ સમજાય છે એમ લાગવાથી એ વિષય એમણે લીધા; અને આગળ જતાં આ પસંદગી માટે પોતે સંતોષ દર્શાવતા. દરેક વિષય હસ્તામલકવત્ થયા વગર મૂકવો એમને ગમતો નહિ. તેમ ગોખીને સમજ્યા વિના યાદ રાખવું પણ બનતું નહિ, એટલે વારંવાર હરકોઈ વિષય માટે ઘણાં પુસ્તકો વાંચવાં પડતાં. આવો મૂળથી નિયમ મનમાં જડાયાથી મહેનતમાં ઘણો વધારો થયો હતો ને ૧૪–૧૫ કલાકથી પણ કોઈવાર વધારે કામ કરવાની જરૂર પડતી. તે સમયના શિક્ષકોમાં ડૉ. ભાંડારકર અને પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થનાં ઘણાં વખાણ કરે છે, અને જણાવે છે કે "ડૉકટર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર, તથા ઇતિહાસ, ઇકોનોમી અને કાંઇક અંગ્રેજી ભાષાનો વિષય શીખવનાર મહાસમર્થ પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થનું નામ આજે સંભારીને પણ મને અતિશય માન પેદા થઈ આવે છે. અને તેમની મારા પરની પ્રીતિ તથા તેમની ભણાવવાની પદ્ધતિથી જ મને જે લાભ મળ્યો છે તે

મળ્યો છે એમ મને વારંવાર કલ્પના થાય છે."

બી. એ. ની ચાર ટર્મ ભરી પરીક્ષા સંતોષકારક રીતે આપી આવ્યા. એમના એક મિત્રે એમને પૂછેલું કે "તમે પાસ થાઓ તો તાર મૂકીએ?" મણિલાલે જવાબ દીધો, કે "હું પાસ તો થવાનો જ છું, પણ કલાસ લખી જણાવજો ને English (અંગ્રેજી) વિષયનું કે History, Political Economy (ઈતિહાસ અને અર્થશાસ્ત્ર) વિષયનું એક પ્રાઈઝ (ઇનામ) મને મળશે તે પણ જણાવજો." તેણે પણ મણિલાલના કહ્યા પ્રમાણે જ કર્યું. પરીક્ષાનું પરિણામ જોવા જતાં ઘેરથી જ કાગળ લખી કલાસ અને ઇનામના નામની જગો ખાલી રાખી લઈ ગયો. તેમાં પેન્સીલથી બીજો કલાસ તથા History–Economyના વિષયનું ઇનામ એમ લખી તેણે કાગળ એમને મોકલ્યો. એ વાંચી પોતાની મહેનતનું પરિણામ શુભ રીતિએ આવેલું જોઈ મણિલાલને પરમ સંતોષ થયો. નવી પ્રજાના માટે હમેશાં લાગણી ધરાવનાર આ વિદ્વાન કહે છે કે "આશા રાખું છું કે વાંચનાર વિદ્યાભિલાષી જનો આવા સંતોષથી કાર્ય સંપાદન કરી આનંદિત નીવડે." મણિલાલ આખી પરીક્ષામાં બીજે નંબરે પાસ થયા અને ૩૦ માર્ક ઓછા પડવાથી પહેલા કલાસમાં ન આવી શક્યા.

મણિલાલ કોલેજમાં "ફેલો" તરીકે રહ્યા તે દરમિયાન એમણે સંસ્કૃત અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ વધાર્યો. એને પરિણામે એમનું મગજ અનેક વિચારોથી ઊભરાવા લાગ્યું. યુરોપિયન સુધારા, નીતિ, રીતિ તથા ઈશ્વર, મોક્ષ, ઈત્યાદિકના વિવિધ તર્ક એમની નજર આગળ રમી રહ્યા અને નિશ્ચય થયો કે માણસના જીવિતનું મુખ્ય અને છેવટનું કર્તવ્ય એ જ છે કે આ તમામ વાતો વિષે નિર્ણય કરવો, નહિ તો તેની જિંદગીનો વખત કેવળ નિરર્થક જવાનો. મણિલાલ જણાવે છે કે "હું કોલેજમાં રહ્યો તે દરમિયાન

કેવળ નાસ્તિક બની ગયો હઈશ એમ કોઈ અનુમાન કરે તો ખોટું નથી. પણ વિશેષ વાચન થયા પછી મનમાં ગડબડ ઊઠવા લાગી અને ધર્મ, નીતિ તથા સુધારાનાં તત્ત્વ વિષેનો નિર્ણય કર્યા વિના મારી જિંદગી સુખમાં કે નિશ્ચિત માર્ગે જવાની નથી એમ મને દૃઢ આગ્રહ થયો."

અને આને પરિણામે માત્ર વાંચવા ખાતર નહિ, વિદ્વત્તા પ્રાપ્ત કરવા ખાતર નહિ, પણ એ કરતાં વધારે મહત્ત્વના ઉદ્દેશથી–જિંદગીને Rational કરવા માટે–એટલે કે જિંદગીનો હેતુ સમજી જિંદગીને નિશ્ચિત માર્ગે દોરવા માટે—મણિલાલે ઘણાં પુસ્તકો વાંચ્યાં–જેનો કાંઈક ખ્યાલ "સિદ્ધાન્તસારના" વાચકને આવી શકશે.

## ૨. ગ્રન્થકાર

મણિલાલની કેળવણીનું પ્રકરણ હું આટલેથી સમાપ્ત થયું ગણું છું. મનુષ્યનું આખું જીવન કેળવણીનું સ્થાન છે એ સિદ્ધાંત કોઈએ પણ સવિશેષ માન્ય કર્યો હોય તો તે મણિલાલે કર્યો હતો; તથાપિ આજના સામાન્ય નિરૂપણ માટે એ પ્રકરણને અત્રે સમાપ્ત થયું ગણીને ગ્રન્થકાર તરીકેનું એમનું ખાસ સ્વરૂપ આ કેળવણી સાથે જોડવાનો હું થોડોક પ્રયત્ન કરીશ.

મણિલાલના× મુખ્ય ગ્રંથો નીચે પ્રમાણેઃ—

મણિલાલના મુખ્ય સાહિત્યના ત્રણ વિભાગ પાડી શકાયઃ

(૧) કાવ્ય—જેમાં પ્રેમજીવન અને અભેદોર્મિ; તથા સંસ્કૃત નાટકોનાં ભાષાંતરઃ 'માલતીમાધવ' અને 'ઉત્તરરામચરિત;' અને સ્વતંત્ર નાટક 'કાન્તા' તથા 'નૃસિંહાવતાર;' અને નવલકથા 'ગુલાબસિંહ'.

(૨) સુધારાને લગતું સાહિત્ય : નારીપ્રતિષ્ઠા, સિદ્ધાંતસારનાં કેટલાંક પ્રકરણો તથા પ્રિયંવદા અને સુદર્શન દ્વારા કરેલો કેટલોક બોધ.

---

× આ ગ્રંથોની ટીપ પૂરેપૂરી નથી.

(૩) ધર્મ સંબંધી સાહિત્ય: શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું ભાષાંતર, વૃત્તિ-પ્રભાકરનું ભાષાંતર, પ્રેમજીવન અને અભેદોર્મિની ટીકાઓ, સિદ્ધાંતસાર, પ્રાણવિનિમય અને પ્રિયવંદા, સુદર્શનના કેટલાક લેખો; તથા કુમારપાળચરિત, ચેતનશાસ્ત્ર વગેરે. અંગ્રેજી પુસ્તકોમાં Tarka Kaumudi, Advaitism or Monism, Imitation of Sankra, Mandukyopanishad, Jivanmukti-Viveka, Symbology, Hinduism વગેરે પુસ્તકો તથા નિબંધો.

ઉપર આપેલા મણિલાલના પૂર્વવયના હેવાલમાંથી જો આપણે એટલું સ્મરણમાં રાખીએ કે મણિલાલનું મન નાનપણથી જ ધર્મ તરફ વળેલું, પ્રેમ માટે તરસ્યું, સુખદુઃખ વેઠવામાં દૃઢ અને કામ કરવામાં નિશ્ચયવાળું હતું—સાથે એ પણ ધ્યાનમાં રાખીએ કે મણિલાલનો ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ અસાધારણ માનને પાત્ર હતો અને એમના પ્રતિપક્ષીઓએ એમની આ વિષયમાં કરેલી અવજ્ઞા જેવી હાસ્યજનક તેવી જ અન્યાયી છે—તો મણિલાલના લગભગ સર્વ ગ્રન્થોનું સ્વરૂપ આપણને સહજ લક્ષમાં આવી જશે, અને એના ગુણદોષ તપાસવાનું એક કિંમતી સાધન હાથ લાગશે.

મણિલાલના કાવ્યગ્રન્થો ઉપર એમના તત્ત્વજ્ઞાનની બે રીતની અસર થઈ છે. એક બાહ્ય સૃષ્ટિ ( Nature ) કરતાં મનુજહૃદય ( Human heart ) ને પ્રાધાન્ય આપવામાં× અને

× કાવ્યનું સ્વરૂપ અને તત્ત્વજ્ઞાન તરફ વલણ બંને કાર્યકારણરૂપ ન હોય એક જ આંતર બંધારણનાં ફળ છે એમ માનવામાં પણ બાધ નથી—એટલે આ 'અસર' શબ્દ જરૂર પડે ત્યાં વિશાળ સંબંધના અર્થમાં લેવો. તેટલા માટેજ આરમ્ભમાં મેં 'સંકળાયેલ' શબ્દ વાપર્યો છે.

બીજી, કવિતામાં પણ જીવિતના પરમ હેતુને—પરમ પુરુષાર્થને આગળ રાખવામાં આવ્યો છે. એમાંની પહેલી એમના વિજ્ઞાનવાદ (Idealism)ની આડકતરી ( Indirect ) અસર છે, અને બીજી જીવિતના હેતુ (The End of Human Existence ) સંબંધી તત્ત્વચિન્તનમાંથી ઉદ્ભવેલી સીધી ( direct ) અસર છે. મારા કહેવાનો અર્થ વધારે સ્પષ્ટ રીતે કરી બતાવું. મણિલાલના તત્ત્વજ્ઞાનમાં બાહ્ય સૃષ્ટિ કરતાં આંતરઅનુભવ ઉપર વિશેષ ઝોક હતો એ સુવિદિત છે. અને એ તત્ત્વજ્ઞાન (Idealism)-ની છાપ એમના કવિત્વ ઉપર અને સહૃદયતા ઉપર પણ પડેલી જણાય છે. કવિઓના બે પ્રકાર હોય છેઃ કેટલાકને બાહ્યસૃષ્ટિમાં રમવાનું અને એમાંથી બોધ પ્રાપ્ત કરવાનું પ્રિય લાગે છે, અને કેટલાકને મનુજહૃદયના ભાવમાં વિશેષ અર્થ પ્રતીત થાય છે. મણિલાલ આ બીજા પ્રકારના કવિ હતા. અને મને લાગે છે કે એમણે 'ઉત્તરરામચરિત'ના ભાષાન્તરમાં—

> ગિરિથી ઝમઝમ ઝરણાં વહી જાય,
> તટે તરુવર પવને લેંકાય.

ઇત્યાદિ સૃષ્ટિસૌન્દર્યની લાવણીઓ અને હરિગીત વગેરે છંદો બહુ રસથી રચ્યા છે, તથા 'કાન્તા' નાટકમાં—

> મંદ મંદ સમીર વે' તરુકુંજમાં બહુ મ્હાલતો,
> ગિરિ ગહ્વરે અથડાઈ મીઠા રાગ મૃદુ આલાપતો;
> લ્હેર જલમાં ચાલતી વાંકીચુંકી લચકાઇને,
> એકાગ્રતાથી મળી મળી તટ પર પડે મીઠે રવે;
> તાલ દે તે ગાનને તરુવર ઝૂકે બહુ ઝુંડમાં,
> દે માન, તે શુભગાનને વળી, ધવલ પુષ્પ વધાવતાં;
> વ્યોમ, તરુ, તટ, વિશ્વ સઘળું નાચતું પ્રતિબિંબમાં,
> ઊંચા સુણે ગિરિવર રહ્યા બધું ગાન ગંભીરતાઈમાં.

આ પંક્તિઓ કોઈ પણ સૃષ્ટિસૌન્દર્યના કવિને માન અપાવે તેવી છે. તેમજ, 'નૃસિંહાવતાર'ની

સુખકર મલિયાગર મ્હેંકે રે
કલિકલિપર ભમરા લ્હેંકે રે—સુખ૦ ધ્રુવ.
શીતળ સમિર વહે સુખકારી
તાપ હરે તનના પલકે રે;
ચંદ્રકલા નીરખી ઉલસે મન
ગ્રીષ્મ રાત રસ બ્હેંકે રે—સુખ૦

એ બિહાગની ઠુમરીમાં "ગ્રીષ્મ રાત રસ બ્હેંકે રે" એટલા સાદા શબ્દોમાં ઉનાળાની રાત્રિની સકળ મનોહરતા ખડી કરી છે. તથાપિ એમ કહેવામાં બાધ નથી કે 'માલતીમાધવ' અને 'ઉત્તરરામચરિત્ર' તરફ એમને દોરનાર વસ્તુ જુદી જ હતી, અને "કાન્તા" નાટકની ખાસ ખૂબી એનાં સૃષ્ટિસૌન્દર્યનાં વર્ણનમાં જ નથી. નાનપણથીજ મિત્રસ્નેહનો સ્વાદ જાણનાર હૃદય માધવ અને મકરંદના સ્નેહ તરફ આકર્ષાય એ સ્વાભાવિક હતું; તેમ જ રામ અને સીતાના પ્રેમમાં જે લોકોત્તર ભાવના મૂર્તિમતી થયેલી છે, અને રાજા તરીકે રામે સીતાનો ત્યાગ કરી જે ભાવનાના અગ્નિમાં પોતાના સુકોમળ હૃદયને હોમ્યું છે—એ "Poetic Idealism" કાવ્યપ્રદેશમાં પ્રતીત થતો ઉચ્ચ ભાવનાપ્રેમ મણિલાલને ખાસ આકર્ષક થઈ પડ્યો હશે એમ લાગે છે. "કાન્તા' નાટક જેને આપણાં 'સર્વાનુભવરસિક' કાવ્યોમાં ગુજરાતના એક પ્રતિષ્ઠિત અવલોકનકાર અને આ "સાહિત્યસભા" ના માનવંતા પ્રેસિડેન્ટ× તરફથી પ્રથમ પદ આપવામાં આવ્યું છે એ પણ આ "Idealism"નું અને ઇતિહાસના અભ્યાસથી મણિલાલના હૃદયમ

× રા. બ. રમણભાઈ મહિપતરામ

જાગેલા સ્વદેશાભિમાનનું દૃષ્ટાન્ત છે. "પ્રેમજીવન" અને 'અભેદોર્મિ' જેમાં બાલાશંકર સાથેના કાવ્યવિનોદના સમયની અસર પણ જોઈએ છીએ—એ તો બાહ્ય સૃષ્ટિને ત્યજી દઈ આન્તરભાવ ઉપર જ રચાયેલાં છે એ સ્પષ્ટ છે, અને બાહ્ય જગત ઉપર જ્યારે કોઈ કોઈવાર કવિની દૃષ્ટિ ફરે છે ત્યારે એ બાહ્ય પદાર્થો પણ આન્તરભાવથી અને તે પણ એક તટસ્થના નહિ પણ કવિના પોતાના જ આન્તરભાવથી રંગાઈ, છવાઈ, છલકાઈ રહે છે !

વળી કવિઓમાં કવિતાના ધોરણ ઉપરથી પણ બે પ્રકાર પડે છે. કેટલાક "Art for Art's sake" ધોરણ સ્વીકારે છે અને તેઓના મત પ્રમાણે મિ. સ્વીનબર્નના શબ્દોમાં No work of art has any worth or life in it that is not done on the absolute terms of art. આ વચનથી સૂચિત અર્થ એવો છે કે ટેનીસનનું "In Memoriam" જેવું કાવ્ય પણ બોધપ્રધાન હોઈ કાવ્યોના પ્રદેશની બહિર્ભૂત છે. મેથ્યુ આર્નોલ્ડ અને રસ્કિન 'art' અને 'morality' વચ્ચે અવિ-શ્લેષ્ય સમ્બન્ધ માને છે અને યદ્યપિ કવિતાના પ્રાણથી રહિત પોપની Didactic poetry સર્વના ધોરણ પ્રમાણે અધમ કાવ્ય વા અકાવ્ય છે, તથાપિ બોધના અન્તરમાં જ્યાં સુધી હૃદયપ્રતિભા, વા અતીન્દ્રિય પદાર્થના સૂચનનો રસ વહેતો હોય ત્યાં સુધી એ બોધ કવિતાના પ્રદેશની બહાર જતો નથી. મણિલાલનાં "પ્રેમજીવન" અને "અભેદોર્મિ" 'art for art's sake' ધોરણ ઉપર રચાયેલાં નથી. જ્ઞાન, બોધ એ એનો સ્પષ્ટ ઉદ્દેશ છે. પણ જેમ સમુદ્રોના તરંગોનો કાંઠે અથડાવાનો અને કેટલેક સુધી કિનારા ઉપર ચઢી એ ઉપર પથરાઈ રહેવાનો ઉદ્દેશ હોય

છે, તેમ આ કાવ્યોનો પણ તત્ત્વજ્ઞાનના પરમ પ્રામેય બ્રહ્મ સ્પર્શવાનો અને બ્રહ્મ ઉપર ઠરી રહેવાનો પ્રયત્ન છે. મને લાગે છે કે "પ્રેમજીવન" અને "અભેદોર્મિ"ના ઉન્નત અને પ્રબલ રસતરંગો લાંબો વખત ગુર્જર પ્રજાના સ્મરણમાં રહેશે, અને એન મર્યાદિત પ્રદેશમાં પણ શ્રોતાજન પાસે એટલો ઉદ્ગાર કરાવ્ય વિના નહિ રહે કે—

Thoughts that inspire and mould our inner life
Strengthen to bravely bear amid world-strife
And one large Hope, full-orb'd as summer sun
That souls shall surely meet when Life is worn
So round thy memory we our thanks entwine
*Men are the better for these songs of thine*

'ગુલાબસિંહ' અને 'નૃસિંહાવતાર'માં બોધનું પ્રાધાન્ય સ્પ છે. લિટનનું 'ઝેનોની'—જેનું ગુલાબસિંહ અનુકરણ છે એ અંગ્રે નવલકથાઓના પ્રથમ વર્ગમાં આવી શકતું નથી એ વાત મણિલાલ અજાણી ન હતી. છતાં અનુકરણ માટે એને પસંદ કરવાનું કાર એમાં રહેલો મણિલાલના તત્ત્વજ્ઞાનને અનુસરતો બોધ એ જ હ આ નવલકથામાં મણિલાલ પ્રવૃત્તિ અને નિવૃત્તિનો મહાપ્રશ્ન-એમ પ્રિય વિષયનો પ્રશ્ન ઉદાત્ત અને જીવનભરી શૈલીમાં ચર્ચે હ અને હિન્દુસ્તાનના ઇતિહાસનો પોતાનો રસ પૃથુરાજના સમય ચિત્ર આપી વાચકને દર્શાવે છે; પૃથુરાજ ચન્દબરદાયી અને અક્ષ વડનું સ્મરણ કરીને એનો સ્વદેશાભિમાન અને સ્વદેશલાગણી ભરે આત્મા કૃતકૃત્ય થાય છે.

સદ્ગૃહસ્થો, મેં મણિલાલનાં કાવ્યોના સામાન્ય સ્વરૂપ સા એમના તત્ત્વજ્ઞાનનો બે રીતનો સંબંધ બતાવ્યો: એક ખુલ્લો અ

બીજો ગર્ભિત. આ કાવ્યોનું વિશેષ વિવેચન આટલા ટૂંકા અવકાશમાં બની શકે એમ નથી.

### ૩. સંસારસુધારો

હવે હું મણિલાલના 'સંસારસુધારક' તરીકેના સ્વરૂપ ઉપર આવું છું. 'સુધારા' તરફની મણિલાલની વૃત્તિનો પણ એમના ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસથી સારો ખુલાસો થઈ શકે છે.

હું આ સંબંધમાં આપની આગળ સ્થાપવા એ માગું છું કે મણિલાલ સુધારાના વિરોધી નહોતા; ઊલટું, સુધારો જે સ્થળે આવીને અટક્યો હતો અને અપ્રિય થઈ પડ્યો હતો, ત્યાંથી એને એક પગથિયું ઊંચે ચઢાવી, વધારે મજબૂત અને સ્વદેશાભિમાનના પાયા ઉપર મૂકી પોતાના ઇતિહાસ ને તત્ત્વજ્ઞાનના અભ્યાસથી એમાં જે દોષ જણાયો તે દૂર કરી લોકમતરૂપી ન્યાયાસન આગળ સુધારાના કેસની નવી દાવાઅરજી દાખલ કરનાર મણિલાલ હતા. એમને સુધારાના અગ્રણીઓએ સ્વીકારવાને બદલે પ્રતિપક્ષી ગણ્યા: એ સુધારાના ઇતિહાસમાં એક ખોટું પગલું ભરાયું છે, એમ મારો નમ્ર મત છે.

આ બતાવવા માટે આ બીજા વિષયના હું ત્રણ પેટા ભાગ પાડીશ.

(૧) પ્રથમ તો મણિલાલના સમયમાં સંસારસુધારાની શી સ્થિતિ હતી એ વિષે થોડુંક બોલીશ.

(૨) પછી મણિલાલના સંસારસુધારા સંબંધી વિચારો જણાવીશ.

(૩) અને છેવટે, મણિલાલ જેને 'જૂનો સુધારો' કહે છે, તેનાથી એમનો પોતાનો નવીન સુધારો કેવી રીતે જુદો પડે છે એ બતાવીશ.

#### મણિલાલનો સમય

આપણા ઇતિહાસનાં છેલ્લાં સાઠ વર્ષ ઉપર દૃષ્ટિ નાંખતાં

સમજાય છે કે ૧૮૪૫ થી પંદરેક વરસ સંસારસુધારાના જુસ્સાનો કાળ હતો; ૧૮૬૪–૬૫ થી દસ પંદર વર્ષ દેશી કારીગરીને ઉત્તેજન આપવાના પ્રયત્નો થવા લાગ્યા; ૧૮૭૫ પછીથી ધાર્મિક પુનરુજ્જિવન–થિયોસોફિકલ સોસાયટી, આર્યસમાજ વગેરે હિલચાલનો સમય આવ્યો; ૧૮૮૫–૯૦ થી રાજકીય ઉત્સાહ બહાર પડ્યો–અને આજ આ સર્વ પ્રવૃત્તિઓ સાથે લાગી ઉપસ્થિત થઈ છે. એકને વખતે બીજી ન હતી એમ સમજવાનું નથી; તેમજ, ધર્મ જે આ દેશમાં હમેશાં એક મહા પ્રશ્નરૂપે હાજર જ રહે છે એની આ ચારે જમાનામાં કાંઈ હિલચાલ દેખાયાં જ કરતી હતી. તો પણ ઇતિહાસ સમજવા માટે સામાન્ય સૂત્રોનો (Generalizationsનો) ઉપયોગ કરવો વાજબી ગણાતો હોય તો મને લાગે છે કે, ઇતિહાસમાં આપણાં છેલ્લાં સાઠ વર્ષની નાની યુગવ્યવસ્થા કાંઈક ઉપર પ્રમાણે થવી જોઈએ. આથી સમજાશે કે મણિલાલે જ્યારે દેશસેવાની ધુરા ઉપાડી તે વખતે મૅડમ બ્લૅવેટ્સ્કીએ જગવેલો ધર્મયુગ તરત જ શરૂ થયેલો હતો, અને એની અસર નીચે રહી મણિલાલે આપણાં પ્રાચીન પુસ્તકો અને સંસ્થાઓનું અવલોકન કર્યું, અને સંસારસુધારાના પ્રશ્નને પણ ધર્મ અને તત્ત્વજ્ઞાનને અંગે જ વિચાર્યો. બીજું, સુધારાના ઉપદેશમાં ગમે તેટલું સત્ય હશે પણ તે સત્ય નર્મદે જાતઅનુભવથી બતાવેલી અને મણિલાલે પણ પ્રત્યક્ષ જોયેલી ખામીઓને લીધે નિર્જીવ થઈ પડ્યું હતું; અને સુધારાનો ઉત્સાહી 'બોધકાળ' ક્યારનોયે અસ્ત થઈ ગયો હતો; અને 'કર્મકાળ' નિર્બળ પસાર થયો હતો. 'સુધારા'ના વીર નર્મદે સુધારો ત્યજી પ્રાચીન પંથમાં પ્રવેશ કર્યો હતો, અને 'સુધારો' પ્રવૃત્તિ માર્ગ ઉપર રચાયેલો છે અને તે નિવૃત્તિપરાયણ આર્ય જનોને અનુકૂલ નથી એવો સિદ્ધાંત બાંધ્યો હતો. આશાથી ઊછળતો સુધારક નિરાશા પામી નિવૃત્તિમાર્ગમાં શમી ગયો અને મરણશય્યા

ઉપર મણિલાલને આવી મતલબનું કહેતો ગયો કે—" હવે તો આ દેહનો અંત આવે તો ઠીક કે ઘરના માણસ હેરાન થતાં અટકે. અમે તો હવે એકલા પડ્યા, અમારા ભક્તો, અમારા મિત્રો, અમારા સ્નેહીઓ અમને બગડેલા વહેમી ઠરાવી વેગળાં થયાં. પણ ખરી વાત હું હાલ કહું છું તે જ છે એ મારું હૃદય જાણે છે. જવાનિયા સુધારાવાળા મારી ઉપર કરડી નજર કરતા હશે, પણ હું કહું છું કે તેમના જ મંડળમાં એક જુવાન ઊછરે છે જે પરિણામે મારા જ વિચાર તેમને ગળે ઉતારશે." પણ મણિલાલની વૃત્તિ સુધારા તરફ પાછલા કાળમાં નર્મદના જેવી નહતી. મણિલાલે સંસારસુધારાને પ્રાચીન ધર્મને અંગે મૂક્યો ખરો, પણ તેથી સુધારા પ્રત્યે અનાદર જણાવ્યો એમ માનવું ભૂલભરેલું છે.

## સુધારા સંબંધી વિચારો

હવે હું બીજા પેટાવિષય ઉપર એટલે કે મણિલાલના સુધારા સંબંધી વિચારો ઉપર આવું છું. જેઓ મણિલાલને સુધારા વિરુદ્ધ માનતા હોય તેમના મનનાર્થે હું અત્રે એમના લેખોમાંથી નીચેના ઉતારા રજુ કરું છું:—

'નવીનતા એ પૌરુષ, પરાક્રમ, સાહસ, સ્વાતંત્ર્યનો માર્ગ છે; પ્રાચીનતા, આલસ્ય, સ્થિરતા, જડતા, પારતંત્ર્યનો માર્ગ છે. ઉદ્યોગ અને પ્રારબ્ધનો જે વિરોધ છે તેવો નવીનતા અને પ્રાચીનતાનો વિરોધ છે. નવીનતા લાવે છે, પ્રાપ્ત કરે છે, ઉપજાવે છે; પ્રાચીનતા પોષે છે, સાચવે છે, સંગ્રહે છે. વાસ્તવિક દૃષ્ટિએ જોઇએ તો પ્રાચીનતા અને નવીનતાનો વિરોધ નથી. ઉભયે પ્રત્યેક વ્યક્તિમાં સ્વભાવસિદ્ધ છે, અને આવશ્યક છે. વિશ્વનો નિર્વાહ જ તેમના યોગ વિના થાય નહિ. યોગક્ષેમનાં નવીનતા અને પ્રાચીનતા બે અંગ છે "

"પ્રાચીનતા એ પ્રત્યેક દેશના અખૂટ બલનો ભંડાર છે, નવીનતા તે બલનો વ્યય કરવાનો બજાર છે; નવીનતા એ પૂર્ણ જોરથી છોડી દીધેલું 'એન્જિન' છે, પ્રાચીનતા તેની ગતિને નિયમમાં રાખનાર 'બ્રેક' છે."

"એક પાસા ટીલાં, છાપાં, માળા કંઠી, રામનામનું રટન, અને વેદાંતની વાતો નીચે ઈર્ષ્યા, સ્વાર્થ જૂઠ અને અનાચારના અંગારા ધખધખતા હોય છે; બીજી પાસ સત્ય, દેશભક્તિ, ભ્રાતૃભાવ, સર્વનું એકપણું, વિદ્યાવિલાસ ઇત્યાદિનાં વ્યાખ્યાનોમાં પણ 'હું'ની જ પૂજા અર્ચા કરવાની યુક્તિઓના વિલાસ હોય છે, અનાચારને ઢાંકવાની ઝીણી પિછોડીઓ વણવાની રચના હોય છે."

"પ્રાચીન પક્ષ સ્વતઃ વર્તમાનને સમજી ભવિષ્યમાં ઊતરવાને ઉદ્દેશે ઉદ્ભવ્યો નથી. આ માનવાનું કારણ એટલું જ છે કે પ્રાચીન પક્ષ ઉપર જે રુચિ અને પ્રીતિ તથા આદર થયાં છે તે બહુ ભાગે—સોમાં પંચાણુ જેટલે ભાગે,—કેવલ વહેમરૂપ, અંધશ્રદ્ધારૂપ, સ્વાર્થ સાધવાના એક પ્રકારરૂપ, કે ધાર્મિક નીતિમાન ગણાવાની લાલસાના એક માર્ગરૂપ દેખાય છે. પ્રાચીન પક્ષની સમગ્ર પ્રવૃત્તિમાં ભેદનું જ પ્રાધાન્ય દેખાય છે. નવા નવા પંથ, સંપ્રદાય, આચાર્ય, અને તેમના શિષ્યોના કલહ, વિગ્રહ, દ્વેષ, અને ઈર્ષ્યાના પ્રકારો, ગુરુ અને આચાર્યોને સર્વસ્વનું સમર્પણ કરી અંધ થનાર પામરોની કર્તવ્યભ્રષ્ટતાઃ એ વિના બીજું પ્રાચીન પક્ષની પ્રવૃત્તિમાં કવચિત જ નજરે પડે છે. અને એ પક્ષની મુખ્ય હિમાયત કરવા છતાં આવો સ્વીકાર કરવામાં અમોને કશો બાધ જણાતો નથી, કેમકે પ્રાચીન પક્ષ જ્યાં સુધી વર્તમાનની યથાર્થ ગણના કરી ભવિષ્યનું દર્શન પામ્યા વિના કેવલ પ્રાચીન એ નામને જ પૂજે છે ત્યાં સુધી તે કલ્યાણથી અતિ વિદૂર જ છે

એવું અમારું મત છે. એક પાસા નવીનો સાથે વિવાદ કરી પ્રાચીનતાનો આગ્રહ ધારણ કર્યા છતાં, પ્રાચીન પક્ષના અનુયાયીઓનું અનુમોદન અમોને મળી ન શકવાનું આજ કારણ છે. પરન્તુ એ વિવાદ કે એ અનુમોદનની દરકાર વિના એટલું કહેવું જ પડે છે કે પ્રાચીન પક્ષે આપણા વર્તમાન અને ભવિષ્યનું માપ લીધા વિના જ ભૂતમાં ઝંપલાવ્યું છે, અને જે કર્તવ્યભ્રષ્ટતામાંથી છૂટવાનો માર્ગ શોધવા માંડયો છે તેમાં ને તેમાં જ તેમની સ્થિતિ હજી રહી છે. વર્તમાન અને ભવિષ્યને સમજી કર્તવ્યની શોધ કરવાનો જે ઉન્નતિનો માર્ગ છે તે ધ્યાનમાં લઇ પ્રાચીન કે નવીનનો આદર કરવાનો વિચાર રાખવો ઉચિત છે. એ ધોરણે જોતાં અમારા હૃદયની પ્રીતિ હાલના પ્રાચીન પક્ષ કરતાં હાલના નવીન પક્ષ ઉપર વધારે છે.''

"માબાપે ગમે તેમ જોડી દીધેલાં પૂતળાં આ દેવ (પ્રેમ)નું સ્વરૂપ કયાંથી જાણે; અથવા કક્કો ને આંક ભણ્યા પછી હૃદય પણ શું સંસ્કાર પામે કે તેમાંથી પ્રેમનો ભાવ ખડો થાય! કષ્ટમાં, કંકાસમાં, દુઃખમાં દિવસ પુરા કરતે કરતે ઉભયમાંથી એકાદને, ને વિશેષે કરી સ્ત્રીને વૈધવ્યનો મહા કાલાનલ બાળીને આબરૂથી, જાતથી, રીતથી, ભાતથી ખુવાર કરી દુઃખમાં જન્મેલી તે દુઃખમાં જ સમાય તેવું કરી આપે. આ રીતિથી વિચારતાં કેટલાં ઘર હયાત છતાં ભાંગેલાં છે, કેટલાં માણસ જીવતાં પણ મૂવેલાં છે, કેટલા લોક સુખી છતે પણ દુઃખી છે, કેટલા જ્ઞાની પણ અજ્ઞાની છે, કેટલાં પીડાય છે, કેટલાં બળે છે; કેટલાં રડે છે, કેટલાં મરે છે એ સહજ ખ્યાલમાં આવશે."

"ભણવાની જ્યારે આ રીતે જરૂર છે ત્યારે શું સ્ત્રીઓ માણસ નથી? સ્ત્રીઓને બુદ્ધિ નથી, કે સ્ત્રીઓને સુખની

ઇચ્છા નથી કે તેમને ભણવા ન દેવી ? સ્ત્રીઓને ને પુરુષોને કરવાનાં કામ જુદીજુદી જાતનાં છે એ વાત ખરી, પણ શું સ્ત્રીઓનાં કામ બુદ્ધિ વગર ચાલી શકે તેવાં છે ? તેમને પણ પોતાના ઘરકામમાં બુદ્ધિની જરૂર પડે છે; તેમને પણ પોતાના સંબંધીઓ સાથે રહી કામકાજમાં પ્રવીણ ગણાઇ સુખ પામવાની સબળ મરજી હોય છે; તે એટલે સુધી કે, અમે તો એમ ધારીએ છીએ કે, પુરુષોને હશે તે કરતાં પણ વિશેષ. કેમકે ઘણા પુરુષો સુખી છતાં પણ ઘરની સ્ત્રીઓને જે જાતના સુખની ઇચ્છા હોય તેને તાબે થઇ વર્તવાથી દુઃખી થતા માલમ પડે છે. પુરુષને છે તે પ્રકારની ઇચ્છાઓ ને વૃત્તિઓ સ્ત્રીઓને છે એટલું જ કહેવાથી તેમને ભણાવવાની જરૂર સાબિત થાય છે, તો પણ તેમને ભણાવવાના વિશેષ કારણ તરીકે હજુ તેમના સ્વભાવ વિષે જરા બોલવાની જરૂર છે.

“ સ્ત્રીનાં કર્મ પુરુષના કરતાં જુદાં છે. વાત ઠીક છે, પણ કેવી રીતે જુદાં છે ? જુદાં એટલે એવાં તો નહિ જ હોય કે પશુ વગેરે જેમ પોતાના કર્મ માત્રથી જ સુખ પ્રાપ્ત કરી લે છે તેમ સ્ત્રીઓ પણ કરી શકતી હોય ! પુરુષને જેમ ઘર બહારના ધંધામાં બુદ્ધિ, બલ વાપરવાં પડે છે તેમ સ્ત્રીઓને પણ ગૃહકર્મમાં તેનાં તે જ સાધન વાપરવાં પડે છે. પણ સ્ત્રીનામાં આ સાધનોની ખામી તેમ તેના કર્મમાં વિરોધ અને તેના ઘરમાં કલેશ, સંતાપ, અને દુઃખ. ઘરનું ખરું બંધારણ જ સ્ત્રી છે. ઘર એ પુરુષનું વિશ્રામનું ઠામ છે, ને તે જ જ્યારે વગર અક્કલે, વગર વિચારે ને વગર ધડે ચાલતું હોય ત્યારે પોતે પણ સુખ ક્યાંથી પામે ? સ્ત્રીઓની ઉન્નતિમાં, તેમના સદાચારમાં, અને તેમની પ્રીતિમાં જ પુરુષના સુખનો સમાવેશ થઈ જાય છે, તો તેમને તેમના પોતાના

સુખ માટે, તેમજ પારકાના (પોતાના પતિ વગેરેના) સુખ માટે ભણાવવી જ જોઈએ."

"ભણવાથી કુમાર્ગે કોઈ ગયું છે નહિ, ને જશે પણ નહિ. સરસ્વતીનો પ્રસાદ પામી કોણ કુપાત્ર થયું છે? ભણેલી સ્ત્રીઓમાં જો કાંઈ દુરાચાર કોઈ વાર જણાયો હોય તો તેમને ઓછું ભણાવી તેમની અક્કલ કાચી રહેવા દીધાને લીધે જ, એમ અમે તો નક્કી માનીએ છીએ. જેઓ નીતિમાં, પતિભક્તિમાં, શ્રદ્ધામાં, મર્યાદામાં સુખ માનતી હોય તે કદાપિ કુમાર્ગે જાય જ નહિ. પણ જે આ શબ્દોનો અર્થ પણ ન જાણતી હોય તે જાય તો તેમાં તેમને અજ્ઞાન રાખનારનો દોષ છે. તેમણે જે કેળવણી લીધી હોય તેનો દોષ નથી. માટે અમે તો અમારા અલ્પ અનુભવ પ્રમાણે અમારી ભગિનીઓ તરફથી એટલું જ કહી શકીએ છીએ કે તેમને જો તમારે પ્રેમાળ સ્ત્રીઓ, માયાળુ માતાઓ, અને હેતસ્વી ડોશીઓ કરવી હોય તો નિઃશંક થઈ પરિપૂર્ણ કેળવણી આપો."

"જો નાતિની વૃદ્ધિ અને અંદરઅંદર સંપશાંતિ ચાહતા હો, ને ઉપયોગી થઈ કોઈને દુઃખ દીધા વિના કમાવાની ઉમેદ રાખતા હો, ને આ લોક ને પરલોકમાં સુખનો માર્ગ શોધતા હો તો કન્યાનું દાન યોગ્ય વરને કરવા માંડો, કન્યાને મોટી થવા દો. ભણવા દો, અને પોતાની મરજી મુજબ જ પરણવા દો."

"અમે લખ્યું હતું કે 'નારીપ્રતિષ્ઠા' સામાન્યતઃ સ્વતંત્ર જનમંડળ માટે રચાઇ હતી. અને હવે જે વિચાર કરવાનો છે તે કાયદાથી સંકલિત મંડળ માટે છે, એટલે તે બે વિચારમાં સંમતિવય બાબત ફેર પડે તો તે વિરોધ નથી. આ લખવાનો

સાહજિક અર્થ એવો થાય કે 'નારીપ્રતિષ્ઠા' કેવલ સાંસારિક બાબત, જેમાં સરકારે હાથ નથી ઘાલ્યો, તેને માટે લખાયેલી છે, પણ જ્યારે સાંસારિક બાબત સરકાર કાયદો કરવા ઇચ્છે છે ત્યારે 'નારીપ્રતિષ્ઠા' માંના કેટલાક જૂજ વિચારમાં ફેરફાર કરવાની આવશ્યકતા છે. જેમકે 'નારીપ્રતિષ્ઠા' માં સંમતિવય ૧૬ કહ્યું છે તે ઇષ્ટ છે. છતાં કાયદાથી તે નિયમવું હોય ત્યારે તો ઓછામાં ઓછું જે હોય તે લેવું જોઈએ. અર્થાત્ દશ. આવી સ્વાભાવિક અર્થસંગતિ, ઉદાહરણથી સ્પષ્ટ કરેલી."

"પ્રાચીન નવીન બે વાર્તામાંથી કઈ ખરી છે? આ પ્રશ્નનો નિર્ણય કરવા પૂર્વે ઉભય પક્ષનું સૂક્ષ્મ અવલોકન કરવાની પૂર્ણ અપેક્ષા છે. ઘણાક નવીનો પ્રાચીન પક્ષનું વિલોકન કર્યા વિના, એટલે કે પોતાને સાક્ષાત્ કે પરોક્ષ તે વિષયનું જ્ઞાન ન છતાં, અથવા માત્ર કોઈના કહેવાથી કે કોઈએ પોતાના કોઈ તર્કને અવલંબી કરેલા અર્થાનુસાર જ જ્ઞાન છતાં, પ્રાચીનપક્ષગત અનેક વાર્તાનું વિડંબન ખંડન કરવા પ્રવર્તે છે. તેમજ કેટલાક પ્રાચીનો પણ એ જ પ્રકારની ભૂલ કરે છે. પ્રાચીન વાર્તાને સમજવાથી, સાંભળવાથી, કે પોતાના મતાનુસાર ગ્રહવાથી, તે તે વાર્તાને અંગે એવા એવા તર્કજાલમાં તે ભરાઈ પડે છે કે નવીનતાનું નામ પણ સહન કરી શકતા નથી. આવા પ્રસંગમાં ઉભય પક્ષનું સાક્ષાત્ જ્ઞાન હોવું બહુ આવશ્યક છે. પ્રારબ્ધયોગે તેવું કાંઈક પ્રાપ્ત કરવાના પ્રસંગ મને પોતાને મળેલા છે એ વાત કહેવામાં કશી આત્મશ્લાઘા થતી હોય તો ક્ષમા યાચું છું. પણ સંસારમાં મનુષ્યે કર્તવ્યાકર્તવ્યના વિચાર બાંધવા તેમાં એ જ્ઞાન પરમોપયોગી છે; ને મને તે જેવું ઉપયોગી થયું છે તેવું અન્યને થાય એ મારી પરમ વાંછના છે, એટલે આ સ્થાને તે વાત કહેવી પ્રાપ્ત જ છે."

"પ્રાચીન મતો ને સિદ્ધાન્તો–ધર્મ, વ્યવહાર, નીતિ, આચાર

સર્વને–વિલોકતાં તેમાં પણ મને સત્ય સમજાયું છે. નવીન મત અને નિશ્ચયો વિચારતાં તેમાં પણ મને સત્ય જણાયું છે. પણ જે પૂર્ણ–આખું–અવિકૃત સત્ય છે તે તો ઉભયથી પર છે એમ મારો ગ્રહ છે. આમ હોવાથી મેં મારા મનમાં અમુક સિદ્ધાન્તો રાખેલા છે, જે મારા લેખો વાંચનાર પંડિતોને તો સહેજે સમજાયા હશે જ, તથાપિ પુનઃ સંક્ષેપે તેમને કહી બતાવવા એ, આ પ્રસંગે, મને આવશ્યક જણાયું છે. મારા ઘણાક મિત્રો ઉભય પક્ષમાં છે તેમને ને મારે બાહ્ય દૃષ્ટિએ મતભેદના વિષયોમાં પણ આંતર વિચારચર્ચામાં ઐક્ય સમજાયું છે. તેમનું કહેવું એમ થાય છે કે ‘ તમારા વિચારોને લોકો અન્યથા સમજે છે, અને વહેમમાં વધારો થાય છે.’ લોકો તે કીયા? વહેમ તે ખરો વહેમ કે વહેમ નામ? એ જુદી વાત છે, પણ ભ્રમ થાય છે ખરો. નવીન મતાનુયાયી મિત્રો સાથે આવા ઐક્યને લીધે કેટલાક દુરાગ્રહી નવીનો એમ પણ બતાવે છે કે ‘ તમારા સિદ્ધાન્તો અનિયત છે, તમારે કશું ધોરણ જ નથી, તમે લોકપ્રિયતા માટે ગમે તેમ લખો છો, બોલો છો, ને આચારવિચારમાં ફેર પાડો છો.’ આ પણ ભ્રમ છે. ઉભયે વાતો બનવા સરખી છે. મારે નવીનો કહે છે તેવો એકાકાર વર્ણવ્યવહાર માન્ય છે, પણ ચાલતી જ્ઞાતિવ્યવસ્થા ગુપ્ત રીતે તોડવી એ વાત મને અત્યંત અમાન્ય છે. નવીનો કહે છે તેમ વહેમ માત્ર મને અત્યંત ત્યાજ્ય છે. પણ વહેમ એ શબ્દનો તેમણે માનેલો અર્થ મને ગ્રાહ્ય નથી. દાન કરવાથી કે બ્રાહ્મણ જમાડવાથી પાપ ટળે એ વાત નવીનો કહે છે તેમ હું ખોટી માનું છું, તથાપિ કર્મનો નિયમ અને તદંગભૂત પારબ્ધાદિ વ્યવસ્થાનો હું દૃઢ ભક્ત છું. નિરાકાર અપરોક્ષજ્ઞાન એ જ પૂરાં તત્ત્વ એમ માનવા છતાં સાકાર મૂર્તિ આદિનો હું અનાદર કરતો નથી. અગ્નિ તાપવા, પ્રાણ દમવો,

આદિ કષ્ટક્રિયાનો આદર ન કરવા છતાં, ચેતન અને મનોબળની પૂર્ણ સત્તા અને રાજયોગનું અસ્તિત્વ સારી રીતે સ્વીકારૂં છું. આ તો અનેક વાતમાંથી થોડાં ઉદાહરણ છે. જેમાંથી એમ જણાય છે કે કાંઈક પ્રાચીન, કાંઈક નવીન એવી વ્યવસ્થા મને અંગીકાર્ય છે, અર્થાત્ ઉક્ત ભ્રમનો અવકાશ છે."

"ત્યારે સ્વતઃ સ્પષ્ટ છે કે જ્યાં સત્ય સમન્વય ત્યાંથી તેને લેવું **सत्यं परं धीमहि।** ભ્રમાત્મક અપવાદોનો ભય ન રાખવો એજ મારો મુખ્ય નિશ્ચય છે. પ્રોફેસર હક્ષલીને પ્રેતાવાહનના પ્રયોગ બતાવવા માટે ખાતરી કરવા સારૂ નિમંત્રણ થયું ત્યારે ઉત્તર લખ્યો કે 'વાત ખરી હોય તો પણ મને તેમાં રસ નથી.' પ્રેતાવાહનને ખોટું તરકટ, જુઠ્ઠું, ભ્રમ, કહેવામાં 'રસ' અને તેની ખાતરી કરવા વખતે 'રસ' નહિ એવી નવીન પંથના આચાર્યની વૃત્તિ મને અત્યંત અનાદરણીય છે. તેની જ સાથે '**ब्राह्मणोऽस्य मुखमासीत्**' એવી એકાદ ઋચાને આધારે બ્રાહ્મણ તો વિષ્ણુભગવાન પુરૂષોત્તમનું મુખ છે માટે તેજ ઈશ્વર છે, તે કહે તે સત્ય છે, એવા અંધ પ્રાચીનભાવ પણ મને અત્યંત હાસ્યાસ્પદ લાગે છે. આંખો, કાન અને બુદ્ધિ ખુલ્લાં રાખી જે નિર્ણયો હાથ આવે તેને આધારે પરમ સત્યનું અનુમાન બાંધતા રહેવું એજ સત્યાન્વેષણનો સિદ્ધાંત મારો આધાર છે. તે સત્ય મને જ્યાં સમજાયું હશે ત્યાં મેં બતાવ્યું છે. તેમાં પ્રાચીન કે નવીનનો ભેદ માની શબ્દ માત્રને લીધે હું એકને વળગવા કે બીજાને પરહરવા પ્રવર્ત્યો નથી. ગમે ત્યાં પણ સત્ય તે સત્ય જ છે."

"પરન્તુ યોગ, પ્રાણવિનિમય, પ્રેતાવાહન, અદ્વૈત, અભેદવાદ ઈત્યાદિના અનુવાદ કરી બતાવવાની મારી પ્રવૃત્તિને લીધે કોઈ પ્રાચીન મતાવલંબી એમ ધારે કે હવે હું છૂટા વાળ મૂકી ડોકું ધુણાવતી વધૂમાત્રને પ્રેતાવાહનના સંસ્કારયોગ્ય માનીશ, ભગવાં

ઓઢીને આવનાર માત્રને મોટો સિદ્ધ માની લઈશ, બાધા માનતા-થી જ લાભ થશે એ સ્વીકારીશ, ગુરુપદ ધારણ કરીને આર્ય-ધર્મને ઉદ્ધારવાની બકવૃત્તિને નમીશ; અથવા કોઈ નવીનો એમ જ માને કે મેં આવી વાતોમાં સત્ય દીઠું તો નવીન વિચારસંગતિને હું સ્પર્શતો પણ નહિ હોઉં, સ્ત્રીઓના પૂજ્યત્વને, અસંયત ઇંદ્રિય-બળવાળી બાળવિધવાનાં દુઃખના માર્ગને, યુરોપાદિ દેશમાં પ્રયાણના લાભને, નાતજાતના ભેદ એક પાસા રાખી અખંડ અભેદભાવને હું સ્વીકારતો જ નહિ હોઉં, તો તે ઉભયે પક્ષના વિચાર ખોટા છે. મારે આમાંનો એકે પક્ષ 'મારો' નથી. સત્ય જે જણાય તેનો 'હું' છું. વહેમ, ઢોંગ, અનાચાર કુટિલતા એ બધાંને ઉભય પક્ષમાંથી તજવાનાં છે. ઉભયમાં સત્ય છે, તે નિષ્પક્ષપાતથી સંયોજી પરમ સત્યનો આકાર સમજવાનો છે."

"પ્રાચીન મતાનુયાયીમાંના કોઈક કહે છે, નવીનોમાંના પરોક્ત અર્થસંગતિના સંસ્કારવાળા ઘણાક તે વાત અનુમોદે છે, કે 'તમે તો પ્રાચીન વચનોના નવીન અર્થ યોજો છો.' આ અપવાદ અત્ર લક્ષમાં લેવા યોગ્ય નથી, પરંતુ એ અપવાદના પ્રસંગો ઉપર મારું દુર્લક્ષ નથી એમ જણાવવાનેજ અત્ર તેનું સ્મરણ કર્યું છે. તે જ અર્થસંગતિ ખરી છે એમ બતાવવાનાં કારણ તે તે પ્રસંગે જણાવવા હું ચૂક્યો નથી. જેવો આ અપવાદ છે તેવો એક બીજો પણ નવીનો મારા ઉપર અપવાદ લાવે છે કે મિથ્યાદેશાભિમાનથી આવી–પ્રાચીન મતને જ સત્ય કહેવાની–પ્રવૃત્તિ થાય છે. પણ આ સર્વ ભ્રમ છે, શબ્દમાત્રને આધારે સત્યાસત્ય કહેવાનો આગ્રહ જ નથી તો અમુક વાત પ્રાચીન છે માટે સારી છે એમ કહેવામાં દેશાભિમાન માનવાની મિથ્યા ઈબ્ણા કેવલ મૂઢ જનોના વિપ્રલંભાર્થંજ હોય, અન્યથા તો સંભવે નહિ. સત્ય જણાય તે જ સમજાવવું એમાં

વાસ્તવિક દેશાભિમાન છે, પણ જે લોકો એમ કહે છે કે પ્રાચીનમાં કશું દેશાભિમાન યોગ્ય છે નહિ, તેમની વાત તો અનાદરણી જ છે."

'રંગ છે કવિ! ધીરજ એનું જ નામ, કહ્યું પણ એનું જ નામ કે વિલાયતથી આવી જ્ઞાતિબહાર થયેલા રા. મહીપતરામ સાથે પણ ભોજન કરી પોતાનો સિદ્ધાંત ખરો કરી બતાવ્યો; પોતાના આશ્રયમાં આવી રહેલી વિધવાઓને પોતે જ સંગ્રહી પોતાને માથે મોટો દાવાનલ ખેંચી લેતાં પણ આંચકો ન ખાધો! ધન્ય છે રા. કરસનદાસને પણ કે વિલાયત જવા હામ કરી, અને ધન્યવાદ હો એ સર્વ મંડળને કે તેને તથા કવિને અતુલ સહાય કરવામાં બાકી ન રાખી.! મુંબઇમાં 'બુદ્ધિવર્ધક' સભા પણ ગર્જના કરવા લાગી. અને તેની વિદ્વતાથી, શૌર્યથી, એકાગ્રબુદ્ધિથી આનંદ પામી સુજ્ઞ ગોકુલજી ઝાલા જેવા જુના આસ્તિક ગૃહસ્થો પણ રંજીત થયા, અંતે રા. રા. મનઃસુખરામભાઇ જેવા તથા રા. પ્રાણુલાલ મથુરદાસ જેવા ગૃહસ્થોને પણ તે જ સ્થળેથી પસંદ કરી પોતાના સહવાસ માટે રાખતા ગયા! આખરે આ મંડળે લોકો ઉપર એટલી તો અસર તાદશ રીતિએ જોઇ કે તેમણે વૈષ્ણવ સંપ્રદાયના રૂઢ અને ઘણા કાલથી સ્થિર થયેલા દુષ્ટ પ્રચાર ઉપર ઝપાટો ચલાવવાનો ઠરાવ કર્યો."

"કવિ નર્મદાશંકર, રા. કરસનદાસ, રા. સા. મહીપતરામ ઇત્યાદિ સુધારકોને માટે મને સંપૂર્ણ માન છે. તેમણે અવિવેક અથવા બળવો કર્યો એમ હું માનતો નથી. ઊલટો તે ગૃહસ્થોએ જેવું જાણ્યું અને માન્યું તેવું કરી બતાવ્યું એમાં તેમની ઘણી સ્તુતિ-પાત્ર મહત્તા હું સમજું છું. તેમને નિષ્ફળ થવાનું કારણ હું એમ માનુંછું કે તેમની આગળ પુરતાં સાહિત્ય નહિ, પ્રાચીનસ્થિતી રીતિની તેમને પૂરેપૂરી માહિતી નહિ અને નવી વાતોના પ્રત્યક્ષ લાભ તેમની નજર આગળ તરી રહેલા, તેથી તેમણે લોક અને

દેશની વ્યક્તિ અને આખા મંડલની, પ્રકૃતિ અને ઐતિહાસિક ભાવના ઉપર લક્ષ કર્યું નહિ; મુસલમાનોના સમયમાં આ દેશની પ્રાચીન સ્થિતિની જે અવદશા થઈ હતી તેને જ તેમણે મૂલની ઉન્નત ભાવનાને સ્થાને માની લીધી અને તે અધમ ભાવનાને જો તેમણે મૂલની પ્રાચીન અને ઉન્નત ભાવના ઉપર લાવવા યત્ન કર્યો હોત તો તેઓ વિજયી નીવડ્યા હોત. તેને બદલે તેમણે આ દેશની ઐતિહાસિક ભાવનાથી વિરુદ્ધ એવી પાશ્ચાત્ય ભાવનાને દાખલ કરવા યત્ન કર્યો એથી જ તેઓ નિષ્ફળ થયા. તેમનામાં વિચારની ખોટ ન હતી, તેમની શુદ્ધબુદ્ધિમાં ખામી ન હતી. તેમનું ચારિત્ર ઉન્નત હતું. પણ તેમને પૂરતી માહિતી ન હતી એથી જ શરીરસંબંધોની એકતાને માર્ગે વળી તે લોકો નિષ્ફળ થયા. ”

આ છેલ્લા ઉતારામાં મણિલાલના અને જૂના સુધારકોના સુધારા વચ્ચેનો ભેદ પણ સ્પષ્ટ થાય છે.

પરન્તુ એ ઉપર આવતાં પહેલાં હું ઉપલા ઉતારાઓથી એટલું બતાવવા માગું છું કે—

(૧) યદ્યપિ મણિલાલ સુધારાવાળાઓના દોષોથી આપણા જનસમાજમાં ઉત્પન્ન થયેલાં ખોટાં પરિણામોને નિન્દે છે, તથાપિ મૂળ સુધારાના નાયકો માટે એમને પૂર્ણ માન છે, અને એમના દોષ પણ એ શાન્ત ઐતિહાસિક દૃષ્ટિથી જોઈ શકે છે. પ્રસંગોપાત્ત હું આપને એટલું પૂછું છું કે ઉપરના કેટલાક ઉતારાઓમાં મણિલાલે સુધારાના કેટલાક અગ્રણીઓને જે ન્યાય કર્યો છે એનો શતાંશ પણ સુધારાવાળા તરફથી મણિલાલને થતો તમે જોયો છે?

(૨) મણિલાલ પ્રાચીન અને નવીન—ચાલતી સ્થિતિ અને સુધારો—એ બે તત્ત્વોનો સમન્વય કરવાનું કહે છે.

(૩) એટલું જ નહિ, પણ પ્રાચીન પક્ષ કરતાં નવીન તરફ પોતાનું વલણ સ્પષ્ટ જણાવે છે.

(૪) વિશેષમાં, મણિલાલ સુધારાનું સામાન્ય તત્ત્વ જ બતાવીને બેસી રહેતા નથી, પણ 'સુધારા'ની વિધવાવિવાહ સિવાયની બધી કલમો–સ્ત્રીકેળવણી, લગ્નવયમાં વધારો, સમુદ્રયાનની આવશ્યકતા, કન્યાવિક્રય અને જ્ઞાતિબન્ધનની અનિષ્ટતા વગેરે સ્વીકારે છે. અને એના પ્રતિપાદનમાં કેટલીક વાર એવો ઉત્સાહ અને આગ્રહ ધરાવે છે કે હું આપને એટલે સુધી પૂછી શકું છું કે આવાં ઉત્સાહી અને પ્રૌઢ સુધારાનાં લખાણો એક પણ 'સુધારાવાળા'ની કલમથી નીકળેલાં બતાવશો?

## સુધારો "જૂનો" અને મણિલાલનો

ત્યારે મણિલાલના અને 'સુધારાવાળાઓ'ના 'સુધારા'માં ભેદ શો? પરિણામે ભેદ નથી, માત્ર નામનો જ ભેદ છે–એમ 'સુધારાવાળા' માનતા હોય, અને મણિલાલનો સુધારો એમને ઇષ્ટ હોય તો આ ભેદ ઉપર ભાર મૂકવાની મારી બિલકુલ ઇચ્છા નથી. પણ જો કાંઈ પણ ભેદ પ્રતીત થતો હોય તો તે—ચાલતી સુધારાની રૂઢિ, અને "Reform on National Lines"—એ બે વચ્ચે જે ફેર છે તે જ. અને સારી રીતે જોતાં સમજાશે કે "Reform on National Lines" એને કેવળ અર્થહીન શબ્દો કહીને તિરસ્કારી કાઢવા એ ખોટી વિવાદયુક્તિ છે.

હવે આ માર્ગે પણ સુધારો એકદમ થઈ જશે એમ મણિલાલનું કહેવું નથી. સુધારાને કૃતિમાં લાવતાં કેટલી મુસીબતો નડે છે એ મણિલાલને અજાણી ન હતી, પોતે સુધારાનું કાર્ય આરંભ્યું તે વખતની એક નોંધમાં એ લખે છે કે:—

"ગુજરાતમાં જૂના કે નવા બીજા કોઈ સુધારકોનું બળ હતું નહિ. આવા સમયમાં મારી મહેનતની અસર થાય, પણ તે મારા ઉપર લોકોને વિશ્વાસ હોય તો જ. મારા લખવાની અસર થઈ એમ હું માનતો નથી, પણ હાલનો જમાનો જૂના સુધારાને મૂકી કાંઈક હિન્દુધર્મની છાયા હોય એવા સુધારા તરફ વળે છે એ તો હું સ્પષ્ટ જોઈ શકું છું. આ ક્રમમાં હજારમે હિસ્સે પણ મારાથી મદદ બને તો તે કરવી એ આગ્રહથી હું મથ્યા કરું છું. કેમકે એમ ખરે રૂપે થાય એમાં જ હું દેશનું કલ્યાણ માનું છું."

ત્યારે (૧) 'હિન્દુ ધર્મની છાયા'—એ મણિલાલે ઉપદેશેલા સુધારાનું એક ખાસ લક્ષણ. દુર્ગારામની "માનવધર્મ સભા" જેવી સુધારાપદ્ધતિ—પોતાના દેશને અને પોતાના ધર્મને સર્વ દેશો અને ધર્મો કરતાં બહુ અધિક માનનાર હૃદયને—નાપસંદ પડે એ સ્વાભાવિક છે, તેમજ ધાર્મિક ઇતિહાસ અને મનુષ્યસ્વભાવનું જેને યથાર્થ જ્ઞાન છે એ સહજ સમજી શકે છે કે બેચાર ધર્મો લઈ એના સામાન્ય અંશો એકઠા કરી એને કલમવાર ગોઠવવાથી નવો ધર્મ ચાલી શકતો નથી.

(૨) મણિલાલનું એક એવું કહેવું હતું કે 'સુધારા"ના પરિણામમાં સુખ અને સગવડનો મોહ, તથા આચારની ઉચ્છૃંખલતા એ જ આવ્યાં છે. આમાં કેટલું સત્ય છે એ વિચારવાનું મારું આજનું કામ નથી. મારે ઉપયોગી વાત એટલી જ છે કે મણિલાલે જે તત્ત્વજ્ઞાન સ્વીકાર્યું હતું તેમાં આત્મસંયમને પ્રાધાન્ય મળેલું હોવાથી આ નવા દોષો એમને ખાસ અરુચિકર થઈ પડ્યા હતા.

(૩) મણિલાલનો ત્રીજો આક્ષેપ એ હતો કે સુધારાવાળાઓ અન્દરથી બહારના આચાર ઉપર અસર કરવાને બદલે બહારના

સુધારાથી અન્તરને ફેરવવા માગે છે, એ ભૂલ છે. દાખલા તરીકે, ભાવનાની એકતા અને સંપ સાધવાને બદલે બહારનાં નાતજાતનાં બન્ધન માત્ર સગવડ ખાતર જ તોડે છે, અને અન્તરના વિરોધ અને કલહો તો એવા ને એવા જ રહેવા દે છે. આ દૃષ્ટિબિન્દુ પણ મણિલાલના તત્ત્વજ્ઞાનનું જ હતું.

આ તત્ત્વજ્ઞાનની ખાસ અસર *જનસમાજનું બન્ધારણ તથા સ્ત્રીપુરુષના સંબંધમાં, તથા સ્ત્રીકેળવણી એ વિષયોમાં સ્પષ્ટ પ્રતીત થાય છે. જનસમાજ અનેક વ્યક્તિઓનો સમુદાય નથી, પણ એક શરીર છે, અને એના અવયવરૂપે વ્યક્તિઓ છે,—અને તેથી હક એવી વસ્તુ જ નથી, માત્ર ધર્મો—ફરજો જ—છે. સ્ત્રી-પુરુષના સમાન હકની વાર્તા પણ આ જ તત્ત્વજ્ઞાનના ધોરણે એ ભૂલભરેલી ગણે છે. ટેનિસનના "Princess" નામના કાવ્યમાં અને ફ્રેન્ચ ફિલસુફ કોમ્ત અને એના અંગ્રેજ અનુયાયી ફ્રેડરિક હેરિસનના લેખોમાં સ્ત્રીના બંધારણ વિષે જેવા વિચારો જણાવેલા છે તેને મળતા વિચારો મણિલાલે "નારીપ્રતિષ્ઠા"માં પ્રતિપાદન કર્યા છે. "નારીપ્રતિષ્ઠા" 'હિન્દુ સોશ્યલ કલબ' નામે એક મંડળીની મિટિંગોમાં ચાલેલા વિવાદમાંથી ઉદ્ભવ્યું છે, અને તે કોમ્તના 'પોઝિટિવ પોલિટિ' નામે મહાન ગ્રન્થની મદદથી લખાયું છે એમ મણિલાલ પોતે જ જણાવે છે. 'સુધારાવાળાઓ'એ માનેલા સ્ત્રીપુરુષના સંબંધમાં કાંઈ તત્ત્વજ્ઞાન રહેલું નથી એ મારું કહેવું નથી. મનુષ્યના સર્વ આચારવિચારની પાછળ એ આચારવિચારનું કાંઈ ને કાંઈ તત્ત્વજ્ઞાન તો રહ્યું જ છે. કારણ કે એ આચારવિચારનો અર્થ એનું નામ જ તત્ત્વજ્ઞાન છે. પરન્તુ

* અને તેથી જનસમાજ કરતાં 'जनता' એ પાણિનીનો શબ્દ વાપરવો મને વધારે યોગ્ય લાગે છે.

વધારે ચોક્કસ રીતે જોતાં એ "તત્ત્વજ્ઞાન" સ્પષ્ટ "જ્ઞાન" રૂપ થયું હોતું નથી, હજી એ ગર્ભિત "તત્ત્વ"રૂપ જ છે. એ આચારની પાર જઈ એની યથાર્થતા અને પરિશુદ્ધિ અર્થે કોઈ પણ તત્ત્વવિચાર સ્પષ્ટ રીતે બાંધવામાં આવે ત્યારે જ તે આચાર-વિચારને આપણે તત્ત્વવિચાર ઉપર રચાયેલો કહીએ છીએ. મણિલાલના પહેલાંના "સુધારા"નું સ્વરૂપ આપ જોશો તો જણાશે કે સામાન્યબુદ્ધિ ( Common-unphilosophic-sense ) થી પ્રતીત થતી 'સમાનતા' અને 'સમાન હક'ને આધારે જ સર્વ વાત કરવામાં આવે છે. છેક મણિલાલના વખતમાં, 'સુધારાવાળાઓ' તરફથી મારા વૈકુંઠવાસી મિત્ર પ્રોફેસર કાશીરામ સેવકરામ દવે તેઓએ 'સ્ત્રીપુરુષના સમાન હક'ની ચર્ચા નીતિશાસ્ત્રની રીતિએ ઉઠાવી હતી. તે સમયે એમના મન ઉપર શુદ્ધ તત્ત્વજ્ઞાન (metaphysics) કરતાં નીતિશાસ્ત્ર (moral philosophy)ની વધારે અસર હતી એ મારા જાણવામાં છે. આ પ્રયત્ન પણ એક પ્રાચીન પંથીને હાથે જ થયો હતો એ જાણવા જેવું છે, અને તે પણ સુધારાના ઉત્તરકાળમાં, અને મણિલાલના પ્રયત્નોથી ઉશ્કેરાઈને. મણિલાલમાં જ સુધારો પહેલવહેલો તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ ધારણ કરે છે-તત્ત્વજ્ઞાન બાંધી તેમાંથી ખરો 'સુધારો' કોને કહેવો એ નિર્ણય કાઢવામાં આવે છે. અત્રે કોઈ કહેશે જનસમાજ (society)ને વ્યક્તિઓનો સમુદાય (aggregate of indviduals) માનો, કે વ્યક્તિઓને જનસમાજના અવયવો માનો, સ્ત્રીપુરુષના હકની વાત કરો કે તેમની પરસ્પર ફરજોની વાત કરો, પણ પરિણામ તો એક જ છે. મંડળના અવયવો અને અવયવોનું મંડળ, એકના હક એ બીજાની ફરજ–ઉભય પરસ્પરાપેક્ષી શબ્દો છે. આ કહેવું ઠીક છે, પણ વસ્તુ કયા દૃષ્ટિબિંદુથી જોવામાં આવે છે એના ઉપર ઘણો આધાર છે, અને એટલાથી વસ્તુનું સ્વરૂપ જ ખોટું કે

ખરું થઈ જાય છે એમ કહીએ તોપણ ચાલે. જનસમાજ એ વ્યક્તિઓનો સમુદાય નથી, પણ વ્યક્તિઓ એ જનસમાજના અવયવ છે એ પ્રમાણે—યુરોપની અઢારમી સદીનો સિદ્ધાંત ઊડી જઈ—ઓગણીસમી સદીને જડેલું સત્ય સ્થપાયું કે તેની સાથે યુરોપનું બધું જનસમાજશાસ્ત્ર બદલાઈ ગયું અને એની અસર નીતિ, કાયદા, ધર્મ, વગેરેમાં પણ થઈ. એ વાત યુરોપના તત્ત્વ-જ્ઞાનના અભ્યાસીઓને જાણીતી છે. યુરોપના મહાન વિચાર–પરિવર્તનનો પ્રતિધ્વનિ ઇંગ્લંડમાં ઑક્સફર્ડ પાઠશાળામાં પણ થયો હતો. અને તત્ત્વજ્ઞાનનો એક વિચાર મનુષ્યના આખા આચાર-વિચારના બંધારણ ઉપર કેટલી અસર કરે છે એ ત્યાં પણ જોવામાં આવે છે. 'સુધારાવાળા' અને મણિલાલ વચ્ચેનો ભેદ વધારે સ્પષ્ટ કરી બતાવવા માટે હું આપની આગળ કાર્ડિનલ ન્યૂમનના જીવનચરિત્રના એક પુસ્તકમાંથી ઉતારો વાંચું છું:—

The Fellows were now selected on that ancient foundation not as clubable men, who would sit long over their port, but as men of mind, or, in the vague disparaging phrase of unreformed Oxford, as "Noetics." This appellation was changed, by-and-by into the more modern, though hardly more definite one of "Liberals." Chosen, not for their congenial habits but in the hope that they would prove original thinkers and independent inquirers, these men " represented a new idea, which was but gradualy learning to recognize itself to ascertain its characteristics and external

relations, and to exert an influence upon the University." They knew little of the past, and nothing at all of Rousseau, Kant, or Goethe. Yet they belonged to the movement of Rationalism for "they called everything in question, they appealed to first principles, and disallowed authority as a judge in matters intellectual." Any German critic would without hesitations have assigned to them a place in the Aufkla-rung, or sect of enlightenment which, dating back to Locke, Voltaire and Hume, had resoved the social, nay the metaphysical order into atomic forces, and substituting the reason of the individual for public tradition, free contract for Divine Right, self-consciousness for religious meditation, was bound to enter upon a conflict which Church and State in England, as it had already overthrown the European system abroad.

આ ઉતારામાં "Noetics" ના વિચાર અને "Aufklarung" (પ્રકાશવાદ, બુદ્ધિવાદ, વ્યક્તિવાદ, સ્વાતંત્ર્યવાદ)ના વિચારનું જેવું સ્વરૂપ બતાવ્યું છે, તેવું સ્વરૂપ આપને 'સુધારાવાળાઓ'ના વિચારમાં નજરે પડશે, અને એ વિચાર સામે જેમ ઓકસફર્ડમાં અને અન્તે આખા યુરોપમાં ઝંડો ઉપાડયો, તેવીજ રીતે આપણે ત્યાં પણ થયેલું જોશો.–માત્ર એટલું કે, 'સુધારાવાળાઓ'

માટે પૂર્ણ માન સાથે, અને એમણે કરેલી દેશસેવા માટે પૂર્ણ ઉપકારવૃત્તિ સાથે, હું એટલું કહેવાની છૂટ લઉં છું કે પૂર્વોક્ત બુદ્ધિવાદ અને સ્વાતંત્ર્યવાદમાં તો ઉગ્ર તત્ત્વજ્ઞાનનો પ્રયત્ન હતો, અને એનું આપણા 'સુધારાવાળાઓ'ને તો સ્વપ્નનું પણ ન હતું. આ મારા કહેવાનો અર્થ ખોટો ન કરશો; હું 'સુધારાવાળાઓ'ના ઉત્સાહનો અને દેશદાઝનો ઇનકાર નથી કરતો, પણ એમના વિચારમાં તત્ત્વજ્ઞાનનું દર્શન નહોતું થતું એ હું સારી રીતે જણાવવા માગું છું. એક તો આ વસ્તુસ્થિતિ જ સ્વતઃ—ઐતિહાસિક દૃષ્ટિએ—જાણવા જેવી છે અને બીજું હું એમ માનું છું કે તત્ત્વજ્ઞાન એ મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓનો આત્મા છે. મણિલાલના સુધારા સંબંધે આજ આટલું વિવેચન બસ થશે.

## અભ્યાસસામગ્રી

### મણિલાલની કૃતિઓ

| | | |
|---|---|---|
| શિક્ષાશતક | (કાવ્ય) | ૧૮૭૬ |
| માલતીમાધવ | (નાટક—ભાષાંતર) | ૧૮૮૦ |
| ઉત્તરરામચરિત | (નાટક—ભાષાંતર) | ૧૮૮૧ |
| કાન્તા | (નાટક) | ૧૮૮૨ |
| પૂર્વદર્શન | (૧૭૬૧ સુધીનો હિંદનો ટૂંકો ઇતિહાસ) | ૧૮૮૨ |
| નારીપ્રતિષ્ઠા | (નિબંધ) | ૧૮૮૪ |
| પ્રેમજીવન | (૧૧ કાવ્યો) | ૧૮૮૭ |
| બુદ્ધિસાગર | | ૧૮૯૧ |
| ગોરક્ષકશતક | | ૧૮૯૨ |
| બાલવિલાસ | | ૧૮૯૩ |
| શ્રીમદ્ભગવદ્ગીતા | (ભાષાંતર અને વિવેચન) | ૧૮૯૪ |

સારસંગ્રહ ભા. ૧—૨ (પાટણના જૈન ભંડારમાંથી મેળવેલ ગ્રંથોનો સાર)
આત્મનિમજ્જન (કાવ્યો—પ્રેમજીવન, અભેદોર્મિ અને મિશ્રધ્વનિ) ૧૮૯૧
ચારિત્ર (નિબંધ—સ્માઇલ્સકૃત કેરેક્ટરના આધારે) ૧૮૯૫
ચેતનશાસ્ત્ર (સયાજીજ્ઞાનમંજૂષા માટે) ૧૮૯૬
ગુલાબસિંહ (નવલકથા–ભાષાંતર) ૧૮૯૭
ન્યાય (પરામર્શખંડ) ૧૮૯૭
પ્રાણવિનિમય (મૅસ્મેરીઝમનું સ્પષ્ટીકરણ)
પંચશતી (કેવલાદ્વૈત સંબંધી ૫૦૦ વચનો. ઇમિટેશન ઑફ શંકર ગુજરાતીમાં)
સંક્ષિપ્ત સુવાક્ય
પરમાર્ગ દર્શન (૧૬ ધાર્મિક પાઠ)
ગુજરાતના બ્રાહ્મણો (નિબંધ)
વૃત્તિપ્રભાકર (ભાષાંતર)
નૃસિંહાવતાર (નાટક)
કુમારપાળચરિત્ર
સુદર્શન ગદ્યાવલિ ૧૯૦
સ્વ. મણિલાલ નભુભાઈની આત્મકથા : ‘વસંત’ વર્ષ. ૨૯, ૩૦, ૩

## મણિલાલ વિષે

નવલરામ લક્ષ્મીરામ નવલગ્રંથાવલિ ભા ૨. (ઉત્તરરામચરિત, કાન્તા) શાળોપયોગી આવૃત્તિ (૧૯૧

| | | |
|---|---|---|
| આનંદશંકર ધ્રુવ | સુદર્શન ગદ્યાવલી (સુદર્શનના આદ્યદ્રષ્ટા) | ૧૯૦૯ |
| ઉત્તમલાલ ત્રિવેદી | મણિલાલ અને બાલાશંકર 'વસંત'–વર્ષ, ૬. અંક—૨. | |
| મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત) | સિદ્ધાંતસારનું અવલોકન | (૧૯૨૦) |
| નરસિંહરાવ ભોળાનાથ | મનોમુકુર ભા. ૧. (ઉત્તરરામચરિત) | (૧૯૨૪) |
| ,, | સ્મરણમુકુર (સ્વ. મણિભાઈ નભુભાઈ દ્વિવેદી) | (૧૯૨૬) |
| પ્રહ્લાદજી ચંદ્રશેખર દીવાનજી | સ્વ. મણિલાલ નભુભાઈની સાહિત્યસેવા ( 'વસંત' ) પુ. ૨૫; અં. ૬, ૭) | |
| અંબાલાલ પુરાણી | મણિલાલ ચરિત્રની સામગ્રી ' કૌમુદી ' ત્રૈમાસિક પુ. ૫. અં. ૩. | (૧૯૨૯) |
| | ' કૌમુદી ' માસિક પુ. ૨, ૩, ૪. | |
| કલાપીની પત્રધારા | | (૧૯૩૧) |
| | મ. ન. દ્વિ. ઉપરના કલાપીના પત્રો | |
| નવલરામ ત્રિવેદી | કેટલાંક વિવેચનો(ગુલાબસિંહ) | (૧૯૩૪) |
| અંબાલાલ પુરાણી (સંપાદક) | મ. ન. દ્વિવેદી ઉપરના પ્રેમપત્રો ('કૌમુદી' નવેમ્બર, | ૧૯૩૬) |

# કવિશ્રી 'બાલ'

વ્યાખ્યાતા:

**શ્રી. રામમોહનરાય જ. દેસાઈ**

કવિવર બાલની વાણી મધુર લલિત રસમય છે, તેમ તે સરલ છતાં ભાવપૂર્ણ પણ છે. આપણા વાઙ્મયમાં સુપ્રસિદ્ધ-અર્વાચીન કવિઓ પૈકી,-નર્મદની વીર લેખિનીની પેઠે એ રાજ્યરંગ અને સમાજોદ્ધારમાં ઘૂમી નથી. હરિલાલ ધ્રુવનાં પ્રોત્સાહક કવનની પેઠે એણે ઊછરતાં જિગરોમાં ઉલ્લાસની ફૂંક ફૂંકી નથી. કાન્ત, નરસિંહરાવ અને નાનાલાલની ગહન ઊર્મિઓની પેઠે ભાવના અને કલ્પનાકલાના મહાનદોમાં એ ઊછળી નથી, અને મણિલાલ તથા ગોવર્ધનરામની જ્ઞાનભક્તિમય ઝરણીઓની પેઠે જીવનગુહાનાં ઊંડાણોમાં એ ઊતરી નથી; છતાં, એણે પણ ઓછું કર્યું નથી. સ્નેહધર્મ અને સાહિત્યસેવામાં ભક્તિપૂર્ણ રહીને, કવિવર બાલે સુન્દરતાની સાધના, પ્રીતિપ્રભુતાનું પૂજન રસભરી, સંસ્કારી, મોહક વાણીમાં કીધું છે. એ કવિરાજે હાફીઝનો સૂફીવાદ, નારદ શાંડિલનો પ્રેમધર્મ અને બાયરન, બર્ન્સ, મૂરનો કાવ્યરંગ આપણા

સાહિત્યમાં જે મનોહર સુખકર વાણીમાં ઉતાર્યો છે, તથા 'કલાન્તકવિ' અને 'હરિપ્રેમપંચદશી'માં કવિતા–પ્રીતિ–ધર્મની જે સુરસ સામગ્રી આપી છે, તેને માટે આપણે એમના જરૂર ઓશીંગણ રહેવાના.

બીજું કાંઈ ન કર્યું હોય,—એમની કવિતાના આન્તર ભાવોમાં પણ આપણે કદાચ ન ઊતરીએ, એમની કાવ્યલહરોની સપાટી ઉપર જ આપણે ક્ષણભર તરીએ,—તોપણ શું? સંસારના મહાપ્રશ્નોમાં એ કવિજિગર ધડકતું ન હતું, એમ પણ ઘડીક આપણે માની લઈએ, તોપણ તેથી સાચા કવિની પ્રતિભામાં રજ પણ ઓછી થાય છે?

દોષ ન દેજો કવિવરને જો લતાકુંજ આરામ કરે;
સુખ શાન્તિ જ્યાં વસી રહી છે, હશી ક્રાન્તિનો ત્યાગ કરે.

એ પરમ સત્ય છે કે કવિવરોની હૃદયવાણીના સુર એક કાળને માટે નથી. 'વસન્ત'ના સાક્ષર તન્ત્રી કહે છે કે "કવિતા તે કવિનું પોતાનું મનરંજન કરવા માટેનું રમકડું નથી, એ દૈવી શક્તિએ તો ઘણું વધારે ઉન્નત કાર્ય સાધવાનું છે. એણે સમસ્ત સમાજના અન્તરાત્મામાં પ્રવેશ કરી, સમાજમાં નવું માનુષવૃત્તિઓનું નવું બળ, રસિક નેત્રનું તેજ, નવી અધ્યાત્મદૃષ્ટિ ઉત્પન્ન કરવાની છે અને એને પરિણામે સમાજને ઉદયક્રમમાં એક ભૂમિકા આગળ ચઢવાનું સામર્થ્ય આપવાનું છે." આ ઉચ્ચવાહિની વિચારસરણીને વધાવી લેતાં, આપણે એમ પણ સ્વીકારવું પડશે કે કવિવાણી એક કાળ માટે નથી, એક પગથિયા કે પગલીને માટે પણ ન હોય. સર્વને કોયલના સુરશ્રવણ તો થાય, પણ તેનું રહસ્ય પામવાને સંસ્કારી હૃદયો જ અધિકારી બને,—અર્થાત્ ત્યારે જ તેમાં કવિતા–રસપ્રીતિના તરંગ નિહાળાય,

એટલે પ્રાકૃત, સામાન્ય જનતા કોકિલાના ‘ કુઉ ’–રવમાં વિશેષ ન લહે, તો તેથી કાંઈ કોયલનો દોષ છે, એમ તો કેમ મનાય ?

અને એ પણ ખરું છે કે કવિતા માત્ર મનોરંજક હોય, તેમાં કાંઈ વિશેષતા ન હોય, અને છતાં જિગરની સ્વલ્પ ભુમિકામાં જ એનો રસ ઊતરી સ્થિરતા પામે, તોયે પછીથી એ રસપ્રવાહ સ્વપ્રકાશ થઈ અભિવૃદ્ધિ પામતો, તેના સકળ પ્રદેશને પાવન–ઉન્નત કર્યા વિના ભાગ્યે જ રહે છે.

The Poet's chant may be a thing
Of lightsome tone and word,
But a living sound may dwell in a string,
That shall waken and rouse as its echoes fling,
Till myriad breasts are stirred

કાવ્યસરિતાની લહરિઓમાં અહોરાત્ર સ્નાનપાન કરી રહેલાં રસિક હૃદયોને શું અશક્ય છે? સત્ય, ભાવપૂર્ણ, પ્રેમભર્યા હૃદયનાં કવન હશે, અને સહૃદયતાવાળું અધિકારી જિગર હશે, તો કવિત્વસિદ્ધિ થવાને વિલમ્બ સંભવિત નથી.

વિશ્વરચનાની દિવ્ય સુન્દરતાનું સ્વરૂપ આપણા કવિરાજની કલ્પનામાં એટલું અનુપમ, એવું અલૌકિક છે કે તેમણે વિશ્વપિતાને પોતાને પણ તેનાથી—નિજ સૃષ્ટિના સર્વ મોહન સૌન્દર્યથી વિવશ, મુગ્ધ થઈ ગયેલ કલ્પ્યા છે:—

એવી સુન્દર મોહિની, અહહહા ! કામી પિતાને કર્યો,
શું આશ્ચર્ય ? કદાપિ મોહિત થઈ હું શાણું જેને ઠર્યો;
સર્વે સાદર નમ્ર ભાવિક જનો જેના રહે આરતી,
તે દેવી નિત નિત્ય મંગલમયી **त्वां पातु मे भारती.**

## મહાયુગ અને અવાન્તરયુગ

આપણા સાહિત્યના ઇતિહાસમાં ભાલણ–નરસિંહ, પ્રેમાનન્દ-સામળ, દલપત–નર્મદ, તથા ગોવર્ધનરામ–નરસિંહરાવ–નાનાલાલના 'મહાયુગ' (Periods) જોવામાં આવ્યા છે; અને પ્રત્યેકની વચ્ચે એકેકો અવાન્તરયુગ પણ નિહાળાય છે. દાખલા તરીકે–નાકરનો, દયારામનો, અને નવલરામ–મણિલાલનો. કવિ બાલનો સમય તે આવા અવાન્તરયુગનો કાળ હતો. એટલે તેમાં (ઈ. સ. ૧૮૭૯–૮૦ થી ૧૮૯૦–૯૨ સુધીમાં) નવા અને જૂના, સર્વ પ્રકારના પ્રયોગો, વિચારો, આન્દોલનો, ઇત્યાદિ સહુનાં સંદોહન થઈ, સુન્દર નવનીતની પ્રાપ્તિ અર્થેના પ્રયાસોનો એ યશસ્વી સમય બન્યો હતો. આ વર્ષાવલિમાંયે ૧૮૭૭નું સુહાગી વર્ષ ગૂજરાતી વાઙ્મયમાં સુવર્ણાક્ષરે નોંધાવા યોગ્ય છે; કારણ કે એ અરસામાં અનેક રૂપે ચાલી રહેલી સાહિત્યપ્રવૃત્તિના ઉત્તમ ફળફાળરૂપે એ દીપી રહ્યું છે.

'નર્મગદ્ય' તેના સંગ્રહીત રૂપમાં બહાર પડ્યું. મનઃસુખરામના 'અસ્તોદય'ની પ્રથમાવૃત્તિ પ્રકટ થઈ, અને દલપતકાવ્યની પહેલી આવૃત્તિ તથા ભીમરાવકૃત 'મેઘદૂત' પ્રકાશિત થયાં, ત્યારથી સાહિત્ય-પ્રવૃત્તિનું દશક પ્રગતિના ઉલ્લાસથી પૂર્ણ છે. મણિલાલનાં કાન્તા, માલતીમાધવ અને ઉત્તરરામચરિત, હરિલાલ ધ્રુવનું આર્યોત્કર્ષ અને એમની પુરાણ અવશેષોની શોધખોળની શરૂઆત, નરસિંહરાવનાં કાવ્યોનું પ્રથમ પ્રકાશન, કાદમ્બરીનું ભાષાન્તર, નારીપ્રતિષ્ઠા, કલાન્તકવિ, બુલબુલ, તથા મકરંદનાં લખાણો,–એ સહુનું મનોહર દર્શન થાય છે. અને સાથે જ બાગાહીન જૂની કવિતાશૈલીનો લગભગ છેલ્લો ઝબકારો પણ આપણે જોઈએ છીએ.

કાવ્યકૌસ્તુભ, નીલકંઠકવિતા, વિજયવાણી, પ્રતાપકાવ્ય ઈ. કાવ્યગ્રન્થો, રણછોડ ગલુરામ સંપાદિત 'માર્કંડેયપુરાણ' અને રાણકદેવી તથા પ્રતાપનાટક, વગેરે એ શૈલીનાં વિવિધ પુસ્તકો પ્રકાશિત થાય છે. ૧૮૮૫માં કવિશ્વર દલપતરામને (સી. આઈ.ઈ.નો) સરકાર તરફથી ખિતાબ મળે છે; અને ૧૮૮૬માં તેમનું સ્મારક ફંડ થાય છે. એ જ વર્ષમાં કવિ બુલાખીરામ ઉક્ત શૈલીના અગ્ર પ્રતિનિધિનું અવસાન થાય છે.

પ્રાચીન કાવ્યોના શોધસંગ્રહ, અપ્રસિદ્ધ કવિતાનું પ્રકાશન, અને જૂના કવિઓની અપ્રાપ્ય કૃતિઓનું સંશોધન એવી પ્રવૃત્તિનો સવિશેષ સત્કાર પણ આ અરસામાં જ થાય છે. પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક, રા. સા. મહીપતરામવાળું કાવ્યદોહન (અર્થાત્ તેની નવી આવૃત્તિ), નારાયણ હેમચન્દ્રનાં ભાષાન્તરો, ભામિનીભૂષણ અને મુદ્રારાક્ષસ વગેરેના અનુવાદોનું પ્રકાશન એવામાં જ આરમ્ભ પામે છે.

૧૮૮૭ના કીર્તિવંત ઓજસ્વી વર્ષમાં ભારતીભૂષણ જન્મે છે. હરિપ્રેમ પંચદશી તથા પ્રેમજીવન પ્રકાશિત થાય છે, સરસ્વતીચન્દ્ર (ભાગ ૧લો), કુસુમમાળા અને બ્હત્કાવ્ય દોહન,–તેમના લેખક અથવા સંપાદકને કીર્તિમુકુટ અપાવનાર ગ્રન્થોની સાથે બીજું પણ ઉંચા પ્રકારનું સાહિત્ય બહારે પડે છે. અરેબિયન નાઇટ્સનું (ગૂજરાતી પ્રેસનું) શુદ્ધ ગૂજરાતી ભાષાન્તર, ઇન્દ્રજિતવધ-કાવ્ય અને અશ્રુમતીનો અનુવાદ.

૧૮૮૮માં નવલરામનું–અને ૧૮૯૨માં વ્રજલાલ શાસ્ત્રીનું અવસાન તથા એ જ વર્ષમાં ગોવર્ધનરામકૃત Classical Poets of Gujaratનું પ્રકાશન. આ અરસામાં બાલાશંકર ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીમાં રહેલા ત્યાંથી વડોદરે જાય છે; અને

ભારતીભૂષણ (તથા એની લગભગ સાથે જન્મેલી ઇતિહાસમાળા)નું પ્રકાશન બંધ પડે છે. વડોદરાના સાહિત્યપ્રેમી નરેશની ઉદાર સહાય દર્શાવતી પ્રાચીન કાવ્યમાળા શરૂ થાય છે, તથા ઇરાવતી, ગુલાબસિંહ, મૃચ્છકટિક અને ગીતગોવિન્દના અનુવાદ, પ્રાર્થનામાળાનો ભાગ બીજો, કુંજવિહાર અને સ્નેહમુદ્રા, આદિ અનેક ઊંચી પંક્તિના ગ્રન્થો બહાર પડે છે.

એવાં વિવિધરંગી કનકકિરણોથી વિભૂષિત આ દશકને આપણે **ત્રિવેણીસંગમ** રૂપે ઓળખાવ્યું. દલપતશૈલીનો આથમતો પ્રકાશ, નર્મદ–નવલરામની સુનવીનતાનો ઝગઝગાટ, અને મણિલાલ–ગોવર્ધનરામ–નરસિંહરાવની સંસ્કારી ત્રિપુટીનાં સુરસ આન્દોલનો એ બધું આ સમયમાં જ બની રહ્યું છે.

હરિલાલ ધ્રુવ અને બાલાશંકર એ સર્વ સાહિત્યપ્રવૃત્તિની સમયમૂર્તી તો નહોતા, પરંતુ તેના પ્રારમ્ભક નેતાઓમાં અવશ્ય હતા. હરિલાલના પ્રયાસ કવિવીર નર્મદને પન્થે હતા અને તેઓ પણ પ્રોત્સાહનના સૂર સર્વત્ર રેલાવી રહેતા. છતાં તેમની અસર તાત્કાલિક જ હતી. કવિવર બાલની લેખિની સર્વદિશાઓમાંથી તેજલહરોનું પાન કર્યા છતાં, સનાતન નૂતનતાના તરંગો ઝીલી રહી હતી. તેમને અનુસરવાના અનેક પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા કારણ કે જેમ આલ્પ્સ ગિરિરાજનાં ઉચ્ચ શિખરનું ઉલ્લંઘન ગજરાજ વિભૂષિત સેના સહિત હેનિબાલ જ કરી શક્યો; અથવા તોપોની સાથેના હયપાયદળવાળા લશ્કર સહિત નેપોલિયન જ કરી શક્યો. પણ સૈકાના સૈકા સુધી અન્ય મહારથીઓની ત્યાં ગતિ થઈ શકેલી નહિ! તેમજ દિવ્ય સુન્દરતાની ઝાંખી પ્રતિભામય કલાનું તાદાત્મ્ય એને અલૌકિક ભાવનાઓથી પ્રપૂર્ણ કાવ્યોર્મિઓના સુર સાથે અંતરમાં મિલાવી ઐહિક જગતની લાગણીઓ,

વૃત્તિઓમાં ઉતારવા, એ શક્તિ સહજ નથી, બલ્કે અતિશય કઠિન છે; તેથી જ એ માર્ગ કોઈ વિરલ સંસ્કારમૂર્તિ સિવાય અન્ય સર્વને માટે અગતિગમન જેવો જ રહે, એમાં આશ્ચર્ય નથી. સર્વ-વ્યાપી પ્રેમબ્રહ્મમાં વિલીન થવું, કવિતાદેવીની અનન્ય સાધનામાં રસલીન થવું, એ આલ્પ્સના ઉલ્લંઘન કરતાં પણ વધુ મુશ્કેલ છે.

### કવિજીવન

### અધ્યયન અને મણિલાલની મૈત્રી

કવિવર બાલના જીવનવૃત્ત વિશે જે કાંઈ થોડુંઘણું હું જાણી શક્યો છું, તે એમના એક મિત્રે તેમની જિંદગીની કરેલી હસ્ત-લિખિત નોંધ ઉપરથી છે. બાલાશંકરનો જન્મ ઈ. સ. ૧૮૫૮માં રા. સા. ઉલ્લાસરામ અર્જુનરામ, જેઓ તે સમયે મામલતદારને ઉચ્ચ દરજ્જે હતા તેમને ત્યાં થયો હતો, અને તેમના બાલ-મિત્ર સ્વ. સાક્ષરવર્ય મણિલાલ નભુભાઈ દ્વિવેદીનો જન્મ પણ એ જ વર્ષમાં થયાનું આપણે જાણ્યું છે. કવિને એક બહેન હતી, પરન્તુ એક જ પુત્ર હોવાથી તેઓ પિતાની પાસે જ ચૌદ પંદર વર્ષના વય સુધી રહ્યા હતા; એટલે સ્વાભાવિક રીતે પિતૃહૃદયની છાપ એમના જેવા કોમળ વિકાસમાન મન ઉપર દૃઢતાથી બેસે, એ કુદરતી હતું. ઉલ્લાસરામ ઉદાર, માયાળુ અને ફારસી સાહિત્યના શોખીન હતા; આ સર્વ ગુણ આપણા કવિવરમાં ઘણી સબળતાથી ઊતર્યા હતા. ૧૮૭૨ના અરસામાં તેઓ નડિયાદ ઍંગ્લો વર્નાક્યુલર શાળામાં દાખલ થયા અને અહીં જ એમને મણિલાલ તથા અન્ય સહાધ્યાયી યુવકોની સાથે ગાઢ મૈત્રી થઈ.*........

---

* "મણિલાલ જયન્તી" વિશેના લેખમાં ઉક્ત લેખમાંથી એમના એ અભ્યાસકાળને લગતી કેટલીક હકીકત આ વિષયના મૂળ લેખમાં લીધેલી હતી; પરન્તુ એ લેખ પણ આ સંગ્રહમાં આવી ગયેલ હોવાથી તેટલી પુનરુક્તિ નિરુપયોગી માની, અહીં આપી નથી.

રા. જ.

"૧૮૭૬માં મણિલાલે 'શિક્ષાશતક' નામનું એક નાનું પુસ્તક બહાર પાડયું અને "પ્રેમના આવેશમાં બાલાશંકરને અર્પણ કર્યું." આ સમયમાં એ બંને કવિમિત્રોને સંગીત અને કવિતાના રસભર્યા કિનારાઓ ઉપર અર્ધનિદ્રિત અવસ્થામાં જીવન વ્યતીત કરતા આપણે જોઈએ છીએ. આ સ્વપ્નોમાંથી કોનાં કેટલાં પ્રત્યક્ષ થયાં એ બંનેના સાહિત્યના અભ્યાસીઓને સુવિદિત છે. મણિલાલે વધારે કામ કર્યું, અને તેમનું કર્યું વધારે લાભદાયી થઈ શક્યું, એ આપણા વાઙ્મયના ઇતિહાસની પ્રસિદ્ધ કથા છે. પરન્તુ બાલાશંકરે પણ પોતાની માતૃભાષાની સેવાર્થે કેટકેટલું નિર્માણ કર્યું હતું, અને તેમાંથી માત્ર કેટલો અંશ જ સફળતા પામી શક્યો, એ કેટલાં થોડાં મનુષ્યોની જાણમાં છે?

## અનેકમાર્ગી પ્રવૃત્તિ

"શિક્ષાશતક" પ્રકાશિત થયા પછી આ બંને સાક્ષરોના જીવન-પ્રવાહ ભિન્ન ભિન્ન માર્ગોમાં વળ્યા. મણિલાલ જેઓ પાછળથી યોગશાસ્ત્રોના અભ્યાસક, કર્તવ્યમીમાંસા અને ન્યાયશાસ્ત્રના જ્ઞાતા તથા વેદાન્તવિષયક ગ્રંથોના મહાશાસ્ત્રી થયા, તેમનું જીવન હવે શિષ્યવૃત્તિ ધારણ કરી વધુવધુ દૃઢાભ્યાસ કરવામાં નિમગ્ન રહ્યું. બીજું કારણ એ પણ હશે કે દ્રવ્ય સાધનની પ્રતિકૂળતાએ એમની આંખ ઉઘાડી. બાલાશંકરને એ જ પ્રકારનાં સાધનોએ હંમેશને માટે હાનિ કરી. એકનો એક પુત્ર, પિતા સમૃદ્ધિવાન, સત્તાવાન ઘરમાં કોઈ કહેનાર નહીં, સ્વાભાવિક વૃત્તિચાંચલ્ય ને તેમાં સંસ્કૃત, ફારસી, ઇંગ્રેજી અને વ્રજ કાવ્ય-સાહિત્યનો અભ્યાસ, અને તે પણ સ્વતંત્ર વિચારના તરંગી કવિઓનો, એ સર્વ પાછળ થયેલા કાળવ્યયે તેમના પરીક્ષાના અભ્યાસને ક્ષતિ લગાડી. દ્રવ્યસાધને, સ્વાભાવિક ઉદાર વૃત્તિએ, તેમને વિવિધ માર્ગે જતી પ્રવૃત્તિઓમાં ઉતાર્યા; અને સર્વગ્રાહી

તરલ પ્રકૃતિએ ધોરણાનુસાર અધ્યયન ઉપરથી ભાવ ઉડાડી નાંખ્યો. એટલે શાળામાં નિયમિત જ્ઞાન તો તેમને મૅટ્રિક્યુલેશન સુધીનું જ મળી શક્યું હતું.

ગૂજરાત કૉલેજમાં એમણે બે વર્ષ એફ. એ. ની પરીક્ષા માટે પ્રયત્ન કર્યો હતો; પણ ઇતર વાચનના શોખને લીધે તથા કેટલાક પ્રતિકૂલ પ્રકૃતિના સોબતીઓના સહવાસથી તે નિષ્ફળ ગયો હતો.

૧૮૮૦ માં ઘોઘાના કસ્ટમ ખાતામાં એમને માસિક વીસ રૂપિયાની જગ્યા મળી હતી. કસ્ટમ ખાતામાં માત્ર અગિયાર મહિના નોકરી કર્યા પછી તેમને મિ. બારોડેલ કલેકટરના સમયમાં ભરૂચમાં રેવન્યુ ખાતામાં સને ૧૮૮૧-૮૨ માં કારકુનની જગ્યા પ્રાપ્ત થઈ હતી. થોડો સમય રજીસ્ટ્રેશન ખાતામાં પણ તેઓ રહ્યા હતા. આવી નોકરીના શુષ્કજીવનના સમયમાં પણ, આ કવિવરે સાહિત્યની અન્ય શાખામાં પોતાની રસિકતા પ્રકટ કરાવી હતી. તે સમયે પુરાતન સ્થળો સંબંધી માહિતી (Archeological Remains) મેળવી, નર્મદાતટ ઉપરનાં સ્થળોનો ઇતિહાસ સરકાર તરફથી સંગ્રહ કરવાની યોજના થઈ હતી. તે પ્રસંગે બાલાશંકરની નોકરીની કલેકટર પાસે માગણી કરતાં મિ. આર. કૉર્ટને (R. Courtney) ભરૂચના એસિસ્ટંટ કલેકટર નીચે પ્રમાણે લખે છેઃ—

"This young man (Mr. Balashankar) inherits from his father a great taste for languages. He is well acquainted with Gujarati, Brij, Persian, Urdu, Sanskrit and English. He has a taste for Archæology & has already deciphered inscriptions. He knows how to transfer facsimiles of inscriptions to paper * * * * It seems to me a pity that the valuable & un-

common talents of Mr. Balashankar U. should not be utilized. * * * * *"

આ અરસામાં, બાલાશંકરે કર્નાળીના સંબંધમાં રિપોર્ટ કર્યો હતો અને શિલાલેખોના અર્થનું આવિષ્કરણ કર્યું હતું. મિ. કેમ્બલે ડૉ. બર્ગેસને બાલાશંકરને ખાસ લક્ષમાં રાખવા ભલામણ કરી હતી.

ત્યારપછી પોલીસ ખાતામાં તેમની ફેરફારી થઈ હતી. ત્યાંથી પુનઃ રેવન્યુ ડિપાર્ટમેન્ટમાં પાછા આવ્યા અને થોડો સમય કલેકટર ઑફિસમાં રહ્યા. પછી તેમની બદલી આમોદમાં ટ્રેઝરર તરીકે થઈ હતી. ૧૮૮૨–૮૩ માં પ્રકૃતિના બગાડને લીધે, તેઓ લાંબી રજા ઉપર રહ્યા હતા. આ રજાના સમયમાં એમના અંતઃકરણના ઘણા ઊંચા ધર્મો વિકાસ પામ્યા હતા. એમનું જીવન સ્વભાવથી રસિક હોવાથી તેમની પ્રવૃત્તિમાં વડીલો પ્રતિ ભક્તિભાવ, સમાન પ્રતિ અકારણ મૈત્રી, અને કનિષ્ઠ પ્રતિ અપૂર્વ વાત્સલ્ય પ્રકટ થતાં હતાં. આ વિશ્રામસમયમાં ભવિષ્યમાં ઉદય પામનાર એમની સાહિત્યકૃતિઓનાં તેમની મનોભૂમિમાં બીજ રોપાયાં હતાં. પિતા સાથે યાત્રા કરતાં, (૧૮૮૪–૮૫માં) તીર્થસ્નાનાદિ શુદ્ધિ સંપાદન કરવા કરતાં, વ્રજભાષાના અપૂર્વ ગ્રંથોના પરિશીલનથી, કાવ્યદેવીની અસાધારણ ભક્તિથી તેમને પવિત્ર થવાનું વધારે રુચ્યું હતું. સતત સાહિત્યાધ્યયનમાં જિંદગી ગાળનાર સરસ્વતીસેવકને અને તેમાં પણ આપણા કવિવર જેવા તરંગશાળી હૃદયને પરતંત્રતા કઠિન, દુઃસહ લાગે, એ માનવું મુશ્કેલ નથી. અંતે તબિયત દુરસ્ત નહીં રહેતી હોવાથી લીધેલી લાંબી રજામાં કુટુંબસહ તીર્થયાત્રા અને સકળ ભારતની મુસાફરી કરી આવતાં, પિતાના દેહત્યાગ પછી, અલ્પ સમય તેમાં પાછા જોડાયા પછી પણ, સાધનની પ્રતિકૂળતા વધતી જતી છતાં પણ, અંતે નોકરીનું તેમણે રાજીનામું આપી દીધું અને તેઓ (એમનું પછીનું જીવન જગત જોઈ શકે તો) પરતંત્ર કિંવા સ્વતંત્ર–જે માનીએ તે થયા!

"આયર્ન ઍન્ડ મેટલ ફેક્ટરી" નામના બીડના કારખાના પાછળ એમણે કરેલો કાળવ્યય અને ધનવ્યય જાણીતો છેઃ હું તો એને જીવનવ્યય જ સમજું છું. એ કારખાનું ફળદાયી કરવાની એમની અનેક ઉમેદો, અનેક પ્રયાસો, બર ન આવી શક્યા. ઘણું નુકસાન ગયું અને અંતે પરતંત્રતા (જે વાસ્તવિક રીતે કદી પણ અદૃશ્ય થઈ જ નહોતી તે) પાછી ભોગવવાનો કાળ આવ્યો. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના આસિસ્ટંટ સેક્રેટરીની જગા તે સમયે ખાલી હતી અને રા. બ. લાલશંકર ઉ. ત્રિવેદી જેઓ ઉલ્લાસરામના સ્નેહી હતા, તેમણે બાલાશંકરને ૧૮૯૩ના અરસામાં અમદાવાદ બોલાવ્યા. અહીં એકાદએ વર્ષ રહી વડોદરા કલાભવનમાં તેમને જગા મળવાથી તેઓ ત્યાં ગયા, જ્યાં પણ થોડા વખતમાં મોટા પાયા ઉપર "આયર્ન ઍન્ડ મેટલ ફેક્ટરી" નું કારખાનું પાછું ઊભું કીધું. માનવામાં આવે છે કે તેમને વધારે આયુષ્ય બક્ષાયું હોત તો આગલો અનુભવ કદાચ ફળપ્રદ નીવડી અને તેમના જીવનની મહેચ્છાઓ (પોતે દ્રવ્યોપાર્જન કરવું એ પોતાને એકલાને માટે નહીં પણ સમસ્ત સાહિત્યઉપાસક વર્ગને માટે જ) એ કરી બતાવવાની સુહાગી પળ આવી શકત. પરન્તુ પ્રભુની ઇચ્છા કાંઈ અન્ય હશે; બીજે જ પંથે તેમના કલ્યાણનું ભાવિ નિર્માણ થયેલું હશે; એટલે એ કારખાનું સંગીન પાયા ઉપર આવી શકે તે પહેલાં જ અર્થાત્ ૧૮૯૮માં મરકીએ વડોદરામાં દેખાવ દીધો અને અલ્પ સમયમાં આપણા સાક્ષર કવિવર તેના ભોગ થઈ પડ્યા!

## સાહિત્યની ખિલાવટ

મણિલાલ અને બાલાશંકરના સાહિત્યના સહાભ્યાસ સમયે અને પછી લક્ષ્મીની તે સમયની અનુકૂળતાને લીધે બાલાશંકરનો સારાં સારાં પુસ્તકો એકઠાં કરવાનો શોખ પોષણ પામી ઘણો

વૃદ્ધિ પામી શક્યો હતો. તેઓ ભાષા, સાહિત્ય અને કવિતાના ફારસી, સંસ્કૃત, અંગ્રેજી, વ્રજ બધી ભાષાના ગ્રન્થો, ઘણું મૂલ્ય ખરચીને પણ નામ સાંભળે કે તરત મંગાવ્યા વિના રહેતા નહિ. આવી અનુકૂળતા અને વૃત્તિઓના વેગમાં જે સાહિત્યપિપાસા પરિપાક પામે, તેનું શુભ ફળ આવ્યા વિના રહે જ નહીં. સાહિત્યના મેદાનમાં રસપ્રવાહ માટે તેમણે અનેક નીકો ખોદી હૃદયપૂર વહવ્યાં, અનેક વિશ્રાન્તિસ્થાન, સહાયતીર્થો સ્થાપિત કરવા મહાપ્રયત્નો આદર્યા; અનેક રીતે, મહાકવિ પ્રેમાનન્દની વાણીમાં આપણી ગુર્જરી " થાયે સખી ઉપરી "–અન્ય ભગિનીભાષાઓથી ઉચ્ચતર બને એ હૃદયલાલસા રાખી મહાન યત્ન આરંભ્યા; 'ભારતીભૂષણ' જેવું પ્રતિમાસે ૧૦૦ પૃષ્ઠનું દળદાર સાહિત્યપોષક માસિક, 'કૃષ્ણમહોદય' જેવું ધર્મપ્રીતિના પોષણાર્થે બીજું માસિક, 'ઇતિહાસમાળા' જેવું આપણા દેશનાં ગૌર્વ અને પાશ્ચાત્ય ઇતિવૃત્તોના સંગ્રહસંશોધનનું (શોધખોળની આપણી જિજ્ઞાસા પ્રેરિત કરવાનું) ત્રીજું મહાન માસિક, આ અને આવા પ્રયત્નોની સાથે જ અનેક પ્રવૃત્તિઓ ('બુદ્ધિપ્રકાશ'નું પ્રકાશન, 'સરસ્વતી સૌન્દર્ય'ની રચના આદિ) પણ ચાલુ જ હતી. તેમની મહેચ્છાઓ માનવપ્રયાસની લઘુતા સમજી શકતી જ નહીં. તેમના ઉરવિહાર ઉન્નત, વિશાળ હોઈ નિરંતર વિસ્તર્યે જ જતા હતા. પરન્તુ એમણે આરંભેલી કાર્યાવલી જે એક મનુષ્યને માટે સિંધુમન્થન જેટલી દુષ્કર હતી, તે એમના જેવા સાંસારિક, માનસિક, દ્રવ્ય સંબંધી અને ઔદ્યોગિક એવી અનેક વ્યથાઓમાં બદ્ધ થએલા મનુષ્યને માટે તો પરમ વિકટ જ હતી, એમાં શક નથી. એમની વ્યવહારી કાર્યકુશળતાની ન્યૂનતા, કુદરતી ઉદારતા, નિર્મર્યાદ આશાજનકતા, અને તેમાં યે ઐહિક વર્તમાનનું વિસ્મરણ કરી જવાની પ્રકૃતિ, એ સર્વ ઉદ્યોગ–વ્યાપારમાં હાનિકારક નીવડે,

એમાં બહુ નવાઈ જેવું તો નહીં લાગે; પરન્તુ તે ગુણ સાહિત્ય-પ્રવૃત્તિઓમાં પણ એમને નુકસાનકારક નીવડ્યો! કારણ એ હતું કે લેખ લખવો એ જુદી વસ્તુ છે; અને છપાવવો, ખપાવવો એ બીજી જ ચીજ છે. આ બંનેમાં મનુષ્યોનાં ભિન્ન ભિન્ન તત્ત્વો ઉપયોગમાં આવે છે. એક એમનામાં ઘણી બલવત્તમ સ્થિતિમાં હતું અને બીજું બિલકુલ ન હતું, એમ કહીશું તો પણ ચાલશે! કબૂલ છે, જીવનસંધ્યાના સમયમાં દુનિયાના વ્યવહારે શિક્ષણ આપેલું તેને લીધે તેઓ કદાચ ઘણું કરી શકત; પરન્તુ તે માત્ર સંગૃહીત થયેલો ગુણ હતો. એમનું જીવન લંબાયું હત તો યે એ ગુણ કેટલા ઉપયોગનો થઈ પડત, એ વિચારવું મુશ્કેલ છે. સ્વાભાવિક તો એ દીસે છે કે તેમના હૃદયની અન્યમાર્ગી લહરીઓ ઘણી વાર સામર્થ્યવાન થઈ પડત, અને બહારથી મળેલો ગુણ બહારનો બહાર જ રહેત! એટલે સાહિત્યસેવામાં જિન્દગી સમર્પાયા છતાં સહયોગી પ્રવૃત્તિઓએ તેના ઉચ્ચ તરંગોને બરબાદ કીધા અને ફળ માત્ર એ આવ્યું કે જે રહ્યાસહ્યા તૂટક તૂટક એમની જીવનવીણાના તાર આપણને મળ્યા છે તે સાંધી, શોધી, જરૂર પડે તો તૂટક પડતા યન્ત્રની વચ્ચે તેવો જ તેને મળતો તાર ઉમેરી, કવિતસંગીતના અભ્યાસકે તે વગાડવાની રહી.

આવા જ પ્રકારનું એક મહાન નુકસાન આપણી ભાષાને એ થયું છે કે લેખકોએ–કવિવરોએ—શોધકોનાં, સંગ્રહકારોનાં, ગ્રન્થકારોનાં અનેક માર્ગે વિવિધ પ્રવૃત્તિઓમાં ભળી–કામ કરવાનાં છે. હરિલાલ ધ્રુવે અન્ય પ્રવૃત્તિઓની ઉત્સાહ–લાલસા ત્યજી દઈ જો કવિતા જ લખી હોત તો અત્યારે આપણી સમક્ષ એકાદ ભવ્ય મહાકાવ્ય ઝળકતું આપણે નિહાળી શક્યા હોત; બાલાશંકરે જો પત્ર-પ્રકાશનનો ઉમંગ દાબી રાખી, ગઝલો જ લખી હોત તો અત્યારે આપણી ભાષામાં એક એવું લલિત, રમ્ય, સુખદ ગઝલિસ્તાન

ખરું થયું હોત કે જે અન્ય કોઈ પણ ભગિનીભાષા કરતાં આપણી ગુર્જરીને વધુ પ્રેમઝરણામાં રેલાવતું હોત. તેની સાથે વિશેષ સાધનની અનુકૂળતાએ મણિલાલની કૃતિઓ, ગોવર્ધનભાઈના ગ્રન્થો કેટલા વધારે સમૃદ્ધિવાન હોત? એ પણ વિચારવાનું છે. પરન્તુ આપણે અહીં ટેનિસન, મેકોલે અને રસ્કિન, કાર્લાઇલ અને સ્વિનબર્ન પ્રકાશવાને, તેમની અનુકૂળતા આપણા પ્રથમ પંક્તિના વિચારકોને સાધ્ય થવાને, હજુ કેટલી બધી વાર છે? અને તેમ નહીં થાય ત્યાં સુધી આપણી પ્રિયતમ માતૃભાષાની ખરી ઉન્નતિની આશા કેવી રીતે રાખી શકીશું?

### આચાર અને વૃત્તિઓ

બાલાશંકરના ગૃહજીવન વિશે બોલવાને હું અધિકારી નથી. કેટલીક વસ્તુઓ એવી હોય છે કે તેના સત્ય નિરીક્ષણની, આંતર અવલોકનની સુગમતા વિના તે વિશે બોલવું, એથી અન્યાય થવા ઘણો સંભવ રહે છે. પરન્તુ જેટલું થોડું હું તેમના વિશે જાણી શક્યો છું તે ઉપરથી તેમનું વર્તન આ બે શબ્દોમાં જ આલેખી શકાય એમ માનું છું: "નિડર અને નિખાલસ." હું તેમને બે વાર મળ્યો હતો ત્યારે પણ મને એ જ અનુભવ થયો હતો. મનુષ્યો અને પ્રવૃત્તિઓ બન્ને વિશે એક જ પ્રકારના ભાવથી તેઓ બોલતા. તે સમયે કવિનરંગિતા કરતાં ગંભીર સ્વતંત્રતા એમનામાં વધારે જોવામાં આવતી; અને સર્વદા સાહિત્યસેવા, સાહિત્યપોષણ એ એમની વાર્તાનો પ્રિય વિષય હતો. આગળ કહેવામાં આવ્યું છે તેમ ખરી ઉદારતા અને તેની સાથે સરલતા, મીઠાશ, આકર્ષણશક્તિ, ઉત્સાહ અને આશાજનકતા એ એમના મહાગુણ હતા; પરન્તુ એ સર્વમાં પણ નિડરતા અને નિખાલસપણું સવિશેષ હતા. "ભારતીભૂષણ"માં 'કાવ્યપારિતોષ' કરીને એમણે સાહિત્યોત્તેજક જાહેરખબર પ્રકાશિત કરી હતી. તેના ઉત્તરમાં બે કાવ્ય તેમને મળ્યાં. બંને

પસંદ પડયાં અને જે એમની રસિકવૃત્તિને પ્રથમ પંક્તિનું લાગ્યું તેને વધુ ઇનામ તો આપ્યું, પરન્તુ તે પ્રસિદ્ધ કરવાની બાબતમાં પોતાની અનુમતિ દર્શાવતાં એમણે આશ્ચર્યપૂર્વક લખ્યું હતું કે "રા. ......એ જાણવું જોઈએ કે 'ભારતીભૂષણ'ને ગાયકવાડની કે ઇંદ્રરાજાની અથવા દીવાનબહાદુરની પરવા લગીર પણ નથી, માટે તે જો અમારા આશ્રયથી છપાવવા માગતા હોય તો તેમના રણશિંગાં છાપવામાં નહિ જ આવે." બાલાશંકર એવું કદી પણ કરતા નહિ કે જે બહાર–જગત સમક્ષ કરતાં આંચકો ખાય. એમની ગુહ્યતમ વાર્તા પણ પ્રકાશિત કરી દેતાં એમના નિખાલસપણાને સહેજ પણ આઘાત થતો સાંભળ્યો નથી. 'કલાન્ત કવિ' અને 'હરિપ્રેમપંચદશી' એ બંને એવા મહાગુણોના કંઈક દૃષ્ટાંતોથી ભરપૂર છે.

હવે "નિડરતા અને નિખાલસપણા" માટે એમના કાવ્ય-તરંગો નિહાળીએ.

છો માહરા નોંધે ગુનાઓ નિંદકોનો દફતરી,
પણ મસ્ત તુજ દરબારમાં આવ્યા વિના ગમતું નથી.
મુજ મસ્તને બનશે કયમે દોઢડાહી દુનિયાંની સહે,
અપની વિચારે ન, ઔરકી લે શિર, તેને હું શું કરું ?

* * *

ભલે કહો ઉન્મત્ત અજાણ્યું જગત, બાલ વહી ગયો ગયો !

* * *

ગરીબ હતો, ગર્વિષ્ઠ હતો, જગમાં જન્મેલ છકેલ:

* * *

બધા સંસારથી આ બાલ બેદરકાર જુદો છે.

* * *

હશે યોગી મોટા જગતનીમહીં યોગ સધાતા,
કદાપિ, હું તોયે મન નવ ગણું છો રખડતા.

*　　　*　　　*

અરે મારી કાં તો અપકીરતિનાં ગાન ગજવો,
ફરી ચોરે ચૌટે ઘર ઘર પતાકા ફરકવો;
નથી ચિંતા કાંઈ, નથી કીરતી ઇચ્છા સ્વપ્નમાં.

અને પ્રભુતાને હૃદય ખોલીને કહે છે કેઃ—

જન્મ્યો કાંઈ નથી જગત રીઝવવા, દરકાર શાની ધરું ?
લેખ્યો લેખ નથી લલાટપટલે, કે નિત્ય સેવા કરું.
જન્મ્યો કાંઈ નથી ભવાઈ ભવને કે ઢોંગ સારુ ઘડ્યો
સ્વચ્છંદી પણ ફંદી માત્ર તુજનો આ બાલ પાયે પડ્યો.

'ભક્તિસંજીવન'ના અર્પણમાં તે કહે છે કેઃ—

હું એવો બેપરવા છું કે આલોક કે પરલોકની મને દરકાર નથી.

જે હૃદય સ્વતંત્રતા, નિષ્કામભક્તિ અને નિર્મળ સાહિત્ય સેવાના ભાવનાં ઊછળતાં મોજાંથી છલકાતું હતું, તેનાં આ કંઈક બિંદુ માત્ર છે. કવિવર બાલનાં કવનોનું આંતરદર્શન બાહ્યદર્શનથી જુદું છે, છતાં આ વચનોની ઉગ્ર નિડરતા તો એમની સત્યપ્રીતિની વેગવાન લહરો જ છે. રસિકતા, સાહિત્યપ્રેમ, સ્વદેશવત્સલતા, કંઈ કંઈ આ કવિવરના મનોરાજ્યમાં જોઈએ છીએ, અને જોઈશું. એમના હૃદયપૂરની પ્રબળતા તેના પૂર્ણ ગૌરવમાં દર્શાવી ન શકું એ સંભવિત છે, છતાં કદી કદી એ મહાન આત્મસિન્ધુની ભરતી-ઓટનું દર્શન થાય તો તે એમના હૃદયમાં નિરન્તર પ્રકાશમાન રહેલી પ્રીતિચન્દ્રિકાના ધવલ, ઉજ્જવલ, સૌમ્ય પ્રભાવની જ ઝાંખી છે એમ માની લેવા વિનંતિ છે. દાખલા તરીકે—આ કવિવરના ઉરતરંગોનાં ઊજળાં સ્વપ્ન અનેક હતાં. કલ્યાણગ્રામની ભાવના સાક્ષરવર્ય ગોવર્ધનરામના 'સરસ્વતીચન્દ્ર'ના ચતુર્થ વિભાગમાં આપણે નિહાળી શકીએ છીએ. તેમના જેવી જ ભાવના અને એવા જ

પ્રકારની યોજનાઓ બાલાશંકરની સાથેના વાર્તાવિનોદમાં ઘણીવાર શ્રવણ કર્યાનું તેમના અનુયાયી, મિત્રો પાસેથી સાંભળ્યું છે. એકાદ ફૂલવાટિકા વેગવતી સરિતાને કિનારે સ્થાપિત કરવી, જ્યાં કવિવરોનો જ, વિચારવત મહાત્માઓનો જ નિવાસ થાય, અને ત્યાં જ તેમને જીવન-નિર્ગમનનાં સર્વ સાધનો સુગમ કરી આપવાં: ગોવર્ધનરામના "કલ્યાણગ્રામ"ની રચનાની ઘણાં વર્ષ પૂર્વે આપણા કવિની એ સ્વપ્ન-ઘટના હતી. એમનું ઘણીવાર કહેવું થતું કે જો આવી રસમય જિંદગીની એકાદ સૌવર્ણ પળમાં એક લીટી પણ લખાય તો તે હજાર દરજ્જે બીજાં લખાણો કરતાં ઉત્તમ જ છે. આ અને આવા વિવિધ વિચાર ફળપ્રદ કરવાનો તેમનો સંકલ્પ હતો અને તેટલાં કારણસર જ વ્યાપાર–ઔદ્યોગિક પ્રવૃત્તિઓનું તેમને સ્મરણ થતું હતું. આ ઉદાત્ત મહાન જીવન તેમાંથી થોડીક પણ સફળતા જોવા રહ્યું નહીં, એ સકળ ગુજરાત અને ભારત સમસ્તને પણ ગમગીનીની જ વાત છે. પરન્તુ સંસારનાં વિવિધ તડકાછાંયા અનુભવેલ આ કવિ-હૃદયને એનો ય ખાસ શોક નહોતો. સ્નેહ અને શારદાની સેવા જેનું જીવનવ્રત હતું, તેને શોક માત્ર પ્રેમની ન્યૂનતા, એનો જ હોઈ શકે. તેઓ પોતે કહે છે કે

કવિતામાં જેની સુમતિ રતિ નિરંતર રહે.
વળી જુદા જુદા ફરી જગતના રંગ નીરખે;
વળી જેને ભારે વિપત મુજ જેવી શિર પડે,
રહે પ્રેમે દાઝ્યો મરમ મન તે માત્ર સમજે.

વળી પ્રેમતૃષા અતૃપ્ત રહ્યાના સ્વાનુભવના એમના બીજા હૃદયોદ્ગાર પણ એ જ કહી રહ્યા છે ને?

ઊડો નાદાન મન બુલબુલ! રહો ગુલઝારમાં ના ના,
વફાઈ એક પણ ગુલની દીઠી ભરપ્યારમાં ના ના!

અહીં એટલું જણાવવાની જરૂર છે કે સાહિત્યપ્રેમી મીઠાલાલ

અનુપરામ દીનબંધુ, 'જ્ઞાનદર્શન'ના તંત્રી અને 'ભારતીભૂષણ'ના થોડા સમય માટેના વ્યવસ્થાપક, અને અન્ય મિત્રો આવી વિચારણામાં ઉપયોગના થઈ શક્યા હતા. ભરૂચના કલેક્ટર અને મુંબઈના નામદાર ગવર્નરે પણ તેમને નોકરીમાં છતાં 'ભારતીભૂષણ'ના પ્રકાશનાર્થે સુગમતા કરી આપી હતી એટલે એ બાબતમાં કવિવરને સારી અનુકૂળતા પ્રાપ્ત થઇ હતી. અને હજી પણ તેમનાં કાવ્યો-લખાણોના એવા તો પ્રીતિભક્ત સંગ્રહકારો છે, જેમણે જે કાંઈ એમનું પ્રકાશિત અથવા હસ્તલિખિત સાહિત્ય (અને એમની જાહેરખબરો તથા હસ્તાક્ષરો આદિ પણ) પ્રાપ્ત થઈ શક્યું છે તે માત્ર સેવાભાવથી સંગ્રહીત કરી રાખેલ છે: એવો સ્નેહ તેઓ પોતાના વાચકોમાં ઉપજાવી શક્યા હતા.

## સાહિત્યપ્રવૃત્તિ

સામયિક પ્રવૃત્તિમાં આગળ પડવા અનેક વિચાર થયા પછી, ૧૮૮૭માં 'ભારતીભૂષણ' જન્મ પામ્યું. પિતૃવત્સલ પુત્રે તે સ્વર્ગસ્થ પિતાના નામની સાથે સંયોજી, ઉલ્લાસરામનું નામ અમર કર્યું. પ્રથમ એ ત્રૈમાસિક વાર્તિકના રૂપમાં બહાર પડવા લાગ્યું, પરન્તુ બે વર્ષને અંતે તેને માસિકનું સ્વરૂપ અપાયું. આટલામાં તો તંત્રીજી અનેક મુસીબતોમાં આવી પડ્યા હતા અને નિર્માણ કરેલા મહાન લેખ લખાતા ન હતા. એવામાં 'કૃષ્ણમહોદય' પણ વૈષ્ણવ ધર્મ-પ્રેમ ધર્મના ઉત્તમોત્તમ આવિર્ભાવના સંરક્ષણ માટે કાઢ્યું. અને થોડા કાળમાં 'બુદ્ધિપ્રકાશ' તથા 'ઇતિહાસમાળા' પણ એમના તંત્રીત્વ નીચે નીકળવા માંડ્યાં. 'કૃષ્ણમહોદય' પાછળથી સહતંત્રી શેઠ સાંકળચંદ મગનભાઈને સોંપી દેવામાં આવ્યું હતું. છતાં એમાં કવિકૃત ચન્દ્રાવતી નાટિકા અને ભક્તિસંજીવન બહાર પડ્યાં, અને દી. બ. કેશવલાલ ધ્રુવનું 'ગીતગોવિન્દ'નું રસિક સંસ્કારભર્યું ભાષાન્તર પણ એ જ પત્રમાં પ્રકટ

થયું. પરન્તુ બાલાશંકર તંત્રીત્વની જવાબદારીમાંથી જુદા થયા પછી અલ્પ કાળમાં જ એ પત્ર અસ્ત થઈ ગયું હતું. એ સમયનું ‘બુદ્ધિપ્રકાશ’ પણ કોઈ સાહિત્યકુશળ પ્રાસાદિત નેતાની લેખિનીનું સૂચન કરે છે. તેમાં ફારસી કાવ્યોનાં વિવેચન, ફારસી ભાષા-સાહિત્ય તથા ફારસી ઐતિહાસકોએ લખેલી ગૂજરાતની તવારીખ પણ પ્રકાશ પામતી આપણે જોઈએ છીએ. છતાં બાલાશંકરની અમર કીર્તિ સંપાદન કરાવનાર તો એમનું ‘ભારતીભૂષણ’ અને તેની વિષયાવલિ જ છે:

### બાલાશંકરની કૃતિઓ

હરિપ્રેમપંચદશી, સાહિત્યદર્પણનું ભાષાન્તર (‘બાલબોધિની’ ટીકા સહિત), ભક્તિસંજીવન (નારદનાં ભક્તિસૂત્ર ઉપરથી), એની બાલકૃત બૃહતસાહિત્યસિન્ધુ, કર્પૂરમંજરી (નાટિકા), મૃચ્છકટિક, માર્કોપોલોનો પ્રવાસ, કલાન્ત કવિ, હાફીઝના કાવ્યોનું ભાષાંતર, પ્રોષિતા પચીસી, સૌન્દર્યલહરીનું ભાષાંતર, ફારસી તવારીખોના તરજુમા—અમીર હમઝા, ઇસ્લામમાં પુનરુત્થાન અને નરક વગેરે.

### તથા અન્ય લેખકોનાં લખાણોમાંથી—

દોલતરામ પંડ્યા કૃત કુસુમાવલી, નારીપ્રતિષ્ઠામાંના અભિ-પ્રાયનો સા. મણિલાલે કરેલો બચાવ, હરિલાલ ધ્રુવકૃત કુંજવિહાર, દી. બ. નર્મદાશંકર કૃત સતી નાટક, કાન્તનાં કાવ્યો અને મૃગાવતી, નાગરબત્રીસી (હિંદી કાવ્ય), ‘ઇસ્કંદર અને ઈંદુના’ ( એક વાર્તાનું ભાષાંતર ), ચન્દ્રોકિતકા, રઘુવંશનું પદ્યાત્મક ભાષાંતર ઇત્યાદિ.

આ વિષયોના નામ વાંચીને આપણને જણાઈ આવે છે કે જે સાક્ષરતાનું કવિવરની પ્રાસાદિત આકર્ષણશક્તિ આવાહન કરી શકી હતી, તે સત્યશઃ ઉત્તમ અને પ્રશંસનીય હતી.

બાલાશંકરનાં લખાણ ત્રણ વિભાગમાં પડતાં આપણે જો
છીએઃ (૧) કવિતા અને નાટકો, (૨) ઇતિહાસ અને પ્રવ
(૩) ભક્તિ અને સાહિત્યના ગ્રન્થો. ભકિત તથા સાહિત્યના ગ્રંથે
ભકિતસંજીવન અને સાહિત્યદર્પણ, સાહિત્યસિન્ધુ અને દેવીદાર
રાજનીતિ છે. દેવીદાસકૃત રાજનીતિમાં રાજ્યતંત્રમાં કુશળત
પ્રાપ્તિના કાવ્યાલંકાર વિભૂષિત નિયમો છે. વૃદ્ધ ચાણક્યાદિની
ઉપર રચાયેલા વ્રજભાષાના ગ્રન્થનું એ ભાષાંતર છે. સાહિત્યદ
એ સાહિત્યશાસ્ત્રના એક પ્રધાન ગ્રન્થનો અનુવાદ છે; પરન્તુ
બાલાશંકર સાહિત્યદર્પણકારની પ્રણાલિકાઓમાં રમી, અન્ય ર
સહમાર્ગો વહેણ તેમાં વાળી, અદ્ભુત રસનિષ્પત્તિ ઉપજાવે
તથા સંસ્કૃત, અંગ્રેજી, વ્રજ અને ગુર્જરાદિ અનેક શાસ્ત્ર
કવિઓનાં હૃદયનું રસપાન વાચક તેમાં કરી શકે છે. આ
ધીમે ધીમે વૃદ્ધિ પામતો જાય છે, એટલામાં જ તે મહાન
અપૂર્ણ રહ્યો, એ સત્યની પ્રતીતિ અતિશય ગ્લાનિકારક થઈ
છે. સાહિત્યસિન્ધુ—વસોના અમીન વેણીદાસજીના છત્ર નીચે
દુર્ગારામજીએ રચેલા પરન્તુ અધૂરા રહી ગયેલા સાહિત્યસિ
પૂર્ણ કરી પ્રકાશમાં મૂકવાનું મહદ કાર્ય પણ તેમણે માથે લ
તે આરંભમાં જ રહ્યું!

આ સર્વ ગ્રન્થસમૃદ્ધિની શ્રેણિમાં ભકિતસંજીવન અ
અંબારથી ઝળહળે છે. તે પણ અપૂર્ણ જ રહ્યો છે,
તેમાંથી જેટલું પ્રાપ્ત થઈ શકે એમ છે તે એમની કાવ્ય
અને અંતરાત્માના ઉછાળા સાથે સુસંવાદિત હોવાથી, તેના
દર્શન હવે પછી થશે.

ઇતિહાસ અને પ્રવાસના ગ્રન્થોમાં—મિરાતે અહમદી
મિરાતે સિકંદરી તથા માર્કોપોલોની મુસાફરીના ગ્રન્થોના તર

આવી જાય છે. આ ત્રણે પુસ્તકો આપણી ભાષાસમૃદ્ધિના વિકાસાર્થે ઉપાડવામાં આવ્યાં હતાં, પરન્તુ અનેક પ્રકારની પ્રતિકૂળતાઓને લઈને તે પણ અપૂર્ણ રહ્યાં છે !*

ફારસી ભાષાસાહિત્યનો અભ્યાસ તથા ઇતિહાસના સંશોધનનો ભાવ આપણામાં જેમજેમ વધતો જશે, તેમતેમ બાલાશંકરના પ્રયત્નોનું યોગ્ય મૂલ્ય સમજાતું જશે, એ નક્કી છે.

## નાટકો અને કાવ્યો

ચન્દ્રાવલી, કર્પૂરમંજરી અને મૃચ્છકટિક એ કવિ બાલરચિત નાટકો ભાષાંતરો છે. પ્રોષિતાપચ્ચીસી, સૌન્દર્યલહરીનો સમશ્લોકી અનુવાદ છે. હાફીઝનાં કાવ્યોનું અનુકરણ, ક્લાન્તકવિ અને પ્રેમ-પંચદશી–એ તેમની કાવ્યાવલિ છે.

ચન્દ્રાવલી અને કર્પૂરમંજરીમાં આછાં આછાં પીયૂષ ઝરતો, એમનો મનઃપ્રકાશ મૃચ્છકટિકમાં પૂરી સફળતા પામે છે. ખરું જોતાં મૃચ્છકટિક નાટક અને હરિપ્રેમપંચદશી–ક્લાન્ત કવિ ઉપર જ આ કવિવરની કાવ્યયશઃકલા પ્રફુલ્લ વિલોકાય છે, અને તે જ તેમના કીર્તિશરીરને અમરતા અર્પે છે.

મૃચ્છકટિક એ રસભાવગ્રહી ભાષાંતર છે. માત્ર અર્થગ્રાહી નથી. તેના વાચનથી કવિવર બાલના જીવનનું સ્મરણ તાજું થાય છે. એ ઇતિહાસસિદ્ધ વાર્તા છે કે કંઈક કવિઓ–લેખકોએ એવું જ કાંઈ કાંઈ લખ્યું છે અથવા અનુકરણ કીધું છે કે જે તેમની જીવનલહરો સાથે સામ્ય રાખતું હોય. ગોલ્ડસ્મિથ કવિએ Good Natured Man લખ્યો, તેમાં તે પંડે જ

* એ ત્રણે પુસ્તકોનાં ભાષાન્તરો હવે આપણી ભાષામાં મળી શકે છે. રા. જ.

નાયક છે, અને Vicar of Wakefield રચ્યું તેમાં પણ એના સ્વાનુભવનાં ચિત્રો પદેપદે દૃષ્ટિગોચર થાય છે. ગોઇથે એ Faust ની કલ્પના કરી, ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રનું મનોરાજ્ય ચીતર્યું, વિક્ટર હ્યુગોએ Les Miserablesમાંનો ધર્મગુરુ મૂર્તિમાન કર્યો; કાલિદાસે 'યક્ષ' રૂપે મેઘપ્રાર્થન કર્યું, બાયરને Manfred, Childe Harold, DonJuan આલેખ્યા, લિટને Zanoniની કથા જનિત કરી તથા મણિલાલે ગુલાબસિંહ રૂપે તેનો અનુવાદ કર્યો—આ સર્વ સંસ્કારી જિગરોનો તે તે વિચારની સાથેની સામ્યતા, તન્મયતાથી ઊપજેલા આકર્ષણનું પરિણામ હતું. કેશવલાલ ધ્રુવને જયદેવ–અમરુ ઉપર પ્રીતિ બંધાઈ, મણિલાલને ભવભૂતિના અપૂર્વ મહાનુભાવ પ્રેમતરંગોએ આકર્ષ્યા, અને બાલાશંકરનું આત્મતત્ત્વ હાફીઝ, નારદના હૃદયોદ્ગારમાં પ્રેરાયું, એ પણ એ જ કારણને લીધે. મૃચ્છકટિકના ભાષાંતરમાં પણ એમ જ નિહાળાય છે. ચારુદત્તનાં વચને વચને, વિચારે વિચારે, બાલાશંકરની જિંદગી, તેમની મનલહરો પ્રત્યક્ષ થયા વિના રહેતી નથી. અને આવા નૈસર્ગિક સ્નેહ સંબંધથી જ મૃચ્છકટિકનું ભાષાંતર એમની અન્ય કૃતિઓથી વધારે સારું છે.

સૌન્દર્યલહરી અને હાફીઝના કાવ્યાત્મક અનુકરણનું પણ એમ જ દીસે છે. મૃચ્છકટિકમાં પ્રતિભાભરી, રસમય, લલિત, કુમળી બાનીની કવિતા ઠેકાણે ઠેકાણે મળે છે.

અહો મધુરી વીણા, તું વહાલી સખી!<br>
પ્રેમી કેરાં હૃદય શાંત કરનાર જો.

અને

અહો સુખરૂપ તરુવર એ મહાજન છે,<br>
નિર્મળ ગુણરૂપ નવપલ્લવ લહેરાય જો!

વિનયશાખ ઝઝૂમી ઝઝૂમી જેને લહી,
દૃઢ વિશ્વાસનું મૂલ અચલ કહેવાય જો.
દાન દયા ગુણ ફૂલડાં ચોતરફે ગરે,
સરસ ઉદિત કીર્તિફલથી લચકાય જો;
કહો એ શુભ તરુવરરૂપ જનને આશરે,
મિત્રપંખીડાં એનાં છે સુખમાંય જો!

આવાં અનેક મધુર પદો કુદરતી વાણીમાં અવતરતાં આપણે જોઈ શકીએ છીએ.

હાફીઝના ભાષાન્તરોમાં "પ્રીતમ! તું સહુ સુંદરતાનો સાર છે." એ ગરબો, "વાઝ ગાયક વાંસળી ગઈ નિશી આનંદમાં સુસ્વરે" એ શાર્દૂલવિક્રીડિત, અને "અગર તે યાર શીરાઝી" એ ગઝલ એવાં તો સુંદર કોમળ રૂપાન્તર છે કે માત્ર વિસ્તારના ભયે જ અહીં તે આપ્યાં નથી. પણ જ્યાં સર્વત્ર પ્રેમ અને રસ અસ્ખિલત મોહક વાણીમાં વહ્યાં કરે છે, તેમાંથી શું શું ને કેટલું કેટલું સ્વીકારવું, શું શું ને કેટલું કેટલું ત્યજવું? એ પ્રશ્ન પણ અતિ ગહન થઈ પડે છે.

## કવિતાની માધુરી

કવિવર બાલની કૃતિઓ વિશે એટલું જણાવવું આવશ્યક છે કે એમના જીવનની સમસ્ત લહરીઓની પેઠે એ પણ અપૂર્ણ છે. હૃદય-ભાવનામાં તો અપૂર્ણ નથી, પણ કલાવિધાન જોઈએ એટલી સંપૂર્ણતા પામી શક્યું નથી, એટલું દુર્ભાગ્ય છે. કવિવર કદિ વધારે આયુષ્માન રહ્યા હોત તો તેમાંની નાની રહી ગયેલી રચનાકલાની ત્વરાજનિત ખામીઓ નિઃશંક દૂર થઈ હોત. પરન્તુ તે ભાગ્ય ગૂજરાતને રહ્યું નથી. હજી પણ "કલાપીનો કેકારવ"ને મળેલા સાક્ષર તંત્રીત્વનો લાભ તેમનાં કાવ્યોને કદી મળી શકશે તો એ દિશામાં

કાંઈક તો બની શકે એ સ્વીકારતાં પણ, એ કવિરાજની પોતાની સંસ્કારભરી લેખિની–પીંછીના જાદુઈ સ્પર્શથી તે કાવ્યો–હૃદય–ચિત્રો સચેતન થવાની આશા તો હવે રહી નથી જ. કવિવર બાલની શૈલી તથા તેમની કૃતિઓ અપૂર્ણ કિંવા સંપૂર્ણ જે હો તે હો–છતાં પણ આપણને તે મિઠ્ઠાં, લલિત, કોમળ, સુરમ્ય અને ભાવપૂર્ણ ભાસે છે. નવા વિચાર અને સુનવીન ભાવો સાદી, સહેલી ભાષામાં ઉપજાવી કાઢવાની તેમની શક્તિ આબાદ છે. વ્રજભાષાના સાહિત્યાભ્યાસે તેમને યમક, પ્રાસાનુપ્રાસાદિ ઉપર પ્રીતિ અર્પી છે, પણ તેમની પ્રીતિ એ ગુલામી નથી. તેમની કાવ્યશક્તિ નૈસર્ગિક છે: અભ્યાસે માત્ર તેને અમુક પ્રણાલિકામાં જ વહાવી છે, એટલું જ. સુન્દર કલ્પનાચિત્રો તે અક્કકી લીટીમાં ખડાં કરી શકે છે. અક્કકી પંક્તિમાં ગૂઢતમ હૃદયભાવ કથી શકે છે.

"એક દિન તે અલકાવલિમાં દીઠી'તી મુખની છબી."

છૂટા અંબોડાના વાળની લટોમાંના પ્રીતિપૂર્ણ મુખચન્દ્રનું દર્શન મનોહર ચિત્રમાં આપણને તાદૃશ્ય થાય છે.

"તું તો સદા નૂતન અને આખું જગત નિત્યે જૂનું."

એ પંક્તિમાં સુન્દરતાની **क्षणे क्षणे** ઉત્પન્ન થતી **नवता** એ જ **रमणीयता** એ સ્વરૂપનું ભાન પ્રત્યક્ષ કરે છે. તથા

"અંજન આંખડી ન આંજ, કપાશે સુઆંગળી."

(નાયિકાની અકૃપાનું સૂચન કરી, માર્મિક કટાક્ષ તરીકે કહ્યું છે.) અને સુન્દરતા–કોમળતાની પ્રફુલ્લતા જોવી હોય તો

"જોબન ઝૂલડે ઝૂલી તું સુમનસેજમાં ઢળી."

એ વચનોમાં તે સારી રીતે જોઈ શકાય છે.

હવે આપણે એમના હૃદયોદ્ગારની આત્યંતિક ભાવના અને પ્રીતિપરાધીનતા તરફ નજર નાંખીએ. પ્રીતિને તે કહે છે કે—

"બલિહારી તારા અંગની ચંબેલીમાં દીઠી નહીં,
સખ્તાઈ તારા દિલની મેં વજ્રમાં દીઠી નહીં;
મન માહરૂં એવું કૂંળું પુષ્પપ્રહાર સહે નહીં,
પણ હાય તારે દિલ દયા મેં તો જરા દીઠી નહિ!"

મેમ કવિનો અનુભવ ફરિયાદ કરે છે. અને

"સર્વાંગ કોમળ, કુસુમ લજવે, એહવાં તારા લસે,
પણ અંતરે પથ્થર સમી, પ્રિય પીડ કયમ એ વીસરે ?"

રન્તુ,

"દિલદારના દર્શન વિના બીજું મને ગમતું નથી,
પૂતળી પેઠે નજદીકમાં બેઠા વિના ગમતું નથી;
મુખચંદ્ર ઓપે ઝળહળી ઝરતું સુધા જ્યાંથી વહી,
તે મુજ ચકોર ગરીબને પીધા વિના ગમતું નથી."

આવાં અનેક કવન તેમના પ્રેમજીવનની ઝાંખી આપણને રાવી રહ્યાં છે. વળી

"ઘડી ઘડી ભણકાર ભામિની ! ઊડી આકાશે આવે છે,
અલક અત્તર ભભકાર સુગંધી લહરી લહકતી આવે છે."

## કવિનો પ્રેમધર્મ

કલાન્ત કવિઃ—અનેક જગવિટમ્બણામાં ફસાઇ પડી, કવિતા મને સાહિત્યનું વિસ્મરણ કરેલું તેનું સ્મરણ થઈ આવતાં વેટમ્બણાઓ તળે દબાયેલો-દટાયેલો કવિવર, આત્મપુનરુદ્ધારના ાછાળાથી ગુલાબસિંહની પેઠે વિપત્તિઓની પાર ચાલ્યો જાય છે. મા સમયનું 'કલાન્ત કવિ' એ કાવ્ય છે. તેનાં કવન સમજી શકાય મેવી ભાષામાં પણ અતિ ગૂઢ ભાવનાથી આલેખાયેલાં છે. એના ાડા પ્રારંભિક શ્લોક ઉપરથી કવિના ઐહિક જીવનની સાથે વચિત્ સામ્ય અર્પાય એ સંભવિત છે; પરન્તુ તેમ નથી. તેને

માટે આન્તરૂ પુરાવો સબળ છે. એ કાવ્ય અને હરિપ્રેમપંચદશી એ બન્નેમાં પ્રેમબ્રહ્મની સાથે અદ્વૈત—અભેદ, એ જ ભાવનાની ધૂન લાગી રહી છે.

## પ્રેમનું અદ્વૈત

કવિ બાલનો જે પ્રેમભાવ છે તે હાફીઝની સમાન છે, મણિલાલની અભેદમાર્ગ યાત્રાનો સોદર છે, દયારામ—જયદેવના ઉરવિહારશો આધ્યાત્મિક છે, નરસિંહ—મીરાંના રસકલ્લોલ સમો ભક્તિપૂર્ણ છે. એમની પ્રેમધર્મની ઉચ્ચતમ ભાવના પરમભક્તના હૃદયનિવેદનના જેવી ઓજસ્વી આત્માર્પણી છે; અને ભક્ત તથા પ્રેમી વચ્ચેના દ્વૈતભાવને નિર્મૂળ કરે છે.

**बहुजन्मनामन्ते** (અનેક જન્મોને અન્તે જ) પ્રાપ્ત થતી અલૌકિક પ્રેમમય હૃદયયુગલની એકતા ને દિવ્યગૂંથણી એ રૂપે સુયોગ્ય રીતે આલેખી શકાય. ભક્તિમાં સ્વાર્પણનો ભાવ તરે છે; તથાપિ એક અર્પનાર, બીજું સ્વીકારનાર, એ ભાવના પણ સાથે જ નિહાળાય છે. પ્રેમમાં અદ્વૈત, બે અનુગુણ સંયોગી આત્માઓ, હૃદયોનું ઐક્ય એ ભાવથી સમાનતા દેખીતી રહે છે અને છતાં અન્તે તો ભેદ અદૃશ્ય થતાં એકતા જ હોઈ શકે.

કબૂલ છે કે ભક્તિની અંતિમ સ્થિતિ પ્રેમની આત્યંતિક અવસ્થાની સાથે સામ્ય રાખે છે, પરન્તુ પ્રેમ એ બ્રહ્મનું અદ્વૈત પ્રાપ્ત કરવાનું એક પગથિયું છે, ભક્તિથી બે છે. મૂળ વસ્તુ તો એક જ છે; તેને પ્રેમ કહો, ભક્તિ કહો, જ્ઞાન કહો, જે કહેવું હોય તે કહો; તથાપિ તે પરમતા, અમૃતત્વ, એકાગ્રભાવ, શૂન્યતા, સનાતનતા, આનન્દરૂપતા, સહુનો મૂળભાવ જુદો નથી, હોઈ શકે પણ નહિ. કવિ બાલ પણ તે જ પરબ્રહ્મપદના અદ્વૈતના ઉપાસક

હતા અને પ્રેમ તથા ભક્તિ એમના જિગરમાં સ્વાભાવિક એકતા ધારણ કરી રહ્યાં હતાં.[૧]

એમ કહેવામાં આવ્યું છે કે સુફીમતમાં પ્રભુને પ્રિયા માનીને અને વિવિધધર્મમાર્ગો–વૈષ્ણવધર્મમાં પ્રભુને પતિ માનીને–ભક્તિ થાય છે. કુદરતથી વિરુદ્ધ આવી ભાવનાને લીધે એ ધર્મપ્રણાલિકાઓ અધૂરી છે. પરન્તુ એમ હોય, તોપણ સુફીમતમાં ય સ્ત્રીભક્તજન થયાનું ઇતિહાસ જણાવે છે, વૈષ્ણવધર્મમાં ય પુરુષ ભક્તજનનાં જીવન સુપ્રસિદ્ધ છે; એટલે એ અસ્વાભાવિકતા જનસમૂહે સ્વીકારી નથી. સુફીવાદ અને કૃષ્ણભક્તિમાં, થોડે કે વધુ અંશે, અનીતિનાં ફુગાફૂલ બેસી ચૂક્યાં હોય, તો તેમ છતાં પણ–દુનિયાના સર્વ તારનાર ધર્મો ય એ જ માર્ગે નથી વળ્યા? કોઈ પણ સંસ્થાનું સનાતન યૌવન એ સંસારનો નિયમ નથી. જીર્ણતાનો ત્યાગ, નવીનતાનો સ્વીકાર, જૂનાં બંધારણોમાં સમયાનુકૂળ ફેરફારની જાદૂઈ ફૂંક, એ જ જીવિતમાં દીર્ઘાયુ થવાનું અમૃતપ્રાશન છે. એ નિયમોનું

૧ સ્વ. સાક્ષરવર્ય દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતાએ ગૂ. વ. સોસાયટી તરફથી "કવિબાલ: તેમનું જીવન અને સાહિત્યસેવા", એ વિષય ઉપર ૧૯૨૮માં એક વ્યાખ્યાન આપ્યું હતું; તેમાં એમણે કવિ બાલને પરમશાક્તરૂપે વર્ણવેલા છે. અર્થાત્ શાક્તસંપ્રદાયના દર્શાવ્યા છે; છતાં એમનાં કાવ્યોનું મારું વાચન મને (આ લેખમાં દર્શાવેલ મારું) મન્તવ્ય, અર્થાત્ એમનું હાફીઝના સૂફીવાદ તથા નારદ શાંડિલના પ્રેમધર્મ તરફનું વિશિષ્ટ રીતે વલણ ચાલુ રાખવા પ્રેરે છે; અને એ પણ સાચું છે કે એમની કૃતિઓનો ઘણો મોટો ભાગ એ જ વાતનું સમર્થન કરી રહ્યો દીસે છે.

સ્વ. સાક્ષરવર્ય કવિશ્રીના નિકટ સમ્બન્ધી હોઈ, તેમની અંગત માહિતી પ્રમાણયોગ્ય ગણાય, એ સ્વાભાવિક છે, પરન્તુ તેમ હોય તો આપણે એમ પણ માનવું પડે કે બાલાશંકરના હૃદયમાં સૂફીવાદ, પ્રેમધર્મ અથવા શાક્તસિદ્ધાન્તો વચ્ચે કાંઈ જ ભેદભાવ ન હતો.

ઉલ્લંઘન એ જ મૃત્યુ છે. જેમ યોગ્ય અશુદ્ધ શોધનને અભાવે, ભક્તિ–પ્રેમમાર્ગે અનીતિના પંકમાં પતિત થવાની ભીતિ છે, તેમ જ્ઞાન–વેદાન્તને માર્ગે મનુષ્યનું મનુષ્યત્વ પણ વીસરી સ્વાર્થ-લાલસાઓના પૂરમાં તેના ધુરંધર તપસ્વીઓને તણાતા,–કર્મમાર્ગોમાં જિંદગીના અધમતમ પડ ઉપર જ તેના પ્રવાસીઓ દબાઈ રહેલા, પ્રાકૃતિક મનાતા ધર્મપન્થોમાં મુસાફરોનાં જિગરની શ્રદ્ધા અને ભક્તિ સમૂળી લુપ્ત થઈ, તેમનાં જીવન ઐહિક સામગ્રી સંપાદનમાં જ નષ્ટ થતાં–આપણે નથી જોતાં ! જ્ઞાન અને ભક્તિપ્રેમની ધર્મ-પગથીઓ જ ઉત્તમ છે, કારણ ત્યાં હૃદયને વિકાસ મળે છે; અન્ય માર્ગોમાં વિચાર આચારને જ મળે છે, એની એટલી ન્યૂનતા છે. વિચાર આચારની ઉત્તમતા સ્વીકારતાં પણ ભક્તિપ્રેમ અને તદ્વિષયક જ્ઞાન એ જ મને સરલ સફળ માર્ગ ભાસે છે, અને આપણું ભારત, જ્યાં પૃથ્વીના સકળ ધર્મરંગોથી પૃથ્વી અને આકાશ–મનુષ્યનાં હૃદયજીવન અને આચારવિચાર રંગાયાં છે, ત્યાં જ્ઞાન અને પ્રેમને જ ઉચ્ચતમ સ્થાન, ધર્મભાવનાના શિરોબિન્દુએ આરોહણ કરનાર પ્રજા તરફથી આપવામાં આવ્યું છે, એ જ તે સત્યની પ્રતીતિ આપે છે. મેં અહીં જ્ઞાનને ભક્તિ અને પ્રેમની સાથે મૂક્યું છે. પરંતુ તે અદૃશ્ય થઈ જાય છે, ભક્તિભાવના પણ વિલીન થઈ જાય છે, પ્રેમમાત્ર પણ પરમાત્મા અને આત્માના સંયોગ સાધનરૂપ રહી અન્તે લુપ્ત ભાસે છે, ત્યારે જ ખરું અદ્વૈત પ્રાપ્ત થાય છે.

બાલાશંકરનો કાવ્યધર્મ હાફીઝનો સૂફીવાદ, નારદની પ્રેમભાવના અને મણિલાલના વેદાન્તનો જ્ઞાનમાર્ગ, એ સર્વના સમન્વયરૂપ છે. આવા અલૌકિક સંસ્કાર માત્ર અભ્યાસથી આવી શકે નહિ, એ સ્વાભાવિક છે. પરમાત્માની કૃપા, ઉદયમાન થયેલાં પૂર્વકર્મોનું પ્રફુલ્લ થવું, એ જ એનું કારણ હોઈ શકે. એમ ત્યારે જ બને

છે કે જ્યારે આલમને ઉજાળતું નૂર–પ્રતિભા–પ્રકાશ અંતરમાં ઊતરે છે; તેમ થયા વિના સર્વ નકામું ફાંફાં જ છે.

## કવિનો પ્રસાદ

કવિવર બાલે કવિતા લખવાનું શરૂ કર્યું ત્યારથી આપણે જોઈએ છીએ, તો છેવટ સુધી એમની કૃતિઓમાં બહુ ફેરફાર, વધુ વિકાસ આપણને ભાગ્યે જણાયા છે. નરસિંહ મહેતાની કવિતા માટે સાક્ષરશ્રી ગોવર્ધનરામ કહે છે તેમ અહીં કેવળ એકસરખી "અકૃત્રિમ શૈલી અને હૃદયપ્રસાદ" છે, નથી ન્યૂનતા પુરાઈ, નથી પૂર્ણતા વધી. હરિપ્રેમ-પંચદશી, જેની અસર પ્રેમજીવન અને અભેદોર્મિમાં પણ નિહાળાય છે, તેની પહેલેથી છેલ્લી ગઝલ સુધી ફરી વળીશું તોપણ તેમાં શૈલીની અસમાનતા, વિચારની ક્લિષ્ટતા ક્વચિત જ નિહાળાશે. નાના નાના ફેરફાર જણાશે તે માત્ર ત્વરા અને લેખિનીના અને અનિયન્ત્રિત પ્રવાહના પરિણામરૂપ જ છે. એટલે આ સ્વાભાવિક સરળતાભરી પ્રતિભાપૂર્ણ વાણીનાં બાહ્ય અને આન્તર-સ્વરૂપોની ભિન્નતાની તરફ કદી દૃષ્ટિ ન કરીએ. કુદરતી આહ્‌લાદ માત્ર મળવાને–અર્પવાને તે કાવ્યો લખાયેલાં ક્ષણભર માની લઈએ તોપણ—

वेणुमधुरनिदध्वानं वने वनमृगा इव ।

વનમાં વેણુના મધુરા ટહુકા સાંભળી તે તરફ આકર્ષાતા વનમૃગોની પેઠે–મનુષ્યહૃદય પણ તેની તરફ વળશે જ. પરન્તુ આ કાવ્યોમાં એટલું જ નથી. ઘણું વધારે ઊંડું રહસ્ય છે, જેમાં ઊતરવા ભાગ્યશાળી થનાર ભાવિકને તો પ્રેમરસનું સાચું અને શુદ્ધ નવનીત સુગમ થાય, એ બહુ સંભવિત છે.

## ભક્તિની જ્વાલા

સાક્ષરશ્રી ગોવર્ધનરામ જેને દેવરહસ્ય અને ભક્તિરસભરી લોકપ્રીતિ સંપાદન કરતી પ્રાચીન કવિવરોની બાલભાષા કહે છે,

અને જેને જનસમૂહના કિલ્લા સર કરતી વર્ણવે છે, તે ભાષા અને તે રહસ્યભાવના આપણા અર્વાચીન કવિવરોનાં અંતરોમાંથી અદૃશ્ય થતી તેમને દેખાઈ, એટલું જ નહિ પરંતુ "ભક્તિની જ્વાલાઓ તેમના હૃદયમાં શુદ્ધ સત્તાથી પ્રકટ થઈ શકવી તે ઘણા કાળ સુધી કઠણ નીવડશે" એવી ભીતિ પણ એ મહાશયને લાગી છે. દયારામના ઊર્મિના ઉછાળા માત્ર પ્રયત્ન જણાયા છે; મણિલાલનાં કાવ્યોમાં પ્રયત્ન પણ ભાસ્યો નથી, ત્યાં બાલાશંકર માટે તેથી વધુ ઊંચું સ્થાન માગવું એ સાહસ જ ગણાશે; પણ આથી જ હું કદાચ એવી માગણી કરતાં અટકું. તથાપિ એટલું તો ખરું કે દયારામનાં પદો અને મણિલાલની વિચારસ્રોતસ્વિનીનાં આન્તર તત્ત્વોની જેમ બાલાશંકરનાં કાવ્યોનું ગૂઢતમ રહસ્ય આપણે પામવાને અધિકારી બની શકીએ, તો આવો આરોપ દૂર થવા સંભવ છે. કવિવર બાલની ભાષા નિઃસંશય સ્વતંત્ર, સંસ્કારી, સુન્દર બાલકની જ–લોકસમૂહને આકર્ષે એવી જ ભાષા છે. તેમાં નથી આડંબર, નથી ગહનતાનો પ્રયાસ અને નથી થતું રસવહન સ્ખલિત, છતાં હરકોઈ ભાવ તેના નૈસર્ગિક પ્રવાહમાં સરલતાથી અવતરે છે.

### કવિતામાં ભક્તિભાવ

એ હવે સર્વમાન્યતા છે કે પૂર્વ અને પશ્ચિમના દેશોનાં વર્તન અને વિચાર વચ્ચે બહુ ભેદ પ્રથમથી જ છે. સ્વ. હરિલાલ ધ્રુવ કહે છે તેમ—"જંબુદ્વીપ સાત્વિક રંગ, રાજસ યુરોપના બંગ"—યૂરોપ પ્રથમથી જ રજોગુણી, પ્રવૃત્તિમાન ભાસ્યો છે; અને સર્વથી વધુ આ વૃત્તિનું અસ્તિત્વ તેના કાવ્યગ્રંથોમાં છે. હોમર જુઓ, ડેન્ટી જુઓ, મિલ્ટન જુઓ, નાનાં મોટાં, જૂદાજૂદા દેશોનાં કાવ્યો પણ જુઓ; જ્યાં જોશો ત્યાં યુરોપનાં કાવ્યો અને મહાકાવ્યોમાં દેવતાઓ પણ મનુષ્ય જેવા, ધર્મની ભક્તિભાવના અતિશય ઓછી અને (હું તેની પ્રજાસમૂહમાંની હયાતીની ના

પાડવા માંગતો નથી પણ) તેમના કાવ્યરસસાગરમાં તો તેનું દર્શન માત્ર પણ દુર્લભ જ છે! હવે આપણી તરફ દૃષ્ટિ ફેરવો. જુઓ રામાયણ, મહાભારત, શ્રીમદ્ ભાગવત અને અનેક તેવા પ્રકારના સાહિત્યના મહાગ્રંથો. આર્યાવર્તની ભગિનીભાષાઓમાં પણ એમ જ છે. આપણી ગૂજરાતીમાં જુઓ. નરસિંહથી દયારામ સુધી તો લગભગ ભક્તિવિષયક કવિતા જ;—અને તે પછી પણ જોઈશું તો ભોળાનાથ, નૃસિંહાચાર્ય–દલપતરામ અને નર્મદાશંકરની પણ હૃદયવૃત્તિઓ પ્રભુભકિતમય. આગળ વધીએ તો પછી બાલાશંકર, મણિલાલ, અને કાન્ત. અને જરા આઘા જઈને ઊંડો અંતરાત્મા નિહાળીશું તો નરસિંહરાવ, ગોવર્ધનભાઈ, નાનાલાલ અને ખબરદાર બધેય એની એ જ ભાવના છે! એટલે આધુનિક ઇંગ્લિશ કવિવરોમાં પણ કવચિત્ કવચિત્ તે ભાવનાઓ દૃશ્યમાન થાય છતાં, એટલું તો ખરું જ છે કે, આપણી કેળવણી ગમે તે કરશે તોપણ આપણું આત્મત્વ વીસરી આપણે દેવરહસ્યની પ્રીતિવાળા, શુદ્ધ-ભક્તિની જવાળા હૃદયમાં ધારણ કરનારા, સાહિત્યની અને ઇતર પ્રીતિમાં પણ પ્રભુ પ્રત્યે પ્રેમ ધારણ કરનારા મટી જવાના નથી. હું માનું છું કે આ છેલ્લો ગુણ કવિવર બાલમાં ઘણે અંશે હતો, અને તેની આપણને તેમનાં કાવ્યોમાંથી સારી પ્રતીતિ થાય છે.

### સૂફીવાદ અને સમર્પણ

સુફીમત એટલે પ્રેમ—એ ઐહિક બન્ધનોથી કેવળ નિરંકુશ વસ્તુ છે. આન્તરસુન્દરતા એ જ પારલૌકિક સૌંદર્યનો અંશ છે, અને તે બન્નેનું સંમીલન થાય તે પછી મસ્તી, અભેદ–અદ્વૈતની ચિરકાળ શાન્તિની પ્રાપ્તિ, એ માન્યતા તથા ભક્તિ એટલે હૃદયની સકળ વૃત્તિઓનું, જગતની વસ્તુ સર્વસ્વનું પ્રભુને સમર્પણ, પછી ત્યાં પાપ કિંવા તિમિરનો નિવાસ હોઈ જ શકે નહિ—એવી સમજણ—એ બંને વિચારપ્રવાહો પ્રબળ વેગમાં બાલાશંકરના

ચિત્તની માધુરીના કુંડમાં મળે છે અને ત્યાંથી આ ભરવેગસંગમના ફળરૂપ જે કવિતાનો ફુવારો ઊડે છે, તે જ માત્ર 'ભારતીભૂષણ'નાં પૃષ્ઠોમાં મિલાઈ રહેલાં હરિપ્રેમપંચદશી, 'કલાન્ત કવિ' અને સૌન્દર્યલહરિ, આદિ કાવ્યો છે. હવે એ કાવ્યોમાં શું છે તે આપણે જોઈએ.

આગળ દર્શાવ્યું છે તેમ બાલાશંકરનો પ્રેમધર્મ, સૂફીવાદ અને ભક્તિભાવનાના સમન્વય રૂપ હતો. તેમનાં કાવ્યોમાં પરમાત્માનું ક્ષણે ક્ષણે પ્રીતમ અને પ્રિયતમાનાં સંબોધનથી આહ્વાન થતું આપણે જોઈએ છીએ. ઘડીમાં તે પ્રિયદર્શન ઉત્સુકતાથી ગમગીન આશક તરીકે ફરિયાદ કરી રહે છે. ઘડીમાં સંમીલનમાં સુખ માનતી માશૂકની પેઠે જિગરની દાદ દર્શાવી રહે છે. મીરાંબાઈ અને નરસિંહ, હાફીઝ અને દયારામ અને જયદેવ—એમનાં ઉરરહસ્યોમાં ઝીલતી વાણીમાં એમની અલૌકિક પ્રીતિને પોતાની કરી, નિજ હૃદયસિતારના સુરમાં પોતાનું સ્વર્ગીય ગાન કવિએ ઉતાર્યું છે.

અહીં એક બીજી મહત્ત્વની વસ્તુ આપણે યાદ રાખવાની છે ને તે એ કે, કવિવરના હૃદયમાં કાલ્પનિક દિવ્ય સૌંદર્યની ભાવના એ જ પરમાત્માની ભાવના છે. અને ઘણેખરે ઠેકાણે તેમણે સુન્દરતાને નામે જ પ્રભુનું પ્રેમયાચન કરેલું છે. એટલે એ બંનેનું સામ્ય ગણવું આવશ્યક છે.

## સૌન્દર્યલહરિ

સૌન્દર્યલહરિનો કવિ બાલનો અનુવાદ સમશ્લોકી શિખરિણીમાં છે અને બહુ સુન્દર છે. એમને આ વૃત્ત (અને કેટલેક અંશે શાર્દૂલવિક્રીડિત પણ) બહુ અનૂકૂળ પડી ગયો દીસે છે.[૨]

---

૨ એક વિદ્વાને કવિ બાલનું જીવન, સાહિત્યપ્રવૃત્તિ, માનસ અને એમનો શિખરિણીવૃત્ત ઉપરનો ભાવ જોઈને એમને મહાકવિ જગન્નાથ પંડિતરાયની સાથે સરખાવ્યા છે, તે બહુ સાર્થ દીસે છે.

સૌન્દર્યલહરિના શતક ઉપરાન્ત એમણે રચેલ કલાન્તકવિમાં પણ સો શ્લોક છે. સૌન્દર્યલહરિનું મૂળ કાવ્ય સુપ્રસિદ્ધ છે; અને શાક્ત-સમ્પ્રદાયની સ્તુતિઓમાં તેનું અગ્રસ્થાન છે. એનાં થોડાંક મૌક્તિકો જ અહીં આપી શકાયાં છે. આખું કાવ્ય વાચન અને મનનને યોગ્ય છે :

દરિદ્રીને આશા સમી સુભગ લક્ષ્મી અરપતા,
વળી કાંતિ રૂપી નવલ મકરંદ પ્રકટતા;
તમારા મંદાર પ્રસુન ચરણે જીવ મુજનો,
પડેન્દ્ર ચરણેથી ભ્રમર રૂપ નિત્યે વિહરજો.

પ્રભાતે ઊગંતા દિનકર સમી કાંતિ અરુણે,
ખિલાવો છો દેવી ! કવિ મન રૂપી પદ્મવતને.

ત્રુટી ભાગી વાણી મુજતણી, ભવાની જપવિધિ,
વળી સર્વે મુદ્રા કર થકી ક્રિયા જે કંઈ થતી;
પ્રદક્ષિણા મારી ચરણ થકી જે જે ગતિ કરું,
વિધિ આહુતિની વદન મહીં જે જે કંઈ ધરું.

સૂવું મારે તે તો ગણું છું મન અષ્ટાંગ નમન,
સહુ સુખો મારાં તણું ગણું છું સ્વાત્માર્પણ મન;
ગમે તેવો માતર! તદપિ તુજના ભક્તજનની!,
પૂજા માની લેજો ગતિ વચનને કર્મ મનની.

ગિરાના વિલાસી, કવિજન મહીં કોણ ન થયા ?
કયા લક્ષ્મીવંતો નહિ પરમ પદ્માપતિ થયા ?
પરન્તુ તારા તો સતિ ! કુચ વિશે શિવ વિણ તો,
લગારે કે કાંઈ કુરુબક વડે સ્પર્શ ન થતો !

'કલાન્ત કવિ' પ્રિયતમા સુન્દરતાને કહે છે કેઃ—

જડાત્મા માટીનાં કલપી રમ્ય પૂતળાં—
... ... પુરો પ્રેમાંશી હું—

ધરી વીણા કાંધે અનુસરી તહારી ગતિ અને
મનસ્વી વિચારે મૃદુ સ્વર કરંતો તુજ કને.

કુદરતની દિવ્ય સુન્દરતાનું સહસા એમને દર્શન થયાનું સ્મરણ થઈ આવે છેઃ—

થયું મારું તારું મિલન શુભ એ દૈવીભૂમિમાં
પ્રતાપી દેવીના નવરસભર્યા પ્રાંગણસુમાંઃ
મને પૂરું તારાં શશિ રવિ સ્તનોનું સ્મરણ છે
અહા ! પૂર્ણિમાએ રમણીય પ્રદોષે વન વિશે !

પછી કવિ અને કુદરત વચ્ચે પ્રીતિ થાય છેઃ—

ક્વચિત્ નિદ્રામાંથી ઝબકી જગવી પ્રેરી મુજને,
પરાભાન્તિ તારી લઈ જતી મને રમ્ય સુવને;
તને બોલાવાને સમીપ મુજ સંકેત વનમાં,
આહા ! ગાજી રેતા મુરલીરવ મીઠા ગગનમાં !

ફર્યો તારી સંગે મન બહુ ઉમંગે બહુ દિશે
સદા સાથે રેતી નવલ સુખ દેતી હતી ખરે;
તરંગો તારામાં હૃદય મુજ કેવું પીગળતું,
સુખે વા દુઃખે વા રહતું રસપીયૂષ ઝરતું.

પછી કૃતિમાંથી કર્તા તરફ મતિ વળે છે અને કુદરત સમસ્તને પ્રભુતાની પ્રતીત માત્રરૂપે તે નિહાળે છેઃ—

હશે યોગી મોટા જગતની મહીં યોગ સધતા,
કદાપિ હું તોયે મન નવ ગણું છો રખડતા,
સમાધિ લાગી જે સહજ તવ પ્રેમે મુજ તણી,
ખરે તે મારી છે સતત દૃઢ મોક્ષે નિસરણી.

નથી વેદાન્તે જે, નથી સ્તવન પૂજા નિયમમાં,
નથી પુરાણોમાં, નથી ગમન યાત્રા વિષયમાં;

નથી નીતિ માર્ગે, નથી અધિક વિજ્ઞાન રણમાં,
વર્યું આવીને તે ફળ અમિત તારા ચરણમાં.

અને

વળી મોક્ષે સિદ્ધિ તવ સુચરણે આવી જ રહી.

એમ પ્રેમી હૃદયને આત્મવિકાસ થયા પછી તે માને છે કે:—

રહ્યા બાંધ્યા તારી અલકલટની સાંકળ વડે
કદી તેને કાંઇ નહિ જગતમાં બંધન નડે.

અને

સદા જેને શિરે તવ પિયૂષ ધારા વહી રહી
સદા તે સ્નેહીને શુચિ સરિતશ્રી પ્રાંગણ વહી,
નહીં તેને અંગે જગત વ્યવહારાગ્નિ અડશે
સદા તેને ચિત્ત ઉદધિ પરમાનંદ વહશે.

આખરે સુન્દરતાને સંબોધે છે કે:—

પછી કોઈ કાળે ક્ષણિક વપુના બંધ વીખરે
રહે તું પાસે ને નજર વધુ તારા પર રહે,
તજી સંસારાબ્ધિ સતત દુ:ખવારિથી પૂર જે
રહે આશા-તારા સ્વરૂપ મહીં ચૈતન્ય વિચરે.

અને એ મહાન આશામાં સમાપ્તિ કરે છે.

## હરિપ્રેમપંચદશી

'હરીપ્રેમપંચદશી' પણ કલાન્ત કવિનું સોદર કાવ્ય છે; એ જ ભાવનાઓ, એ જ પ્રેમ, એ જ કવિત્વ, પરન્તુ વધુ પ્રકાશ, વધુ લાલિત્ય, વધુ માધુરીમાં તે ઝળકે છે. આ કાવ્યને માટે કવિવર કહે છે તેમ તેમાં પ્રેમાંશ તરતો છે અને અંતરોત્તર જ્ઞાનાંશ ઢંકાતો ચાલ્યો આવે છે. ઉપરછલા વિચાર ન કરતાં જરા ઊંડી દૃષ્ટિથી વાંચવા તેઓ વાંચકને ભલામણ કરે છે.

તેમાં વીસ ખંડ છે; પ્રીતમ પ્રિયતમાની રાસલીલાનું વર્ણ છે. રાધિકા અને શ્રીકૃષ્ણચંદ્રની પ્રીતિપ્રતિમા વાંચનારના હૃદય ખડી થાય છે; નવીન પ્રકારની–અષ્ટપદીને બદલે પંચદશી-વૃન્દાવન બદલે જગકુંજ, જયદેવને ઠેકાણે બાલ, શ્યામવર્ણ યમુનાજલ સ્થળે નીલરંગી કાળસાગરના મહાતરંગો;–એવું એવું જ કાંઈ મન થઈ આવે છે. નવીન રચના, નૂતન ભાવના સ્વીકારતાં પણ એ એ ચિત્ર કાવ્યજીવનમાં સચેતન થાય છે. વેણુનાદ થાય છે, પંખીડાં કલ્લોલ સંભળાય છે, વનકુંજોમાંથી આવતી મિઠ્ઠી અનિલલહરીએ પણ ચોતરફ સુગંધ રેલતી અહીં લહકાય છે.

'પ્રેમપંચદશી'નાં બધાં કાવ્યોમાં ઊતરવું અત્યારે કઠિન થ પડે એમ છે; પરન્તુ જે થોડુંક આપણે જોઈ શકીશું તેથી જણા કે ઉપરથી રચનાવિહીન પરન્તુ કુદરતી રીતે તેનાં આંતરતત્ત્વો ગૂઢ સંબંધથી તે અનુકૂળ બન્ધનોમાં અરસપરસ સંયુક્ત રહેલાં કવિ સુન્દરતાને–પ્રભુતાને 'ગુમાની', 'ગુણગરવીલી', 'માનિની 'સજની', 'પ્રિયતમા', 'અબોલા', 'પટ્ટરાણી', આદિ અનેક ના અર્પે છે, અને તે નામોમાં એક જ ભાવ અધ્યાહાર છે, એ આપણે માની લેવાનું છે.

પહેલો ખંડ પ્રભુપ્રીતિની શોધમાં નાયક ગાળે છે, અને આ સમયમાં થઈ આવતી મનોવૃત્તિઓ બીજા, છઠ્ઠા, સાતમા, બારમ ચૌદમા, પંદરમા અને અઢારમા ખંડમાં પ્રદર્શિત થઈ છે. ત્રી ખંડમાં પ્રિયદર્શનની સ્મૃતિનું માનસિક ભાન થાય છે અને આઠમા તથા દસમા ખંડમાં પુનઃ પુનઃ દૃષ્ટિગોચર થાય છે. પઠ પાંચમા ખંડમાં એ અલૌકિક સુખનું સ્વપ્ન આવે છે. અગિયાર ખંડમાં દિવ્ય દર્શન થાય છે અને તેરમા ખંડમાં પ્રિયદર્શનની પ્રતી નિરંતરને માટે રહે છે; પરન્તુ ચોથા ખંડમાં પ્રેમમાર્ગની ખૂબી અણસમજુ પણ વ્યવહારકુશળ મનુષ્યો પ્રેમીના દિલ ઉપર પોતા

દુનિયાં–ડાહી બુદ્ધિની અસર કરવા જતાં પાછા પડે છે તેનું વર્ણન છે, અને નવમામાં જાગૃતિ માટે મનને પ્રબોધે છે. જે થયું એ બધું સ્વપ્નતુલ્ય થઈ જાય છે. ફરીથી દર્શનોત્સૌક્ય સોળમા ખંડમાં ઉદ્દ્ભવે છે. સત્તરમામાં, હૃદયમાંથી નીકળી આવતા પ્રીતિના ઉદ્દ્ગાર છે. ઓગણીસમા ખંડમાં પ્રિયતમાનાં દર્શન થાય તો વધામણી આપવાને કવિવર તત્પરતા ધારણ કરે છે, અને વીસમામાં તો પ્રેમીની નિસ્પૃહતા, એકમાર્ગિતા પૂર્ણ અંશે ખીલી નીકળી છે.

આ તે સ્વપ્ન કે આ તે જાગ્રત–ખરું શું અને ખોટું શું, એ ભ્રાન્તિમાં વાચકને અનેક સ્થળે લિટનની Strang Story પેઠે આ કાવ્યમાળા ઝુલાવે છે. મેં તમને ગ્રથિતસાર આપવા પ્રયત્ન કર્યો છે, પણ તેથી તેની પોતાની કાર્યપ્રણાલિકા તોડવી પડે છે. નાટકના ઊઘડતા પડદાની પેઠે, એક પછી એક અવનવીન રૂપમાં વિકાસમાન થતી વનલક્ષ્મીની પેઠે, ધીમે ધીમે ખીલી નીકળતા સાન્ધ્યનભરંગની પેઠે, આ કાવ્યના ખંડ આપણા હૃદય સમક્ષ સરે છે. દર્શન થતાંની સાથે સ્વપ્નવત્ ભાસે છે, સ્વપ્નમાં વિહાર કરતાં દર્શનલાલસા થાય છે અને પુનઃ દર્શન થયે, વળી પાછી એની એ પિપાસા રહે છે અને ભૂતકાળ સ્વપ્નવત્ બની જાય છે. આને મનુજીવન કહો, કાળસ્વરૂપ કહો, જે કહો તે આવી જ રીતે દર્શનીય થાય છે, અને અંતે નાટકના છેલ્લા પડદાની શ્યામતા–પાનખરમાં વૃદ્ધ થઈ મૃતપ્રાય બનતી વનશ્રી–રાત્રિના અંધકારમાં ભળી જતી આકાશરેખાઓની પેઠે આ સર્વ જીવનતરંગો પ્રભુતાના અભેદ અદ્વૈતભાવ પ્રેમની આત્યંતિક અવસ્થામાં આત્મપરમાત્મનો ભેદ વિસ્મરી એકત્વ પામે છે.

હવે આ કાવ્યસરિતામાંથી થોડાંક સુધાબિન્દુ સંગ્રહી જોઇએ. કવિ સુન્દરતાને શોધે છે,

એ વીર વિરહી ખોળવા તુજને જગત કંઈ કંઈ ભમ્યો,
ગિરિવર ગુહા ને કુંજકુંજે તોય મેં દીઠી નહીં;
બાગમાં, અનુરાગમાં કે પુષ્પના મેદાનમાં
ખોળી વને આતુર આંખે તોય મેં દીઠી નહીં;
સરખાવી તારું તન મેં ખોળી ચમેલી વનમાં
પણ હાય ! ખૂબી આ એની કરમાઇ ! કદી દીઠી નહીં !

પ્રીતિનું કારણ પૂછતાં ઉત્તર દે છે કે—

કંઈ સ્વાર્થ કે કારણ તહારા પ્રેમમાં મારે નથી.
પ્રેમનું કારણ પ્રેમ તે વિના બીજું ગમતું નથી.
વો સ્વાર્થ બુલબુલને ગુલાબી રંગમાં આવી વસ્યો
એને ઘડીભર રંગ એ જોયા વિના ગમતુ નથી.

અને—

યે ક્ષણ પ્રતિક્ષણ મધુર મુખ નિરખ્યા વિના ગમતું નથી.

વળી કવિ છે કે—

મુજ દુઃખનો વિશ્રામ વ્હાલી મેં ધર્યો તુજ પંકજે
લઈ સ્કંધપર વીણા મધુરી ગાઉ તારાં બિરદ હું.

દુનિયાંડાહ્યાં મનુષ્યોની શિખામણો પરત્વે કહે છે કે—

ભરસાગરે તોફાન વાયુ ગર્જતા ઘમઘોરમાં
ઉપકંઠ બેસી હસે ટિટોડી, તેહને હું શું કરું ?

અનિલલહરીને પૂછે છે કે—

પલક એક પ્રીતમજી અમને સંભારી મન લાવે છે ?
અશ્રુપુષ્પ જે ભેટ મોકલ્યાં પ્યારી અલક ધરાવે છે ?

પ્રિયતમ અને પ્રિયાની વચ્ચે જગતસિન્ધુ પડ્યો છે તેનું સ્મરણ કરતાં ફરિયાદ કરે છે કેઃ—

રડી રડી તું બેશી રહે ને પ્યારી કાંઈ વિરાજે
વચમાં લહરી લહકંતો મહાસાગર ગર્જન ગાજે.

આપણા એક કવિના "હું છું, સુન્દર ગીતડું તું મારું બુલબુલ" એ સુરસ કવનનું સ્મરણ અગિયારમો "દિવ્યદર્શન"-વાળો ખંડ ઉઘાડતાં થાય છે. પરંતુ ભાવના, ભાષા, વિચાર વધારે બળવાન, વધુ ગહન, ઊંડી કલ્પનામય અહીં આપણી સમક્ષ ખડાં થાય છે.

હું છું શંકર તું સતી શિરમણી સૌન્દર્ય ધારાવતી,
તું છે પ્રેમગ મારી નિશ્ચલ સખી ! પ્રેમે સમાધિ સ્થિતિ;
તારે છે મુખચન્દ્રમા મુજ શિરે ચન્દ્રાર્ક સારસ્વતી.
હાં હાં બેઉ સમોવડી મળી પ્રિયે વિદ્યાપતિ શ્રીમતી.
જેણે એક જ બિન્દુપાન કરિયું સૌંદર્યધારા થકી,
રે ! તે પ્રાણીતણી ગતિ અવર શી તર્શી સદાયે ગતિ !

આવાં આવાં અનેક સુન્દર કવન આ કાવ્યમાં પગલે પગલે દષ્ટિગોચર થાય છે. કવિ અહીં પોતાના હૃદયની પ્રેમભાવના-બ્રહ્મ-ભાવના તાદશ કરે છે.—

ધારા ઉપર હું પદેપદ સખી ! તારા વિચારે ફરું,
આધારે તુજ મૂર્તિના નયનથી સંસારમાંહી ફરું.

અને કદી ભાનુ અને દ્વાદશ ચન્દ્ર અસ્ત થશે, વસુંધરા વારિમાં રોળાશે, જગતની કંઇક પ્રેમતરણીઓ પણ ડૂબી જશે, છતાં
મારી ટેક શુચિબ્યજન પ્રલયના પાથોધિમાં ફર્કશે.

અને

સૃષ્ટિના શ્રમથી વિનિદ્રિત પરબ્રહ્મ પ્રશાંતિ ગ્રહે,
સંસારી જીવ માત્ર નામ રૂપમાં ના ભેદ કાંઈ રહે;
કાંતે ! કોઈ દિને દિનેશ કિરણો જ્યારે તને તર્જશે.

ત્યારે પણ—

મારો નાદ તુહિ તુહિ સઘન જો શૂન્યાત્મમાં ગર્જશે.

...હરતાનું આહ્‌વહન કરતાં કહે છે કે—

પા રે અમૃત ઘૂંટડા નવી નવી નિત્યે કવિતા બને.

...ભુપ્રેમની ભાવનાનું ઉચ્ચ ભક્તિભર્યું સ્વરૂપ આલેખતાં કવે છે કે—

નયનપાત્રમાં રંગી મદિરા ભરી પાવા તૈયાર,
કાળજડું શેકીને ચર્વણ લઈ ગયો તે દ્વાર.
રગરગ ખેંચી તાર કરી પિયુ પિયુ પિયુ ગાન કરંતા,
અંતરવીણા નાદ કરંતાં, પ્રિય મુખ નજર ધરંતા.
પ્રીતમ પદની રજની રજનો પુણ્યશ્લોક પરાગ,
અંજન આંખે સુરમો કરવા મેં ચાહ્યો બડભાગ.

પરંતુ એ સર્વમાં નિષ્ફળતા છે; છતાં પ્રેમી હૃદયવૃત્તિનું બળ—
...કાગ્રતા તો એની એ જ રહે છે.

દૃષ્ટિ કિરણની કલમ લઈ કંઈ ચીતર્યાં ચિત્ર હજાર,
પ્રિયતમ કેરાં પૃથ્વીપટ પર પણ સહુ સરખાં યાર;
કર્યો કર્યો આંસુ અલતો સંસાર, રુધિર નયનાધર—

...ને

પ્રેમ વસ્યો ત્યાં ભેદ કશો છે, પછી કશી છે રીસ;
બાલ મુકી દુનિયાને, નામ્યું પ્રિયપદ પંકજ શીષ,
મુકયો મુકયો આ અખિલ સંસાર, મન ધરી પ્યાર;
પ્રિતમ હજુ ના મળ્યો રે.

...તાં—

કવિમાં હાફીજની વિશ્વસમસ્તથી પર જતી ઉદારતા પણ સ્થળે
...થળે પ્રત્યક્ષ થયાં કરે છે.

પ્રભુનાં દર્શન થાય છે તે સમયે વદે છે કે—

આજની નિશા હરિ જો કરે કે ખૂટે નહીં;
ત્રિજગત ચઢાવું એ આંખડીમેં ધરી ધરી.

અને વાંછના તો એ જ રહ્યાં કરે કે—

નીરખું નયનભર મૂર્તિ મોક્ષની ભરી ભરી.

કવીશ્વર દલપતરામનું આપણી જૂની વાચનમાળાનું જાણીતું વાક્ય

"પોપટ પાળે પ્રીતથી, કોઈ ન પાળે કાગ"

એની સાથે ઓગણીસમા ખંડને સંબંધ છે. કાગવાણી શ્રવણ કરતાં–પ્રિયમિલનની સ્મૃતિ યાદ થતાં થતાંમાં, કવિતા લખતે લખતે એ યાદ આવ્યું; તેની સાથે એમ પણ ભાસી આવ્યું કે વાયસને એથી મહાન અન્યાય થાય છે, એટલે તેના આવકારનું જ કાવ્ય રચવા વૃત્તિ થઈ ગઈ. હવે એ સુવિદિત છે કે કાગડો કોઈ પણ ઘર આગળ બોલે તો તે પરોણા આવવાની નિશાની તરીકે મનાય છે. આપણા પ્રેમી કવિને તો સુન્દરતાદેવીની પરોણાગત માટે ઉત્સુકતા હતી જ એટલે તરત ધારણા સફળ થઈ.

મીઠી મીઠી વાણી બોલો વાયસજી,
કુંકુમ રંગ વધાવું;
આવે જો પ્રમદા પટરાણી,
પંજર હેમ ઘડાવું.

અને

છોજી પિયુસંગમના સૂચક,
કરું શો નિછાવર વારુ.

હવે છેલ્લા કાવ્યખંડમાં આવીએ છીએ.

નજર મારી પ્રિયા વિના ન દેખે કંઈ જગત આખે,
બીજાના બંધકારી પ્રેમનો તો જાર જુદો છે.
શીખે જો પ્રેમ પૂરો તો જ અચલ અભેદ પામે તું,
નથી ત્યાં પ્રેમ જ્યાં છે ભેદ–એ વ્યવહાર જુદો છે.

તથા

ગુરુ આદેશ છે અમને, અવળ પંથે વળ્યા જઈએ,
દુનિયાંથી પછી આ બાલ બેદરકાર જુદો છે.

એ નિસ્પૃહ સ્વાતંત્ર્યપૂર્ણ અર્થપૂર્ણ શબ્દોમાં આ ખંડનો અંત આવે છે.

આવાં આવાં અનેક વિચારરત્નોથી ઝળકતો આ ભંડાર આપણી ગરવી ગુર્જરીનાં સંતાનો પાસે છે ત્યાં સુધી પ્રેમધર્મની મહત્તમ ભાવનાઓ પણ ક્ષીણ થતી જતી કોણ માની શકશે.?

મનુષ્ય જ્યાં સુધી મનુષ્ય છે, અર્થાત્ તેનામાં માનવજાતિના ગુણદોષ બંને છે, ત્યાં સુધી કોઈ પણ જીવન, કોઈ પણ કવનને એ નિર્મળ ન્યાય આપી શકે એમ સંભવ ઓછો છે. કવિવર બાલના સંબંધમાં એ વિશેષતઃ સાચું છે. આપણે જાણીએ છીએ કે 'વિચાર એ મનુષ્યનો અમરઅંશ છે અને તેના આચાર એ એનો મર્ત્ય વિભાગ છે.' કવિએ પોતે જ કહ્યું છે કે—

"જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે,
ન સારા કે નઠારાની જરા યે સંગતે રહેજે.
કટુ વાણી સુણે જો કોઈની, વાણી મીઠી કહેજે,
... ... ... ... ...
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે"

આ બોધ ઉચ્ચારનાર કવિરાજની અને એમની કૃતિઓની રજા લેતાં, એમનાં વચનોમાં જ દેવી સુન્દરતા–પ્રભુતાની આપણે પ્રાર્થના કરીશું.

પ્રેમી પ્રાણી તણી મહા પ્રણયિની સંપૂર્ણ કામેશ્વરી,
કોટી અર્ક સમ પ્રભા મુજ તણા જે ચિત્તસ્થાનેશ્વરી;
જેના અંશ થકી હું ઉદ્ભૂત થઈ, તું મારી પ્રાણેશ્વરી!
તે દેવી નિત નિત્ય નૂતન સદા, त्वां पातु विश्वेश्वरी!

અમદાવાદની શ્રી ગૂજરાત સાહિત્ય સભા તરફથી એક જાહેર સભામાં ‘સાક્ષર જયન્તીઓ’ને અંગે, આ લેખ સ્વ. સાક્ષરવર્ય દિ. બ. કેશવલાલ હ. ધ્રુવના પ્રમુખપણા નીચે ઈ. સ. ૧૯૭૫ના એપ્રિલના અરસામાં વાંચવામાં આવ્યો હતો. એને લગતું સઘળું સાહિત્ય મેળવી આપવા માટે હું ભાઈશ્રી દુર્લભરામ જ્યે. ભટ્ટનો આભારી છું. રા. જ.

# અભ્યાસસામગ્રી

## કૃતિઓ

બાલાશંકરની કૃતિઓ વિષે વ્યાખ્યાતાએ વીગતવાર માહિતી આપેલી હોવાથી તે અહીં ફરીથી આપવાની જરૂર રહેતી નથી.

## બાલાશંકર વિષે

| | |
|---|---|
| નવલરામ લક્ષ્મીરામ | નવલગ્રંથાવલિ ભા. ૨, શાળોપયોગી આવૃત્તિ (કલાન્ત કવિ; સૌંદર્યલહરી) |
| મણિલાલ નભુભાઈ | સુદર્શનગદ્યાવલી (કલાન્ત કવિ; સૌંદર્યલહરી; રા. રા. બાલાશંકર ઉલ્લાસરામ ) |
| નરસિંહરાવ ભોળાનાથ | મનોમુકુર ભા. ૨. નવીન કવિતાનો ઉષઃકાળ. |
| રામનારાયણ પાઠક | સાબરમતીઃ બાલાશંકર કંથારિયાનાં કાવ્યો: |
| નર્મદાશંકર દેવશંકર મહેતા | કવિબાલઃ તેમનું જીવન અને સાહિત્ય-સેવા (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી વ્યાખ્યાન માળા. ) |

# ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

વ્યાખ્યાતા:

**લલિત**

૧

કેવળ સ્તુતિપાઠ વિનાના વાર્તિકના કલ્પિત સ્વરૂપની રેખામાત્ર દોરતાં દોરતાં પણ વિદેહ ગો. મા. ત્રિ.ના આત્મસૌંદર્યમાં જ તેમના નિષ્કામ સમર્થ વાર્તિકકાર પણ આસક્ત થયા વિના રહેશે નહિ, એમ કહેવું અતિશયોક્ત તો નથી જ. ત્યારે એ આત્મસૌંદર્યનાં તેજમાં નાહતાં નાહતાં ચાલો આપણે પાવન થઈએ.

ગોવર્દ્ધનરામભાઈના જન્મની અને મૃત્યુની તિથિઓ સર્વને સુવાદિત જ છે કે, તેમનો જન્મ સં. ૧૯૧૧ના આશ્વિન સુદિ ૧૦ વિજયાદશમીને દિને (તા. ૨૧-૧૧-૧૮૫૫) નડિયાદમાં થયો હતો.

તેમનું અવસાન સં. ૧૯૬૩ના પોષ વદિ ૫ ના બપોરના બે કલાકે (૪-૧-૦૭) મુંબઈમાં તેમના ઉત્તરાવસ્થાના સાધુમિત્ર પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરને બંગલે થયું હતું.

સિદ્ધાંગના જેવી માતાની કૂખે વિજયાદશમીને દિને જન્મેલો વામનકુમાર, સ્વાશ્રયબળે પુરુષાર્થસાધક પ્રસંગવીર બનીને પોતાનાં

સ્વાર્પણનાં સાક્ષરજીવનરૂપ સદાવ્રતમાં—"તપોમય જીવનની પ્રયત્ન-પરતા" રૂપ જિજીવિષા ધર્મની પરમાર્થમમતાનાં દર્શન–પ્રશાંતિ પ્રમોદ અને પ્રકાશને ત્રણ પગલે જ કરાવતાં કરાવતાં સાધુપિતાના સ્નેહમય વૈરાગ્યને બળે–એ વામનકુમાર–વધીને વૈરાટસ્વરૂપ પામ્યો તે એવી રીતે કે ચારૂત્તરની ચારુ વનલીલાનો મુરલીધર પ્રભુદૂત સંસારમાં સૂરવરની મુરલી લલકારતાં લલકારતાં રસસાયરને તીરે આવ્યો અને વાલુકેશ્વરમાં સાયુજ્ય પામ્યો. દેહધારી પ્રાણાત્માની આવી સુંદરતર વિજયદશા બીજી કેવી હશે ? વામન વૈરાટનો આવો આત્મા વિકાસ કેવો સકલસુન્દર અને સર્વસાધ્ય છે ?

૨

એ આત્મવિકાસનો જીવનક્રમ તપાસીશું તોપણ આપણને કંઈ ઓછું અવલંબન નહિ મળે.

સને ૧૮૫૫થી સને ૧૮૬૭ સુધીમાં નડિયાદ અને મુંબઈ વચ્ચેના બહુ ભાગે ગૃહજીવનનાં આંદોલનોમાં બાલક ગોવર્દ્ધનરામ-ભાઈ પ્રાચીનતાના સંસ્કારભરી આત્માની ચારુતા પામે છે; અને તે જ સમયે કુલગુરુ જેવા કોઈ મુનિમહારાજની છાયા નીચે પિતાની સાધુતા પુત્રમાં અંકુરિત થાય છે.

સને ૧૮૬૮થી સને ૧૮૭૩ સુધીમાં બાલતરુણ ગોવર્દ્ધનરામ-ભાઈ આત્મમંથનને હેલે ચડે છે, અને તેની સાથે તેમનાં જાજ્વલ્યમાન માતાના પોષણબળે, સુજ્ઞ ગુરુજન વિદેહ મનઃસુખરામ-ભાઈની છાયા નીચે તેમનામાં લોકસેવાના મુગ્ધમનોરથ જાગે છે.

સને ૧૮૭૪માં મુગ્ધ મનોહર યુવકને સંસારની કષ્ટસાધ્ય સરલતાનાં વિષમ દર્શન થાય છે. પ્રથમ પત્નીનું અવસાન અને કુટુંબના અવલંબનમાત્રરૂપ વ્યાપારસંસ્થાની અસ્તવ્યસ્તતા, આ બંને બનાવોને લીધે આત્મમંથન ચટ્ટડોળે ચડે છે, પણ તે ય સદર્થે જ: એ જ પ્રભુલીલા ! કેમકે આત્મમંથનના તુમુલ તુફાનને

અંતે જ રત્નમાલારૂપ પ્રભુપ્રસાદી મળે છે. ઉન્નત વિચારની અને ભાવનાની સ્તો! સ્નેહમુદ્રા અને સરસ્વતીચંદ્રની રત્નમાલાના ગુંથનમાં એ બનાવોની શું ઓછી સહાય હતી કે?

પ્રભુપ્રસાદીનું પ્રથમ ફળ સને ૧૮૭૫માં બી. એ. થવામાં તેમને મળ્યું, અને બીજું સને ૧૮૭૬માં થયેલાં તેમનાં બીજી વારનાં લગ્નમાં.

આ બે વર્ષના અરસામાં પોતાના જીવનનો હેતુ તેઓ શોધે છે, કે ગમે તે રીતે પણ તે લોકસંગ્રહને અર્થે જ છે. ચાળીસમે વર્ષે વાનપ્રસ્થ તો થવું–થવું–ને થવું જ. નર્મદ જેને વ્રતસ્થવીર કહેતા એવા–તેઓ પુરુષાર્થવીર શું ન હતા? પુરુષાર્થ તો શ્રદ્ધાબળમાં અને સત્કાર્યસંવિધાનમાં શું નથી સમાતો? શાસ્ત્રીય વિધાનથી જ પોતાના જીવનહેતુના સંકલ્પ અને કાર્યવિધાન તેમણે યોજ્યાં છે અને અંતે આત્મબળથી જ તેઓ સંસિદ્ધિ પામ્યા છે.

૬

માત્ર કુટુંબસેવાના ગોપાલન અર્થે જ પોતાનો સ્વતંત્ર જીવન ગાળવાનો સંકલ્પ તોડીને વિદેહ ગો. મા. ત્રિ. ને ભાવનગરમાં રાજસેવકની પરાધીન દશામાં સને ૧૮૮૩માં પોતે એલએલ. બી. થયા ત્યાં સુધી રહેવું પડ્યું હતું. પરંતુ તે પણ પરિણામે લોકહિતકર નીવડેલ છે; કેમકે સરસ્વતીચંદ્રની સ્નેહમુદ્રા પ્રથમ ત્યાંથી જ સાકાર થવા લાગી.

સાધુ પુરુષોના ધન્ય જીવનની પળેપળ તેમાંના અનુભવોને લોકહિતના સાધક બનાવી મૂકે છે. એ જ સાધુજીવનનું વિજયગૌરવ!

સને ૧૮૮૩માં ભાવનગરથી મુંબઈ આવીને સ્વતંત્ર જીવન ગાળવાના હેતુથી વિદેહ ગોવર્દ્ધનરામભાઈ વકીલાત શરૂ કરે છેઃ ત્યાર પહેલાં કંઈ કંઈ સમવિષમ અનુભવોનાં ગાન સરસ્વતીચંદ્રની

સ્નેહમુદ્રાની મૂર્છનામાં ઉતારતાં ઉતારતાં તેઓ પોતાના સાક્ષરત્વને આવા આદેશભર્યા સાધુજીવનનું સાધક બનાવી મૂકે છે.

મુંબઈમાં આવ્યા બાદ સને ૧૮૯૮ સુધી ત્યાં ને ત્યાં પોતાના ગૃહસ્થાશ્રમ અને તેના તીવ્ર સ્વાર્પણધર્મ સદર્યે જ તેઓ પાળે છે. તે દરમિયાન પોતાના જીવનના આદર્શરૂપ કઈ કઈ અક્ષરપ્રતિમાઓ તેમણે ગરવી ગુજરાતને ચરણે ધરી, તે હવે આપણે નિહાળીએ, અને તેમાંના તેમના સ્વરૂપને પણ પ્રત્યક્ષ કરીએ.

૪

સને ૧૮૭૪થી સને ૧૮૮૩ સુધીના પોતાના જીવનના 'તુમુલ તુફાન'નાં ચિત્રો સરસ્વતીચન્દ્રના અને સ્નેહમુદ્રાના નાયકના પાત્ર-ચરિત્રમાં જૂજવે સ્વરૂપે પ્રત્યક્ષ થાય છે.

બુદ્ધિધનનું સ્વાશ્રયી જીવન, વિદ્યાચતુરનો સ્વસ્થ પૂર્વાશ્રમ, સરસ્વતીચંદ્રનું વ્યગ્ર અનુભવાર્થી જીવન અને સ્નેહમુદ્રાના નાયકની પરમકરુણ અને કેવળકલાંત મૃતપત્નીક દશા એ આદિ કેટલાંક બીજાં ચિત્રો પણ સર્વાનુભવરસિક હોવા છતાં તેના કવિની પાર્થિવ લીલાનાં આદર્શરૂપ પણ છે.

બુદ્ધિધનનાં માતાપિતા, સૌભાગ્યદેવી, ગુણસુંદરી, કુમુદસુંદરી, તેમજ કુસુમસુંદરી, એ સર્વ પાત્રો તેમના અને તેમનાં કેટલાંક કુટુંબજનોના આદર્શરૂપ કેટલેક અંશે હોય એમ તેના આપ્તજનોને કેટલીક વાર લાગે છે. એમના કુટુંબજીવનના આદર્શરૂપ એ પાત્રો કંઈક અંશે પણ રચાયાં હોય તો તે કુટુંબ શું ધન્યવાદને પાત્ર ન જ ગણાય?

સને ૧૮૮૩ થી સને ૧૮૯૮ સુધીમાં ગોવર્દ્ધનરામભાઈ શાસ્ત્રીય દેશોદ્ધારનાં વિચારસંકલન કરે છે, અને તેના પ્રથમ ફલરૂપ સરસ્વતીચન્દ્ર ભાગ ૧લો સને ૧૮૮૭મા જે દિને બહાર

પાડે છે તે જ દિને તેમના સત્પુત્ર ચિ. રમણીયરામનો જન્મ થાય છે. સરસ્વતીચન્દ્રની પેઠે પિતાનું આત્મોજઃ પ્રદીપ્ત કરી સત્પુત્રતા સફળ કરે. એવી તેમના સત્પુત્ર પ્રત્યેની શુભેચ્છા પ્રભુજી પાર પાડે !

જે મુંબઈએ બાલ ગોવર્ધનરામભાઈને કંઈ કંઈ લાડકોડથી બહલાવ્યા હતા, તેની તે મુંબઈએ તેમને દેશની સાક્ષરસેવા અપાવી એટલું જ નહિ પરંતુ પ્રભુ પાસેથી પુત્રસંતતિનાં ગોપાલન પણ અપાવ્યાં: તેમ તેની તે જ મુંબાઈએ પોતાને જ ખોળે તેમની પાર્થિવ લીલા અંતે વિસ્તરાવી ! અજબ નગરી જ એ તો !

મુંબઈ આવ્યા પહેલાંના દશકામાં જે કારમી કસોટીની ચક્રડોલાએ તેમને ચડવું પડેલું તે જ બદલાઈને પ્રમોદ અને પ્રશાંતિનો હિંડોલ બની ગઈ, ને તેનાં આન્દોલનોમાં સરસ્વતીચંદ્ર ભાગ ૧ પછી સને ૧૮૮૯માં સ્નેહમુદ્રા પ્રકટ થઈ. સને ૧૮૯૧ માં તેઓ મુંબઈ યુનિવર્સિટીના ફેલો નીમાયા, સને ૧૮૯૨માં સરસ્વતીચંદ્ર ભાગ ૨, સને ૧૮૯૫માં Classical Poets of Gujarat અને સને ૧૮૯૮માં સરસ્વતીચંદ્ર ભાગ ૩ : એમ અનુક્રમે પ્રસિદ્ધ થયાં, અને દેશજીવનની સાક્ષરસેવા વધતી જ રહી !

એ રીતે પંચદશીની કાર્યપરંપરા વિજયંત નીવડી તે પાછળના દશકાની દુ:ખપરંપરામાંથી અનુગ્રહવાને માટે જ: પ્રભુજીની દયાળુતા તો દોહલી જ હોય ને ? વાનપ્રસ્થનો સંકલ્પ પણ સિદ્ધ જ થયો !

પ્રભુના કલ્યાણધર્મ પરની દૃઢ શ્રદ્ધાને લીધે ગોવર્દ્ધનરામભાઈને પોતાના સાત્ત્વિક સંસારની સફળતાનો આશીર્વાદ ભગવતી લીલાવતીને, તેની જીવનકલામાં દર્શાવેલું છે તેમ, આપ્યા વિના તેમનાથી રહેવાયું ન હતું, એવાં પરમ સંતોષદર્શક પાત્રનિરૂપણ સરસ્વતીચંદ્રમાં તેમ સ્નેહમુદ્રામાં અનેક છે.

સરસ્વતીચંદ્રમાંનું મહા સંતોષમાન વાનપ્રસ્થ દંપતીનું એક જ ચિત્ર અત્યારે તો બસ થશેઃ—

સ્થળ : સુવર્ણપુરના રાજમહેલના બાગમાં એક ફુવારા પાસેનું અનેકાસન.

સમય : રાત્રિ.

પાત્રનિર્દેશ;—વાનપ્રસ્થ બુદ્ધિધન અને ભગવતી સૌભાગ્યદેવી.

"આ વિચારમાં શીતલ પવનલહરીથી ચારે પાસથી આવતા પુષ્પવાસથી આંખ મીંચાઈ અને બુદ્ધિધન પળવાર ચિંતામુક્ત થઈ આ સ્વપ્નમાંથી નિદ્રાસ્વપ્નની સૃષ્ટિ વચ્ચોવચ્ચ ઊભો. રાજેશ્વર મહાદેવના વાડા જોડે ઓટલા ઉપર શરદ પૂનમની રાત્રે સૌભાગ્યદેવી જોડના તળાવમાં નાચતું ચંદ્રનું પ્રતિબિમ્બ જોઈ રહી છે, અને સામે જ બેસી વાનપ્રસ્થ બુદ્ધિધન પતિવ્રતાને સમજાવે છેઃ–

"બુદ્ધિધનઃ—પ્રિય દેવી! આ રમણીય પ્રતિબિંબ જેવો જ તને આપણો સ્નેહસંસાર નથી લાગતો? જો, પાણી પર કરચલીઓ વળે છે તેમાં એ પ્રતિબિમ્બની રેખા દેખાય છે! પણ આખું પ્રતિબિમ્બ દેખાય છે, અને હાલે છે. આપણો સંસાર પણ આવો જ છે. ખરું જોતાં પ્રતિબિમ્બ જૂઠું છે, પણ જતું રહેવાનું. ખરો ચન્દ્ર તો આકાશમાં છે, તેમ જ આ આપણો સંસાર જૂઠો છે, અને જતો રહેવાનો છે; ખરો સંસાર તો બ્રહ્મમાં છે. એ સંસારનું નામ મોક્ષઃ મારે તારે અંતે એ જ પામવો છે. દેવી! તું અજ્ઞાન છે પણ તું જેવી સુંદર છે, તારી કાંતિ જેવી નિર્મળ છે, તેવું જ તારું અન્તઃકરણ સુન્દર છે, અને તારી બુદ્ધિ નિર્મળ છે. તારા જેવા સુન્દર પવિત્ર આત્માને વાસ્તે જ મોક્ષ છે. તું મોક્ષ પામીશ, તું બ્રહ્મરૂપ થઈશ દેવી! મેં પણ તારી જ સૂરતપરસ્તી કરી છે–હું પણ તારી સાથે જ છું. તું બ્રહ્મમાં મળીશ અને ત્યાં યે

તારી સાથે જ દેવી ! સર્વત્ર સાથે જ !"

(સરસ્વતીચંદ્ર ભાગ ૧લો, પૃષ્ટ ૧૭૯–૮૦)

આપણે આગળ કહી ગયા કે મુંબાઈના નિવાસમાં ગોવર્દ્ધનભાઈએ શાસ્ત્રીય દેશોદ્ધારનાં વિચારસંકલન કરેલાં તેમાંના ગૃહવાસનાં સ્નેહજીવન "ની એક જ કડી તપાસીશું તો સંકલનાનું ખંડ સામ્ય પ્રતીત થશે.

પ્રથમ તો "સ્નેહમુદ્રા" માં જ તેમના જીવનનું હૃદય ઊઘડ્યું, માત્ર "સરસ્વતીના મનોરાજ્ય"ના પ્રમોદને પ્રકાશિત કરવાને જ !

સ્નેહમુદ્રામાં "સુતનુ સૃષ્ટિના ઉદ્ધારમાં જ દેશોદ્ધાર માનેલો છે. તનુ સૃષ્ટિના સહચાર વિના તે અપંગ જ છે, અને તે દેશોદ્ધાર ાટે સ્નેહમુદ્રામાંનાં અનેક સત્ત્વોના ધ્વનિકાવ્ય નાયકના હૃદયભૂતને ૂજવી રીતે પ્રેરે છે, તેમાં પણ સરસ્વતીચંદ્રમાંની મેધાઓ જેવી દી, પ્રતિધ્વનિ, વૃષ્ટિ, આકાશગંગા, વનસમૃદ્ધિ, પવનલહરી અને ક્રવાકી, આદિના ધાત્રીકૃત્યો કેવલ મનભર છે: નહિ કે મનહરજ !

એક ચક્રવાકીનું જ પ્રોત્સાહન બસ છે ગમે તેવા મુગ્ધ જનમાં ાતના જગાડવાને.

× × ×

( મરાઠી ચાલની સાખીમાં ગવાશે. )

"ઊડે મેઘ તેની પાંખોમાં પૂરે રંગ રવિ નાના !
ચાલ ! ચાલ ! આપણ પણ જઇએ રંગ આપણા લહાવા !
પુર ઉપરથી તેજ સુનેરી રવિ, પિયળ સમ ફેલે
તે, તે સળગતી પુલિનવાલુકા જગત ઊડતું દેખે. ૫
લલાટપટ પર હોય રક્ત સૌભાગ્યચિહ્ન, તે જેવાં
ચાલ, ચાલ પુલિને રહીશું ! તું જ કહેની તે કેવાં ?
રૂપેરી જળભરી નદી આંખસમી ભુવનની ઊઘડી પ્રકાશે,
તેની કીકીઓ સમ થઇએ, પ્રિય, ઊડ, સલિલમાં ના'તે. ૬

ચાલ ! ચાલ ! નભશું નભબિન્દુ સમો ઉદધિ પણ સ્પર્ધા
કરે, તો શું આપણ કંઈ જઈએ? એ જ રંગના રસ્તાઃ—
મોટાં નાનાં વધુ મોટામાં, તો નાનાં પણ મોટાં !
વ્યોમદીપ રવિ નભબિન્દુ તો ઘરદીવડાં નહીં ખોટાં ! ૭

ચાલ, ચાલ, પડીએ રસરસ્તે નવું નવું જોવાશે,
ઊભી લાગતી ધરા તેય ખેંચાતી ને ખેંચાશે !
ખેંચાતાં પણ જવું જ તો તો જવું ન શીદ ખુશીથી ?
ચાલ, ચાલ, ઊડીએ જ અગાડી આનન્દે વણ ભીતિ !" ૮

( સ્નેહમુદ્રા–"ચક્રવાકી", કાંડ ૧૧૦ )

સરસ્વતીચન્દ્ર, સ્નેહમુદ્રાના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ગ્રંથો, તથા અન્ય લેખોમાં તેના આ લેખકના વામનાત્માના વૈરાટ સ્વરૂપનો ઉન્નતિક્રમ કેવા કલાવિધાનથી પ્રગતિ પામ્યો તે સંબંધી મિતાક્ષર ધરવાનો પણ આ પ્રસંગ નથી, તેમ તેવા વાર્તિકની રચનાને માટે કંઈક વિશેષ વિલંબની પણ જરૂર છે. છતાં એટલું તો કહેવાઈ જાય છે કે—

સ્નેહમુદ્રામાં તેમ સરસ્વતીચંદ્રમાં ગોવર્ધનરામભાઈ બહુ ભાગે એક વાત તો સચોટ રીતે સૂચવે છે; અને તે ગૃહવાસ અને તેના સ્નેહ-જીવનમય સહચારની જ છે. એ અનેરી આશા કેવી છે ?

### અનેરી આશા.

( મરાઠી ચાલની સાખી )

સ્મિત ભરી સહચરી નિરંતર કાર્યધુરંધર બનશે,
અંતરનાં કંઈ હેત અનેરાં ઉર છલોછલ ભરશે,
ત્યારે અમી ઝમશેઃ શાંતિમાં દુઃખડાં શમશે.
સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે,
અડગ ધૈર્ય ને શૌર્યભર્યાં સંતાન હિન્દમાં સરશે,
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે.

પોતાનાં પ્રિય દેશી જનનાં દુઃખ પરસ્પર ધરશે,
જન્મભૂમિનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે,
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગસમ સુન્દર હિંદ થશે.
હિન્દજનો અર્ણવ ધૂધવશે, ને બ્રહ્માંડ નચવશે,
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે,
એવું ઐક્ય થશે : એવી લલિત લીલા ખીલશે.

૫

વાનપ્રસ્થાશ્રમનો નિવૃત્તિનિવાસ નડિયાદમાં જ રાખીને સને ૧૮૯૮ થી સને ૧૯૦૭ સુધી ગોવર્ધનરામભાઈ એકાન્ત આત્મ-ગુંજનમાં વિલીન રહેતા. સુંદરીની સુકુમારતાની એક અંગ્રેજ કવિની ભાવના એવી તો સુકુમાર હતી કે ભોજન લેતી સુંદરીનું ચિત્ર પણ તેની એવી રસિકતાને રુચતું નહોતું. કંઇક તેવી જ ભાવના ગોવર્ધન-રામભાઈની ધીરગંભીરતાની મને એવી તો રમ્ય લાગી ગયેલી કે જ્યારે જ્યારે તેમની વાનપ્રસ્થ, ધ્યાનમગ્ન અને મનનીય મુદ્રાના ખાસ દર્શને હું નડિયાદ જતો ત્યારે ત્યારે બસ જેટલો સમય તે એકાંતમાં આત્મલીન હોય તેટલો સમય હું માત્ર તેમને નિહાળી જ રહેતો: તેઓ વાત કર્યા જ કરતા તે મને ગમતું નહોતું. અત્યારે પણ તેમની એવી મનનીય મુદ્રા તરવરતી અનુભવું છું ને પ્રભુ પાસે માગું છું કે–

તાંતણીએ બંધનિયાં બાંધે,—

એવાં સંતનિયાં પ્રભુ! મેળવજે રે—અંતરને મંદિર નિરંતર!

તેઓ વાનપ્રસ્થાશ્રમના જ અરસામાં સને ૧૯૦૧માં સરસ્વતી-ચન્દ્રનો ૪ થો ભાગ પ્રકાશમાં મૂકી શક્યા. ત્યાર પછી 'ક્ષેમરાજ અને સાધ્વી' નામનું નાટક લખેલું. સને ૧૯૦૨માં તેમનાં પ્રિય પુત્રી લીલાવતીના અકાળ અવસાનથી વત્સલ પિતાનું શરીર કથળ્યું તે કથળ્યું જ! સને ૧૯૦૭ માં " Physics & Physiology in

ent Iudia" નામનો અંગ્રેજી ગ્રન્થ રચ્યો–તે રચ્યો જ, તે પછી તો તુર્તમાં જ વ્યાધિગ્રસ્ત થઈ ગયા અને અતિ મુંબઇનગરીમાં અવસાનને પ્રસંગે જ જાણે કેમ ખાસ ગયા ેમ ત્યાં જઇ તુર્ત જ વિદેહ થયા.

ાલ્લા અંગ્રેજી ગ્રન્થના લેખનમાં તેમના વ્યાધિગ્રસ્ત શરીરને કષ્ટ પડેલું છતાં તે તો પૂરો કર્યે જ રહ્યા. બાકી સ્નેહમુદ્રા-સત્ત્વધ્વનિઓ અને સરસ્વતીચન્દ્રમાંની સ્વપ્ન–લીલા : એ ી "સંતાકૂકડી"નાં ક્રીડનો તેમની માનસિક સૃષ્ટિમાં ચાલ્યે તાં. તે છેક છેવટ સુધી આત્મજ્ઞાન આણવા માટે તેઓ જ કરતા કેઃ—"હું જાગું છું કે ઊંઘું છું?" તે ક્રીડનોમાં ચિત્તપ્રસાદમય પ્રભુ—સાયુજ્યનાં દિવ્ય દર્શન જ હોવાં જોઈએ. ડિયાદ મુંબઈમાં ગાળેલા તેમના બાલ્યમાં, ભાવનગરમાંની તરુણાવસ્થામાં, મુંબઈમાંની તેમની સ્વતંત્ર દશામાં તથા નિવાસમાંની તેમની વાનપ્રસ્થતામાં; તે સર્વમાં તેમનું જીવન એકરંગી જ હતું; અને તે રંગ લોકસંગ્રહરૂપ ભગવી કંથાનો ો. માયાવી કાયાની કફનીમાં પ્રભુનો સંતાવતાર કેમ પ્રકટે ને કેમ અભ્યુત્થાનના આદેશ પાળે છે–પળાવે છે તે જ માત્ર દર્શાવ્યું છે.

૬

તેઓ સાક્ષર–કવિ હતા. સાક્ષરત્વ સંસારશાસ્ત્રના શ્રવણ, અને નિદિધ્યાસનમાં પણ વિકાસ પામતું હોય તો તેમણે તીચંદ્રની નવલકથામાં પોતાનું સાક્ષર–જીવન ઉતાર્યું છે; અને માનસશાસ્ત્રના અદ્ભુત પ્રયોગોમાં પણ રહેતું હોય તો આત્મવિહાર સ્નેહમુદ્રાના મહાકાવ્યમાં આપણને મળે છે. ઓ શાસ્ત્રીય દેશોદ્ધારક હતા એ વાત તો આપણે જોઈ છતાં તે સબંધી પણ છેવટે લખાઈ જાય છે કે:—

ગુજરાતના સમર્થ સુધારકોના ભગીરથ યત્નોને પણ હુડુબળનો થાક ચડતો હતો તે વખતે ઐતિહાસિક વિકાસક્રમના યોગ્ય વેગવતી ગતિવાળા સમયોચિત અને શાસ્ત્રીય દેશોદ્ધારની જરૂર પડી તેથી તે લક્ષ્યનું સંવિધાન કરવા કોઈ શબ્દવેધી જંગબહાદૂર જોઈતો હતો અને તે માટે આપણા પ્રસંગવીર ગોવર્દ્ધનરામભાઈ તત્પર થયા અને આત્મતેજથી આંજી ગયા.

છેવટે એટલું જ કે તે પરમ સાધુજન હતા, સંતમહર્ષિ હતા. તેમણે આ કાળમાં અસાધ્ય કહેવાતું બ્રાહ્મધર્મનું પ્રાચીન આશ્રમજીવન વિધિપૂર્વક જાતે પાળ્યું છે અને તેનાં મુનિજન યોગ્ય વત્સલતાથી દેશકલ્યાણનો દૃષ્ટાંતબોધ તેમણે બતાવ્યો છે.

તેમની પૂર્વાવસ્થા કરુણક્લાંતિભરી હતી, તેને જ આનન્દ-ક્રાંતિની સાધક બનાવી સદેહે જીવન્મુક્ત પોતે રહ્યા હતા તો વિદેહે સંસિદ્ધ બને એમાં આશ્ચર્ય નથી.

ગરવી ગુજરાતનાં દેશભક્ત બાળકો!

શાસ્ત્રીય દેશોદ્ધારનું દેવર્ષિ ગોવર્દ્ધનરામભાઇનું મનોરાજ્ય જેટલું પ્રોત્સાહક છે, તેટલું જ પ્રકાશક તેમનું સાક્ષરજીવન છે, તેમ જ જેવી પ્રેરક તેમની વ્રતસ્થ વીરતા છે તેવું જ તેમનું સંતજીવન જ્વલંત છે! શું આપણે પણ એવા ન જ થઈ શકીએ? તો ત્યારે આપણે હવે શું કરવું ઘટે છે? તેમને પગલે આપણા જીવનપ્રવાહોને પ્રેરવાનું સ્તો! અને તે કેવી રીતે?

તેમના અવસાનથી છેલ્લી પળ સુધીમાં તેમનાં આત્મગુંજનોની સાકાર મુદ્રારૂપ તેમનાં કાવ્યો, ગ્રન્થો અને નિબંધોમાં ગૃહ, રાજ્ય, સ્વદેશ, લોકઆદિનાં કલ્યાણ અને તેની યોજનાઓ જે તેમણે વિચારી છે, તેમાંની કલ્યાણગ્રામની યોજના સરલ સુંદર છે.

શાસ્ત્રીય દેશોદ્ધાર થવા માટે દેશબાળકોને બહલાવી શકાય; તે અર્થે ગૃહજીવન સુધરવું જોઇએ; અને ગૃહજીવનનો આધાર તેમાંનાં

ગૃહદેવી અને ગૃહદેવ ઉપર જ છે; પણ તે પતિપત્ની કરતાં જનક-જનનીના ભાવભર્યું જીવન આચરે ત્યારે જ.

એ રીતે દંપતીજીવનને ઉન્નત કરવાની પ્રયત્નપરંપરા અનેક રીતે આલેખી બતાવતાં, એવી જીવનસંસ્થાના પ્રોત્સાહક, પ્રકાશક અને પ્રેરક સંતસાક્ષર દંપતીવર્ગની આવશ્યકતા તેમણે જણાવી છે; અને એ વર્ગને પોષવા માટે कल्याणग्रामनी યોજનામાં દેશવત્સલ જનોને આમંત્રણ આપ્યાં છે.

## અભ્યાસસામગ્રી

### ગોવર્ધનરામની કૃતિઓ

| | | |
|---|---|---|
| સરસ્વતીચંદ્ર ભા. ૧ | (નવલકથા) | ૧૮૮૭ |
| સ્નેહમુદ્રા | (કાવ્ય) | ૧૮૮૯ |
| નવલરામની જીવનકથા | | ૧૮૯૧ |
| સરસ્વતીચંદ્ર ભા. ૨ | (નવલકથા) | ૧૮૯૨ |
| યુરોપ, એશિયા વગેરે ખંડોમાંની મહાપ્રજાઓમાં જનસ્વભાવનાં લાક્ષણિક દૃષ્ટાંત | (વ્યાખ્યાન) | ૧૮૯૩ |
| Classical Poets of Gujarat | (વિવેચન) | ૧૮૯૪ |
| સરસ્વતીચંદ્ર ભાગ ૩ | (નવલકથા) | ૧૮૯૮ |
| માધવરામસ્મારિકા | | ૧૯૦૦ |
| સરસ્વતીચંદ્ર ભા. ૪ | (નવલકથા) | ૧૯૦૧ |
| પહેલી ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખ તરીકેનું ભાષણ | | ૧૯૦૫ |
| લીલાવતી જીવનકલા | | ૧૯૦૫ |
| દયારામનો અક્ષરદેહ | (વિવેચન) | ૧૯૦૮ |
| સાક્ષરજીવન | (નિબંધ) | ૧૯૧૯ |

### ગોવર્ધનરામ વિષે

નવલરામ લક્ષ્મીરામ — નવલગ્રન્થાવલિ (સરસ્વતીચંદ્ર)

| | | |
|---|---|---|
| વિશ્વનાથ વૈદ્ય | સરસ્વતીચંદ્રનું અવલોકન | ૧૮૯૦ |
| મણિલાલ નભુભાઈ | સુદર્શન ગદ્યાવલિ (સરસ્વતીચંદ્ર; સ્નેહમુદ્રા) | |
| રમણભાઈ નીલકંઠ | કવિતા અને સાહિત્ય ભા. ૨ (સરસ્વતીચંદ્રનું અવલોકન) | |
| 'વસંત' | ગોવર્ધનરામ સ્મારક અંક | ૧૯૦૭ |
| 'સમાલોચક' | ,, | ૧૯૦૭ |
| કાન્તિલાલ છ. પંડ્યા | શ્રીયુત ગોવર્ધનરામ | ૧૯૧૦ |
| મણિશંકર દલપતરામ જોશી | ગોવર્ધનરામ, તેમની સાહિત્યસેવા | ૧૯૨૧ |
| બળવંતરાય ઠાકોર | સરસ્વતીચંદ્રમાં વસ્તુની ફૂલગૂંથણી (ગુ. વ. સોસાઇટી વ્યાખ્યાનમાળા) | ૧૯૨૩ |
| ,, | સરસ્વતીચંદ્રમાં રસપ્રવાહ (ગૂજરાતમડળ ગ્રન્થાવલી) | ૧૯૨૪ |
| નરસિંહરાવ ભોળાનાથ | સ્મરણમુકુર (ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી) | |
| ન્હાનાલાલ કવિ | જગત્કાદમ્બરીમાં સરસ્વતી-ચંદ્રનું સ્થાન | ૧૯૩૩ |
| નવલરામ ત્રિવેદી | કેટલાંક વિવેચનો (સરસ્વતીચંદ્ર) | ૧૯૩૪ |
| ન્હાનાલાલ કવિ | આપણાં સાક્ષરરત્નો ભાગ ૨જો, (જગત્સાક્ષર ગોવર્ધનરામ) | ૧૯૩૫ |
| અનંતરાય રાવળ | સ્નેહમુદ્રા ( માનસી ) વર્ષ ૧, અંક ૪; વ. ૨ : અં. ૨ | |
| વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | વિવેચના (સરસ્વતીચંદ્ર; ગોવર્ધનરામની શૈલી; સરસ્વતીચંદ્રનું રહસ્ય) | ૧૯૩૯ |

# કલાપી

વ્યાખ્યાતા
**કાન્ત**

**કલાપી** તે કાઠિયાવાડમાં આવેલા લાઠી સંસ્થાનના સ્વર્ગવાસી ઠાકોરસાહેબ સુરસિંહ. તેઓ ૧૮૭૨ના ફેબ્રુઆરીની ૨૬ મી તારીખે જન્મ્યા હતા, અને ૧૯૦૦ના જૂનની ૧૦ મીએ સ્વર્ગવાસી થયા.

૧૮૮૨ના જૂનની ૨૨મીએ તેઓ રાજકોટની રાજકુમાર કૉલેજમાં દાખલ થયેલા. મિ. ચેસ્ટર મેકનોટન તે વખતે પ્રિન્સિપાલ હતા. ૧૮૯૧ ના ઑગસ્ટની ૧૪મીએ તેમણે કૉલેજ છોડી તે પહેલાં ૧૮૮૯ના ડિસેમ્બરની ૧લી તારીખે તેમનાં કચ્છ રોહા અને કોટડા એ બે સંસ્થાનની રાજકન્યાઓ સાથે લગ્ન થયેલાં. પાછળથી એક પત્રમાં કલાપીએ લખ્યું છે, કે—

"લગ્ન થયાં પણ મને મારા અભ્યાસમાં નડનાર તે અરુચિકર હતાં."

૧૮૯૧ના ઑક્ટોબરની ૧લીએ સુરસિંહ હિંદુસ્તાનની મુસાફરીએ નીકળ્યા. ૧૮૯૨ના જાન્યુઆરીની ૨૨મીએ જગન્નાથપુરીથી "પ્રિય માસ્તર સાહેબ જોશીજી" ઉપર લખેલો એક વિસ્તીર્ણ અને સુંદર પત્ર, પાછળથી "કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન" એ નામે પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ થયેલો છે. ૧૮૯૨ના મેની ૨૨મીએ તેઓ મુસાફરી પૂરી કરી પાછા આવેલા.

૧૮૯૨ના ઑક્ટોબરની ૧૫મીએ 'ફકીરી હાલ' એ નામથી એ જ સાલના નવેમ્બરના 'સુદર્શન'માં પ્રસિદ્ધ થયેલી ગઝલો લખાઈ. ગૂજરાતની ગરીબ થયેલી વાડીમાં કલાપીની કેકા સંભળાતી શરૂ થઈ, જે કલાપીના સ્વર્ગારોહણની સાથે જ વિરામ પામેલી છે.

૧૮૯૮ના જુલાઈની ૧૧મી તારીખે તેમણે શોભના સાથે લગ્ન કરેલું. કલાપી અને શોભનાનો સ્નેહ એ કલાપીના આન્તરજીવનનો સર્વોપરિ ભાગ છે, પણ એ ઇતિહાસ ગુજરાતના સાહિત્યમાં પ્રસિદ્ધ થવાને હાલ વિલમ્બ છે.

એ જ સાલના જાન્યુઆરીની ૧૪મી તારીખે એક પત્રમાં કલાપી લખે છે—

"કવિતા! મારી કવિતાને હું કવિતા કહેતો નથી, હું કવિ છું એવું હું માની જ શક્યો નથી. ફરીથી કહેવા દો, કે મિલ્ટન કે શેક્સપિયર હિંદુસ્તાનમાં હમણાં નથી. અને બહુ કાલ સુધી આવવાના નથી. અહીં કોઈને 'કવિ' કહેતાં તે શબ્દને જ હલકો કરવા જેવું છે, અને એ પણ શું નથી થઈ ગયું? આપણે હમણાં જેને 'કવિ' કહીએ છીએ તેને 'poet' કહી શકીશું? મને વિચારો ગોઠવતાં આવડતું નથી. મારા જીવનમાં કલા નથી. માત્ર લાગણીઓ છે; અને મારી કવિતા પણ તેવી જ છે. હું જે કાંઈ લખું તે મને આનંદ આપી શકે તેવું એ થતું નથી. હું તેવી કે

શેક્સપિયર વાંચતો હોઉં છું ત્યારે ઘણી વખત મન થઈ જાય છે, જાણે મારી કવિતાને—એ કાગળોને બાળી નાખું. વળી સ્વાનુભવરસિક કવિમાં અને સર્વાનુભવરસિક કવિમાં હું ભેદ નથી જોતો. જે વ્યષ્ટિને બરાબર ગાઈ શકે તે શું સમષ્ટિનું જ ગીત નથી ? એક જ ચાવી બધે લાગી રહી છે."

૧૮૯૮ના એપ્રિલની ૧૭મીએ ગોપનાથથી કલાપીએ સ્વીડનબોર્ગના "સ્નેહવિશ્વ" ઉપર એક વિસ્તીર્ણ પત્ર લખેલો. જે પાછળથી 'એક જિજ્ઞાસુ'ની સહીથી પ્રસિદ્ધ થયેલો છે. એ લેખમાં કલાપી કબૂલ કરે છે, કે, "શ્રદ્ધા કારણોમાંથી નહિ, પણ કારણો શ્રદ્ધામાંથી આવે છે." પણ એ પત્રમાં ધર્મ અને સ્નેહ સંબંધી જે વિચારો દર્શાવાયા છે, તે ઉપર ઘણું કહેવાની જરૂર છે, જોકે આ પ્રસંગે તે કહેવાને મને અવકાશ નથી.

સંવત ૧૯૫૬ના વૈશાખ જ્યેષ્ઠના "ચન્દ્ર"માં "કાન્તનો દિનચર્યા લેખ" એ નામનો એક ઇંગ્લીશ નવલનો નાનો સરખો અનુવાદ પ્રસિદ્ધ થયેલો છે. તે ઘણું કરીને કલાપીનો છેલ્લો મહત્ત્વનો લેખ છે. એ લેખમાં તે લખે છે—

"પોતાનું મરે અને પારકાનું મરે એમાં દુનિયા ભેદથી રડે છે. દુનિયાની બહાર ગયેલું કોઈ એ ભેદથી છૂટી જાય છે. કલાવીર કલામાં અને દયાલુ દયામાં ગળી પડે છે, ત્યાં કોને પારકું પોતાનું હોય ? જે બાલા હમણાં ઊડી ગઈ તેમાં પ્રભુએ તેવી દયા મૂકી હતી. એવા જીવને બધાં ચાહે છે. પણ એવા જીવને એવો બીજો જીવ કેવું ચાહે છે ? તે કાન્તને પૂછો અત્યારે."

કલાપીનાં ઘણાં કાવ્યો 'સુદર્શન'માં અને થોડાંએક 'ચન્દ્ર'માં પ્રસિદ્ધ થયેલાં છે. ઘણાં હજી અપ્રસિદ્ધ છે. 'સુદર્શન'માં પ્રસિદ્ધ થયેલાં કાવ્યો માટે એ માસિકના નવીન તંત્રીએ લખ્યું છે કે, 'તેમાં

મનુષ્યહૃદયની અમુક વૃત્તિઓ એના વિવિધ ભેદપ્રભેદ સાથે ઠી ઉતારવામાં આવી છે.' મને લાગે છે કે એ વિદ્વાન તંત્રીએ કહ્ શકાય તે કરતાં ઓછું કહ્યું છે. મને તો એમ લાગે છે ઊછરતી પ્રજાના રસિક બંધુઓ કલાપીને ઘણું વધારે માન આપશે કારણ કે 'સુદર્શન'ના વિદ્વાન તંત્રી એ જીવનની જે "વિલક્ષ મધુરતા"ની વાત કરે છે, તે કલાપીના તમામ લેખોમાં સ્પષ્ અનુભવી શકાય તેમ રહેલી છે.

કલાપી સનમનો શોધક છે. તેની કેકામાં પ્રાપ્તિનો ઉલ્લા નથી, પણ સાચી પ્રીતિનો આવેશ છે. તે ગાય છે.

પેદા થયો છું ઢૂંઢવા તૂને સનમ!
ઉમર ગુઝારી ઢૂંઢતાં તૂને સનમ!

અને તરત તે અફસોસ કરે છેઃ–

છે દુશ્મનો લાખો ભુલાવા રાહને,
દુશ્મન બનાવી યાર અંજાયો, સનમ!

ઓ પ્રભુ, તારા તરફના રાહને ભુલાવવાને લાખો દુશ્મને છે, અને હું એ દુશ્મનોને યાર બનાવી અંજાયો!

ગફલતમહીં હું, ઝાલીમો કાબીલ એ,
જુદાઈ યારોની મઝા એને, સનમ!

ઓ પ્રભુ, હું ગફલતમાં અને એ દુષ્ટો પ્રવીણઃ તારાથ મારી જુદાઈ–તમામ યારોની જુદાઈ એમને તો મઝા!

જે રાહદારીમાં અમોને લૂંટતું,
ઉમેદ બર આવો નહીં એની, સનમ!

ઓ પ્રભુ, અમને માર્ગે ચાલતા લૂંટે છે તેની અમને લૂંટવાન ઉમેદ સફલ ન થાઓ.

ગૃહસ્થો, આ ભવ્ય ગઝલો સાંભળતાં આપને લાગશે "કલાપીને સંબોધન" માં તેના નીચે કહેલા બંધુએ કશ અતિશયોક્તિ કરેલી નથી.

## શ્રી. રમણભાઇએ પ્રમુખ તરીકે કરેલું વિવેચન

### પ્રારંભમાં

આજ સંવત ૧૯૫૯ ની મહા સુદ ૯ ને દિવસે લાઠીના સ્વર્ગવાસી ઠાકોરસાહેબ શ્રી. સુરસિંહનો જન્મદિવસ છે. વર્તમાન સાહિત્યમાં 'કલાપી' ના ઉપનામથી તેઓ સુપ્રસિદ્ધ છે. અને એ રાજકવિથી આ સાક્ષરજયન્તીનો આરમ્ભ કરવામાં કાંઈ વિશેષ યોગ્યતા રહેલી છે. રાજત્વ અને કવિત્વનો યોગ વિરલ હોય છે. કાલિદાસે કહ્યું છે તેમ શ્રી અને સરસ્વતીનાં રહેઠાણ સ્વભાવથી જુદાંજુદાં હોય છે. સાક્ષરો, કવિઓ, ચિંતકો, લેખકો ઘણા ખરા સામાન્ય વર્ગમાંથી ઉત્પન્ન થાય છે. રાજવર્ગના સાક્ષરો અપવાદરૂપ હોય છે. પણ એ અપવાદ આપણું ધ્યાન સબળતાથી ખેંચે છે. પહેલાં ભોજ, હર્ષદેવ, અને વિશાખદત્ત વગેરે રાજકવિઓ આ દેશમાં થઇ ગયા અને હાલના કાલમાં પણ રાજકોટના મહેરામણસિંહજીનો "પ્રવીણસાગર" આ અપવાદની સાક્ષી પૂરે છે. રાજવંશમાં અંગ્રેજી કેળવણી દાખલ કર્યા પછી સુરસિંહજીએ રાજકવિની પરંપરા જાળવી છે અને નવો વિકાસ પામતા ગુજરાતી સાહિત્યને રાજત્વ તથા કવિત્વના યોગથી ન્યૂન રહેવા દીધું નથી. માટે રાજવર્ગ અને કવિવર્ગ બન્નેની તેમના તરફ ઉપકારબુદ્ધિ હોવી જોઈએ. અને બંનેના પ્રતિનિધિ તરીકે આ જયન્તીના મંગલાચરણમાં તેમનું સ્મરણ યથાયોગ્ય છે.

ઠાકોર સુરસિંહજીના જીવનનો ટૂંકો હેવાલ આજના વ્યાખ્યાનમાં વર્ણવ્યો છે. જીવતા પુરુષોની અને જેમના સમકાલીન જનો જીવતા હોય તેવા ગત પુરુષોની જિન્દગાની વિશે પૂરેપૂરો વિસ્તાર થઈ શકતો નથી. તેથી આ વૃત્તાંત છે તેવા રૂપમાં જ સ્વીકારવો જોઈએ. સુરસિંહજીનાં લખાણ હવે પછી સંપૂર્ણ ગ્રન્થમાં પ્રસિદ્ધ થવાનાં છે તે બેલાશક સાહિત્યના અભ્યાસીને બહુ ઉપયોગી થશે.

ગુજરાતી કવિતામાં એક ખૂબીદાર નવીન રીતિ દાખલ થઈ છે. તેના સુરસિંહજી અનુયાયી છે. ફારસી સૂફીઓની ગઝલોની રીત પ્રમાણે આ કાવ્યોની રચના થઈ છે. એ રીતિના મુખ્ય સંસ્થાપક આપણા માનનીય વિદેહ સાક્ષર મણિલાલ નભુભાઈ દ્વિવેદી છે.

'કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે,
ખફા ખંજર સનમનામાં રહમ ઊંડી છુપાઈ છે;
જુદાઈ જિન્દગીભરની કરી રોરો બધી કાઢી,
રહી ગઈ વસ્લની આશા અગર મરદન કપાઈ છે.'

અમર આશા.

'ધરી આશા તણા પાયો ચણાવી તે ઉપર કિસ્મત'

જયનિકા, અભેદોર્મિ.

'તારો દીવાનો તેં જ પાયો મુજને છક્કે શરાબ,
માર કે જિવાડ ચાલે શું હવે લપટાઈને?'

પ્રેમજીવન.

એ અને એવાં રા. મણિલાલનાં મનોરંજક રમણિક કાવ્યો સર્વને વિદિત છે. રા. બાલાશંકરની કેટલીક રચનાઓ પણ આ શૈલીમાં થયેલી છે. તેમજ, "જટિલપ્રાણપદબંધ" માંની ગઝલોમાં એ શૈલીનું અનુસરણ જોવામાં આવશે.

કવિતામાં કાંઈ એક જ રીતિ કે શૈલી હોતી નથી. વિચિત્રતામાં કવિઓની કલા સમાયેલી છે. દયારામે ગુજરાતી કવિતામાં નવી શૈલી દાખલ કરી છે તેથી ગુજરાતી સાહિત્યમાં ઉમેરાયેલી સુન્દરતા આપણે સર્વ જાણીએ છીએ. શૈલી પેઠે ભાષામાં પણ કવિઓની નવીનતા વખતોવખત દાખલ કરેલી છે. હિંદુસ્તાનમાં એક વાર બધી કવિતા વ્રજભાષામાં લખાતી.

તે પછી પ્રાન્તોની ભાષામાં કવિતા લખાવા માંડી. ત્યારપછી વ્રજભાષામાં ગુજરાતી કવિઓએ કવિતા રચી છે. દયારામના શતસૈયા, ગોધાના મનહર સ્વામીનાં પદ, એ વગેરે કવિતા હિન્દી ભાષામાં લખાયેલી મશહૂર છે. દ્વારકાનો ગૂગળી બ્રાહ્મણ મુકુંદ જે વિક્રમ સંવતના ૧૭ મા સૈકામાં થઇ ગયો તેના 'ગોરક્ષચરિત્ર'માં અડધી ગુજરાતી અડધી હિંદી ભાષા છેઃ

'કાશીપુરીમાં ગયા ગોરખજી,
મિલ્યા સર્વ સમાજ હૈ.
મોટા મોટા લોક આવ્યા છે,
કાશી કા જ્યાં રાજ હૈ.'

દયારામે મરાઠીમાં કાવ્ય લખ્યાં છેઃ—

पहावें भाग्य नरसिंह महेताचें वल्लभदेवाचें
जीर्णगढवाशी विप्रजाति नागरांची ज्ञाति
भेटीले भगवत अद्भुत रिती अखिल विश्वख्याती.

### વ્યાખ્યાન પછી

આજનું વ્યાખ્યાન કરનાર ગૃહસ્થ 'કલાપી' વિશે વિવેચન કરવાના કાર્ય માટે વિશેષકરી લાયક છે. તેઓ એમના મિત્ર હતા, છે. 'કલાપી'ના હૃદયની ગતિ તેમને વિદિત છે.

આ વ્યાખ્યાન ટૂંકું છે, પણ મનનયોગ્ય છે. 'ઠાકોર'પણું, "શ્રી"પણું અને "સાહેબ"પણું મૂકી 'કલાપી'ના નામથી સાહિત્યના પ્રજાસત્તાક રાજ્યમાં દાખલ થયેલા એ ઉચ્ચ સંસ્કારી લેખક વિષે આથી આપણને કાંઇક ખ્યાલ આવે છે. ૨૬ વર્ષની વયે એ વિચારવંત અને રસમય જીવનનો અંત આવ્યો એ સ્મરણ કરતાં આપણને ખેદ થાય છે; પરન્તુ, બાયરન, શેલી, કીટ્સ, એ સર્વ આટલી જુવાન ઉંમરમાં પાર્થિવ જીવનમાંથી લુપ્ત થયા છે એ ધ્યાનમાં લેતાં આપણને યાદ આવે છે કે કવિત્વને દીર્ઘાયુ

સાથે આવશ્યક સંબંધ નથી. ગ્રીક વીર એકીલીઝને કીર્તિ અને દીર્ઘાયુ એમાંથી એક પસંદ કરવાનું કહેવામાં આવેલું અને તેણે કીર્તિ પસંદ કરેલી એ કથા આ આશ્વાસનને સમર્થ કરે છે.

કલાપીની કલ્પનાની પૂરેપૂરી કદર જાણવા તેનાં સર્વ કાવ્યોનો અભ્યાસ કરવો જોઈએ; પણ તેમાંથી થોડાં ઉદાહરણ અહીં સંભારીશું.

પતંગને દીપમાં પડી બળી જતું જોઈ કલાપીને વિચાર આવ્યો કે,

'કાંઈ મીઠું સુખ નકી હશે પ્રેમીને દાઝવામાં,
કે કંઈ તેથી વધુ સુખ હશે પ્રેમીને બાળવામાં."

તુલસી.

ઉપર આરંભમાં સૂચવેલી શૈલીમાં કલાપીના કેટલાક ઉદ્ગારો આવા છેઃ–

'સાકી જે શરાબ મને દીધો દિલદારને પાયો નહીં,
સાકી જે નિશો મુજને ચઢ્યો દિલદારને ય ચઢ્યો નહીં.'

'ગુનાહ પર શી રહમ! માશૂક! કતલ કર એ હુકમ હક જો!
ડરે તો દે મને ખંજર! ઝખ્મેહ આ દિલ કરું હું તો!'

ગુનેહગાર

આજના વ્યાખ્યાનકાર રા. મણિશંકરની એક શૈલીનું પણ કલાપીએ અનુસરણ કર્યું છે.

'વ્હાલાં ઉર ઝાઝાંને પાજો.
થોડાંને ગાજો ને ન્હાજો.
ગાતાંને ન્હાતાંને સાજો.
ન્હાજો વ્હાલાં વ્હાલાંઓને.

એક પ્રાર્થના.

એ આ શૈલીનું ઉદાહરણ છે. રામદાસ સ્વામી નામના મરાઠી કવિએ લખેલા અંજની ગીતની આ શૈલી છે, તેમાં માપ ઓવીનું જણાય છે.

રા. મણિશંકરની લેખનશૈલીની એક બીજી છાપ ઠાકોર સુરસિંહજી ઉપર પડી છે. સંવાદ ( Dialogue )રૂપી લેખની ગુજરાતી સાહિત્યમાં બહુ ન્યૂનતા છે. લેન્ડોરના Imaginary Conversations ના નમૂના પ્રમાણે રા. મણિશંકરે સંવાદના કેટલાક કલ્પિત પ્રસંગો લખ્યા છે અને તેમને ધોરણે કલાપીએ પણ એ વિષયમાં પ્રયાસ કર્યો છે. "જલંદર અને ગોપીચંદ" ના તેમણે લખેલા કલ્પિત સંવાદમાંથી થોડો ઉતારો આપીશું. એમાં તેમની ગદ્યશૈલીનું તથા તેમના કેટલાક વિચારનું દર્શન થશે.

'ગોપીચંદ: મને તો એ જ લાગે છે કે ખૂબસુરતી પણ અમર છે.'

'જલંદર: નહિ નહિ બેટા! જે ઉપયોગી છે તે જ કાલના મહાન ઘસારામાં ટકી શકે છે.'

'જલંદર: બેટા, તું હજુ સુધી ન સમજ્યો કે શાંતિ સંગ કે અસંગ, ભોગ કે યોગ એવા કોઈ પદાર્થમાં નથી, પણ શાંતિ વિવેકમાં છે.

'ગોપીચંદ: સત્ય ગુરુદેવ'

'જલંદર: અને વિવેકથી ભોગ ભોગવાય તો યોગની અપેક્ષા નથી.'

'જલંદર: પણ ભાઈ—ભોગ કરતાં યોગ ઓછાં ભયવાળો નથી. દૂધ બગડે છે ત્યારે વિષ બને છે. યોગ તૂટી પડે છે ત્યારે બહુ દુઃખ થાય છે.'

'જલંદર: વિરાગ મેનાવતીએ અપાવ્યો. પ્રભુએ આપ્યું હતું તેવું મેનાવતી ક્યાંથી અપાવી શકે?'

'જલંદર: મેં મેનાવતીને કહ્યું હતું કે "ઉતાવળની જરૂર નથી. ગોપીચંદ અમર નથી પણ ગોપીચંદનો આત્મા અમર છે" પણ તે પુત્રના લાવણ્યને અમરત્વ ઇચ્છતી નથી.'

'ગોપીચંદ: અને જે તે ઇચ્છતી હતી તે આપની કૃપાથી પ્રાપ્ત પણ કરી શકી.'

'જલંદર: ખરું, તે ઇચ્છતી હતી તે તો બન્યું. પણ હું ઇચ્છતો હતો તે નહિ.'

'ગોપીચંદ: આપ શું ઇચ્છતા હતા? અમરત્વથી પણ વિશેષ હિત એ કયું?'

'જલંદર : હું ઇચ્છતો હતો તે શાંતિ.'

'ગોપીચંદ : પણ ગુરુદેવ, ભગવા વસ્ત્રમાં ઢેવાઈ ગયેલાને રાજ્યની સોનેરી હવે ખૂંચશે નહિ?'

'જલંદર: હાલ તો નહિ જ ખૂંચે, ખૂંચે ત્યારે ફેંકી દેજે.'

સ્વીડનબોર્ગના ધર્મવિચારો ઉપર કલાપીએ વાર્તિક લખ્યું છે તેમાં તેમના ગદ્યલેખનનું બીજું ઉદાહરણ મળી આવે છે. પ્રસ્તાવનામાં તે ઘણા વિનયથી લખે છે કે 'લખનાર ઉપદેશક કે સિદ્ધ માનીને લખતો નથી પણ તેની શોધક અને શિષ્ય રહેવાની વૃત્તિ છે.......લખનાર પોતે જાણે છે, તે સમજાવવા નહિ, પણ પોતાની ભૂલ હોય તે જાણવા ઉત્સુક છે.' વાર્તિક લખતાં તે કહે છે કે "સ્વીડનબોર્ગ તેના 'સ્નેહ' ના પુસ્તકમાં જે કહે છે તે જ તેને જુદીજુદી રીતે બધે કહેવાનું છે એમ મને સમજાયું, અને એમ જ હોય. એક મહાત્મા એકથી વધારે વાત કહી શકતો નથી. પરમાત્માના કોઈ એક બિંદુની જ ઝાંખી એક જિન્દગીમાં થઈ શકે છે."

સુરસિંહજીનું ઠાકોરપણું આ લેખમાં એક ઠેકાણે કાયમ રહેલું જણાય છે. રજપૂત રાજાની સાંસારિક ભાવના તેમને છોડી શકી નથી અને તેની અસરથી આ વાર્તિકમાં તેઓ એક ઠેકાણે કહે છે 'અનેકસ્ત્રીલગ્નને વ્યભિચાર માનતાં કાલિદાસનાં તો બધાં નાટકો અને કાવ્યો જેમ વહેલાં બાળી દેવાય તેમ વધારે સારૂં એમ માનવું પડશે...અનેક સ્ત્રી પરણનારા મુસલમાનોને એક જેવાતેવા હલકા સ્વર્ગમાં મોકલી વળી એ સ્વર્ગને પણ નરક જેવું બદબોથી ગંધાતું (સ્વીડનબોર્ગે) બનાવ્યું છે. કદાચ હું જે રીતે અનેક સ્ત્રી-લગ્નને યોગ્ય ગણું છું તેવી રીતે મુસલમાનોએ નહિ ગણ્યું હોય. ગમે તેમ હોય પણ સ્વીડનબોર્ગના પ્રવાહની સૂક્ષ્મતાને વધારે સૂક્ષ્મ કરી જોતાં અનેકસ્ત્રીલગ્ન સ્વર્ગીય છે એમાં મને તો કશી શંકા રહેતી નથી.'

અનેકસ્ત્રીલગ્નમાં રહેલા અન્યાય અને અનર્થ રાજવર્ગના ધ્યાનમાં આવવા માંડ્યો છે અને સર્વ ગાદીપતિઓ ક્રમે ક્રમે એક-પત્નીવ્રતધારી રામચંદ્રના આદર્શનું અનુકરણ કરતાં શીખશે એ આશા વ્યર્થ નથી.

# અભ્યાસસામગ્રી

## કલાપીના ગ્રંથો

૧૮૯૨ ‘કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન’
૧૯૦૩ ‘કલાપીનો કેકારવ’ (પ્રસિદ્ધકર્તા–મ. ર. ભટ્ટ)
૧૯૧૨ ‘કાશ્મીરનો પ્રવાસ અને કલાપીના સંવાદો તથા સ્વીડનબોર્ગના ધર્મવિચાર’ (સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય; મુંબઈ)
૧૯૧૨ ‘માલા અને મુદ્રિકા’ (મ. ર. ભટ્ટ)
૧૯૧૩ ‘હમીરજી ગોહિલ’ (મ. ર. ભટ્ટ)
૧૯૧૩ ‘દુ:ખમાંથી સુખ’: ટુંકી વાર્તા
‘કથામંજરી ભાગ ૨ જો’ (જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ)
૧૯૨૨ ‘કલાપીના પત્રો’ હાજીમહમ્મદ સ્મારક ગ્રંથ (રવિશંકર મહાશંકર રાવળ; અમદાવાદ)
૧૯૨૩ ‘કેકારવની પુરવણી’ (રમણિક કિશનલાલ મહેતા અમદાવાદ)
૧૯૨૫ ‘કલાપીના ૧૪૪ પત્રો’ (મુનિકુમાર. મ. ભટ્ટ)
૧૯૩૧ કલાપીની પત્રધારા (જોરાવરસિંહજી સુરસિંહ ગોહિલ)
૧૯૩૩ ‘નારીહૃદય’
૧૯૩૮ ગ્રામમાતા અને બીજાં કાવ્યો (સંપાદક: નવલરામ ત્રિવેદી)
૧૯૩૯ હૃદયત્રિપુટી અને બીજાં કાવ્યો ,,

## કલાપી વિષે

૧૯૦૯ કાન્ત : કલાપીનું જીવન
૧૯૧૦ રૂપશંકર ઉદયશંકર ઓઝા : કલાપીનું અક્ષરજીવન (ત્રીજી સાહિત્ય પરિષદનો અહેવાલ)

૧૯૧૧ સાગર : કલાપી અને તેની કવિતા
૧૯૧૩ જગન્નાથ દામોદર : ગુજરાતમાં ગઝલનું સાહિત્ય
ત્રિપાઠી (સાગર) : સાહિત્ય
૧૯૧૩ ઇંદુલાલ સેવકલાલ દવે : કલાપી સંબંધી ટૂંક વિવેચન
ચોથી સાહિત્ય પરિષદનો હેવાલ
૧૯૧૩ ત્રિભુવન પ્રેમશંકર : કલાપીનો વિરહ
૧૯૩૪ નવલરામ ત્રિવેદી : કેટલાંક વિવેચનો
૧૯૩૬ રમણલાલ વસંતલાલ દેસાઈ: કલાપી અને તેની ગઝલો
(જીવન અને સાહિત્ય ભા. ૧)

# ટિપ્પણ અને પૂર્તિ

## મીરાંબાઈ

**પૃ. ૪. પં. ૬-૮**

આ સંબંધમાં શ્રી. તનસુખરામ ત્રિપાઠીએ લખ્યું છેઃ

'તા. ૨૩ મે ૧૯૦૩ના મુંબાઈ સમાચારમાં એક લેખ પ્રસિદ્ધ થયો હતો. પરંતુ બહુ ખેદપુરઃસર લખવું પડે છે કે, તે વિષયના લેખકે તેનું સર્વસ્વ મુન્શી દેવીપ્રસાદના નિબંધમાંથી લીધા છતાં, હાલના આપણા કેટલાએક લેખકોની તુલ્ય એ મૂલનો સ્વીકાર કે ઉલ્લેખ પણ કર્યો નથી, અને નવીન શોધનો આડંબર દર્શાવ્યો છે.

**( બૃહત્ કાવ્યદોહન ભા. ૭ )**

**પૃ. ૧૪. પં. ૨૦-૨૨**

"દલપતરામ લખે છે કે ' મૂળીથી સ્વામીનારાયણનો ધર્મ સ્વીકારીને પોતાનો પુત્ર આવ્યો એ વાત ડાહ્યાભાઈના જાણવામાં આવી ત્યહારે જેમ બ્રાહ્મણનો દીકરો મુસલમાન થઈ જાય એટલું પોતાને ખોટું લાગ્યું."

**( કવીશ્વર દલપતરામ ભા. ૧ )**

## ધીરો

**શ્રી. આનંદશંકર ધ્રુવે પ્રમુખ તરીકે કહેલા શબ્દોનું તાત્પર્ય**

ગુજરાતના પ્રાચીન કવિઓનાં જીવનનું અને કાવ્યોનું વખતોવખત સંસ્મરણ કરવું એ આ સભાએ પ્રચલિત કરેલી જયન્તીઓનો ઉદ્દેશ છે; અને ધીરા સંબન્ધે આ ઉદ્દેશ રા. કૌશિકરામના આજના લેખે બહુ સારી રીતે સફળ કર્યો છે, તે માટે એ વિદ્વાનનો આપણે

ઉપકાર માનવો ઘટે છે. રા. કૌશિકરામે, ધીરાનું જીવન કેવી રીતે સંસ્કાર પામ્યું તથા એના જીવનનું સૂત્ર શું હતું અને તદનુસાર એણે કવિતામાં કેવા વિષયો ગાયા છે ઇત્યાદિ બતાવ્યું છે. આ જ વસ્તુનું પુનરવલોકન ન કરતાં, એને લગતા એકબે સામાન્ય મુદ્દા લઈ એ વિષે ચાર શબ્દો બોલીશ.

૧ આપને વિદિત છે કે આપણો પ્રાચીન સંપ્રદાય ધીરા–ભોજા વગેરેને 'કવિ' ન કહેતાં 'ભગત' = ભક્ત કહેવાનો છે. આપણ હવે એમને 'કવિ' કહેવા લાગ્યા છીએ એ કેટલું યથાર્થ છે. એ વિચારવા જેવું છે. આ વિચાર સંપૂર્ણપણે થવા માટે તો 'કવિ'–શબ્દના અર્થનો સૂક્ષ્મ વિવેચનપુરઃસર નિર્ણય કરવો પડે. એ નિર્ણય પાંચ દસ મિનિટમાં કરવો અશક્ય છે. અત્યારે તો માત્ર છેવટનો સિદ્ધાન્ત જ ઉચ્ચારી શકાશે.

કવિતા કોને કહેવી? કવિતા એ બુદ્ધિનો વ્યાપાર નથી, પણ હૃદયનો ઊભરો છે એમ હાલના વિવેચકો તરફથી ઘણીવાર કહેવામાં આવે છે. આ ઉક્તિમાં કેટલુંક સત્ય રહેલું છે, પરન્તુ કવિતાના સ્વરૂપનો એમાં અપર્યાપ્ત અને ખંડિત નિર્દેશ થાય છે એમ મારો નમ્ર અભિપ્રાય છે. અને તેથી જ્યારે જ્યારે મારે એ સંબંધી કંઈ કહેવાનો પ્રસંગ આવ્યો છે ત્યારે ત્યારે મેં કવિતા આત્માનો આવિર્ભાવ છે એમ કહેવું વધારે પસંદ કર્યું છે; કવિતા એટલે અલૌકિક જ્ઞાન અને આનન્દદાયી શબ્દાર્થ રૂપે આત્માનો આવિર્ભાવ. આ લક્ષણમાંથી એક પરિણામ તો એ ફલિત થાય છે કે–આત્મામાં જેમ મગજ, હૃદય વગેરે સર્વ વૃત્તિઓ આવી જાય છે તેમ કવિતામાં પણ એ સર્વને અવકાશ હોવો જોઈએ; અને આ રીતે કવિતાનું લક્ષણ બાંધીએ તો જ એમાં હેમ્લેટ, ફાઉસ્ટ, ડિવાઇન કૉમેડી પૅરેડાઇઝ લૉસ્ટ કે મહાભારત જેવા ગ્રન્થોનો સમાવેશ થઈ શકે. આ લક્ષણમાંથી એક બીજી કવિતાની કસોટી પણ ફલિત થાય છે–અને એનો જ હું

પ્રકૃત પ્રસંગે ઉપયોગ કરવા ઇચ્છું છું. આત્માનો આવિર્ભાવ એ લક્ષણ જેમ કવિતાના સ્વરૂપનો યથાર્થ નિર્ણય કરવામાં ઉપયોગી છે, તેમ તે કવિતાના પ્રદેશ ઉપર—એના વિષયની મર્યાદા ઉપર પણ ઘણું અગત્યનું અજવાળું નાંખે છે. આ વિશ્વની જે જે વસ્તુમાં મનુષ્ય આત્મા રસ લઈ શકે છે તે સર્વ કવિતાનો વિષય છે, અને રસ ઉપજાવનાર વસ્તુ તે આત્મામાં બહારથી આવીને પડતી નથી પણ આત્માનું પોતાનું સ્વરૂપાનુસંધાન જ છે, એટલે આત્મા પોતે જ એની સંપૂર્ણ વિશાલતામાં, અગાધતામાં અને ઉચ્ચતામાં–કવિતાનો વિષય કરે છે, કવિતામાં પ્રકટતા પામે છે, કવિતામાં રૂપ ધરે છે એમ કહી શકાય. જેમ કવિના આત્માની વિશાલતા, તેમ તેની કવિતાનો પ્રદેશ મોટો; અને જેટલું કવિનું વિશ્વ–રસાત્મક વિશ્વ–મોટું તેટલો એના આત્માનો વિસ્તારઃ આમ આત્મા અને કવિતાનો પ્રદેશ બંને એક જ અખંડ પદાર્થોની બે બાજુઓ છે.

હવે આ સામાન્ય વિચાર–પૂર્વોક્ત કસોટીઓમાંની બીજી કસોટી આપણે ધીરાની કવિતાને લગાડી જોઈએ.

ધીરો અને ધીરાની તરેહના ભોજા વગેરે કવિઓ તે કવિઓ ખરા, પણ તે કવિ શબ્દના બહુ નાના અર્થમાં. જે વિશાલ અર્થમાં આપણે શેકસપિયર, વ્યાસ અને વાલ્મિકિને કે ટેનિસન, કાલિદાસ અને ભવભૂતિને–બલ્કે પ્રેમાનન્દને અને છેવટ જતાં સામળને, કવિ કહીએ તેટલા અર્થમાં પણ ધીરાને કવિ કહેવો કઠણ છે. કારણ કે ધીરાનો આત્મા એ કવિઓના જેટલો વિશાળ ન હતો, એનું વિશ્વ નાનું હતું. એનું ગુજરાત જ જુઓઃ તે સમયે ગાયકવાડ, પેશવા અને અંગ્રેજનાં લશ્કરો ગુજરાતમાં ઘૂમી રહ્યાં હતાં, તે વખતે માણેકઠારી ને કાર્તિકી પૂનમ ઉપર ડાકોરમાં ભરાતી મંડળીઓએ એનું લક્ષ રોકયું હતું, તે એટલે સુધી કે જો હું ભૂલતો ન હોઉં તો તોપના ધડાકાથી ગુજરાત ગાજી રહ્યું હતું તે વખતે એનું વર્ણન તો શું પણ

એની ઉપમા સરખી પણ એના કાવ્યમાં પ્રવેશ પામી નહોતી. આથી હું એનાં જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યને હલકાં પાડવા નથી માગતો: બતાવવા માગું છું તે એટલું જ કે આપણો જૂનો સંપ્રદાય એને 'કવિ' ન કહેતાં 'ભક્ત' કહેવાનો હતો એમાં બહુ યોગ્યતા રહેલી છે.

હું ધીરા સંબન્ધે આ જે કહું છું તે પ્રેમાનન્દ જેવા એકબે કવિઓ બાદ કરતાં ગુજરાતના સર્વ કવિઓને લાગુ પડે છે. અને જેઓએ સંસ્કૃત સાહિત્ય તથા પાશ્ચાત્ય સાહિત્યનું પરિશીલન કરેલું છે, તેમને ગુજરાતના કવિઓમાં આ એક મોટી ખામી બહુ સ્પષ્ટ રીતે લાગે છે. ગુજરાતના કવિઓનો આત્મા બિલકુલ વિશાળ નથી, એમનું વિશ્વ ઘણું જ અલ્પ છે. જે અર્થમાં આપણે બીજા કવિઓને 'કવિ' પદ લગાડીએ છીએ તે અર્થમાં એમને કવિ કહેતાં પણ આંચકો આવે છે. શું ગુજરાત એ હિન્દુસ્તાનનો ભાગ નથી કહેવાતું? એનાં નદી, નાળાં, પર્વત, સમુદ્ર, ક્ષેત્ર, વૃક્ષ આદિમાં મનુષ્યઆત્માને આકર્ષે, રસ ઉપજાવે, કાંઇક અલૌકિક ભાન કરાવે એવું જ કશું જ નથી? એનાં પશુ પંખીઓ—જેના ઉપર ગુજરાતના લોકોનો દયાભાવ થોડો નથી—એનું અવલોકન, એના ઉપર પ્રેમના ઉદ્ગારો, તે આપણી કવિતામાં ક્યાં? ટૂંકામાં 'નવનવઉન્મેષશાલિની બુદ્ધિ'રૂપ પ્રતિભાની ગુજરાતી કવિતામાં ઘણી ખામી છે. આ ખામીનું કારણ શું? આ વિશાળ રસમય વિશ્વનું પ્રતિબિમ્બ ખીલવામાં, આપણો આત્મા મૃત્તિકા જેવો અસમર્થ કેમ થઈ પડ્યો? આનો ઉત્તર મને તો એ સમજાય છે કે આપણા આત્માના ઘણાખરા ભાગમાંથી જીવન જ જતું રહ્યું હતું: એની અવલોકન શક્તિ લુપ્ત થઇ ગઈ હતી, એનો સંસારનો સ્વાદ મરી ગયો હતો. ગૃહરાજ્ય આદિ મનુષ્ય-જાતિએ ઉપજાવેલી ભાવનાઓ અને સંસ્થાઓમાંથી એનો રસ ઊડી ગયો હતો. માત્ર એનો એક ભાગ કાંઈક સચેત રહ્યો હતો: અને તે મર્મ. આપના જોવામાં આવ્યું હશે કે આ વર્ષે વરસાદની ખોટ

છતાં કપાસના છોડ લાંબો વખત ટકી રહ્યા હતા; એનું કારણ એમ બતાવવામાં આવે છે કે એ છોડના મૂળ ઊંડા હોઈ, ઊંડાણમાંથી એ પાણી ખેંચી શકે છે. આ જ પ્રમાણે આપણે ત્યાં ધર્મનું થયું જણાય છે. જે સમયે આપણામાંથી બધું જીવન ગયેલું હતું તે વખતે માત્ર ધર્મની નાડીમાં ચૈતન્ય ભરાઈ રહ્યું હતું, અને તેથી માત્ર એ વિષયની કવિતા આપણે ત્યાં રચાયેલી જોવામાં આવે છે. આ પ્રમાણે કવિતાનું આત્માના આવિર્ભાવરૂપે મનન કરતાં ગૃહરાજ્ય આદિ મનુષ્ય-સંસ્કૃતિના સકળ પદાર્થો સાથેનો એનો આન્તર અને અનિવાર્ય સંબન્ધ આપણામાં સમજવામાં આવે છે. અને આ જ સિદ્ધાન્તને આધારે હું અત્રે એટલું ઉમેરવાની છૂટ લઉં છું કે જ્યાં સુધી આપણું સકળ જીવન અંદરથી ઉત્પન્ન નહિ પામે, અને એની પ્રવૃત્તિઓમાં વિવિધતા અને પ્રબળતા નહિ આવે, ત્યાં સુધી વિશાળ અર્થમાં કવિતાનો સંભવ દૂર છે.

૨. એક બીજો સામાન્ય પ્રશ્ન પણ થોડોક ચર્ચીએ. રા.કૌશિકરામે 'ગુરુતત્ત્વનું પ્રતિપાદન' એ ધીરાનાં કાવ્યોનું મુખ્ય સૂત્ર બતાવ્યું છે. અને ગુરુનો મહિમા સમજતાં એમણે યોગ્ય જ કહ્યું છે કે મનુષ્યના અન્તરમાં મહાપુરુષો પ્રતિ પૂજ્યભાવ કરતાં કોઈ આર્યતર અને દિવ્યતર લાગણી નથી એ કાર્લાઈલનું કહેવું યથાર્થ છે. હાલના સમયમાં નવીનોની દૃષ્ટિમાં ગુરુભક્તિ એ અન્ધશ્રદ્ધાની પર્યાયરૂપ થઈ પડી છે અને તેથી તેના જેવા જનોની શંકાના સમાધાન અર્થે રા. કૌશિકરામે આ પ્રશ્ન બહુ ઊંડા ઊતરીને ચર્ચ્યો છે, અને છેવટે એમણે સારાખોટાનો વિવેક કરી એવો સુપરિશુદ્ધ સિદ્ધાન્ત બાંધ્યો છે કે જે સામે લેશ પણ વાંધો લઈ શકાય એમ નથી. રા. કૌશિક-રામે ધીરાનાં કાવ્યોમાંથી ઉતારા આપીને બતાવ્યું છે કે ધીરો આંખ મીંચીને ગુરુભક્ત થયો નહોતો. એણે ઢોંગી ગુરુઓને ઘણા સખ્ત શબ્દોમાં નિન્દ્યા છે, અને પોતે જે મહાપુરુષને ગુરુરૂપે સ્વીકાર્યો હતો

એ પુરુષની યોગ્યતા કેવી હતી એ એણે બતાવ્યું છે. સર્વ ઉપકાર૨ જ્ઞાનનો ઉપકાર શ્રેષ્ઠ છે, અને એની સહાયતાથી આ ભવસાગર તરી શકાય. એની તન, મન, ધનથી સેવા કરવી એમાં કાંઇ જ અનુચિત નથ મુશ્કેલી માત્ર ખરો ગુરુ શોધી કાઢવાની છે, અને એ મુશ્કેલીમ વધારો આથી થાય છે કે શ્રદ્ધા વિના ગુરુ મળવો અશક્ય છે. અ શ્રદ્ધા રાખતાં ઘણીવાર છેતરાવાનો પ્રસંગ આવે છે, છતાં વિવેકદ‍ આ મુશ્કેલીમાંથી સૂક્ષ્મ માર્ગ કાઢી શકે છે. આ પ્રશ્ન સંબન્ધે ર કૌશિકરામે એવા યોગ્ય દૃષ્ટિ જાળવી છે કે એમની સાથે હું સંપૂ રીતે મળું છું એમ કહેવામાં બાધ નથી. છતાં. આ વિષયમાં થોડું સ્પષ્ટીકરણ ઉમેરવાની રજા લઉં છું. હિન્દુસ્થાનના અજ્ઞાનકાળમ ગુરુ માટે જે ભાટકાં મારતાં જુઓ છો, એ આપને એના પ્રાચી અન્થોમાં માલૂમ પડે છે? મને પાછલા કાળની વિહ્વલતા એ પ્રાચી વર્ણાશ્રમધર્મની કેળવણીના લોપનું પરિણામ લાગે છે. જે કાળે આ દેશમાં વર્ણાશ્રમધર્મની કેળવણીની સંસ્થાઓ પ્રચલિત હતી, તે વખ ગુરુ એ કેળવણીનો પ્રદાતા માત્ર હતો; કોઈક આવો ગુપ્તમંત્ર જાણ નાર ગુરુ મળવો જોઈએ કે જે મળવાથી વગર મહેનતે ક્ષણવારમ સિદ્ધિ મળી જાય. એ ભ્રાન્તિ પાછલા સમયના તમોગુણની–પ્રમાદ આલસ્ય અને મોહની–નિશાની છે. અસલ 'શ્રોત્રિય' એટલે વિદ્વાન 'બ્રહ્મનિષ્ઠ' એટલે પરમાત્મામાં સ્થિત થયેલા ગુરુ પાસે જઈ પરમા ત્મજ્ઞાન પાળવાનો વિધિ હતો; તદનુસાર લાંબો વખત એવા ગુરુ પા કેળવણી લેવામાં આવતી, અને એ કેળવણીના પ્રતાપે ક્રમે ક્ર પરમાત્મપ્રાપ્તિ થતી. એવા ગુરુઓ દેશમાં અસંખ્ય હતા અને તેઓ કામ વર્ણાશ્રમધર્મથી કેળવણીનો લોકને લાભ આપવાનું હતુઃ ફૂં મારીને દિવ્યદૃષ્ટિ આપવાનો તેઓ ઢોંગ ન કરતા. આ વાસ્તવિ શક્તિ તો પરમાત્માના અવતારોમાં જ હતી, અને એવા અવતા ગણ્યાગાંઠ્યા જ થતા. દેશમાંથી જ્યારે સર્વ પ્રકારની વ્યવસ્થા દૂ

થતી ચાલી, ત્યારે જેમ વ્યવહારમાં ખરી જાતમહેનતથી કમાવાનું જતું રહ્યું અને જડીબુટ્ટી અને કીમિયાનો શોખ થવા લાગ્યો, તેમ પરમાર્થમાં વર્ણાશ્રમધર્મને માર્ગે મોક્ષની નિસરણીએ ચઢવાને બદલે ગુરુમંત્ર માટે ભાટકાં શરૂ થયાં. સામાન્ય રીતે આપણી અજ્ઞાનકાળની ભૂલભરેલી ગુરુભક્તિનું આ ઐતિહાસિક કારણ જણાય છે.

છેવટમાં, રા. કૌશિકરામે ધીરા ઉપર આપણને જે ઉત્તમ લેખ લખી આપ્યો છે તે માટે ગુર્જરસાક્ષર સભા તરફથી હું એમનો આભાર માનું છું.

**(વસન્ત વર્ષ ૪થું, અંક ૩, ચૈત્ર ૧૯૬૧)**

## દલપતરામ

**પૃ. ૧૨૬: લીંબડી રાજ્યના બરવાળા ગામમાં તેમનું મોસાળ હતું.**

આ ભૂલ છે. ડાહ્યાભાઇ પહેલી વખત માંડવી (કચ્છ) પરણ્યા હતા, અને બીજી વખત વઢવાણમાં જ પરણ્યા હતા, એ અમૃતબાના પુત્ર દલપતરામ. દલપતરામને કવિ થવું હતું, પણ તેમના વિના ડાહ્યાભાઇ તેમને 'વેદવિદ્ શાસ્ત્રી ઘડવા મથતા હતા.' તેને લીધે થતા ગૃહકલેશને પરિણામે અમૃતબા પોતાનાં સંતાનોને લઈ પિયર જઇ રહ્યાં. કવિશ્રી નાનાલાલ લખે છે:

'અમૃતબાને પિયર એટલે પરદેશ ન હતો. ડાહ્યાભાઈની યજ્ઞ-શાળાથી અમૃતબાનું પિયર એટલે પચાશેક યજ્ઞશાળાના જેટલું આઘું. પણ એટલી યજ્ઞશાળાઓ વળોટવી પછી તો દલપતરામને—અમૃતબાને ને ડાહ્યાભાઇનેય તે જિન્દગીભર પરદેશથીયે આઘી થઇ પડી!' (કવી-શ્વર દલપતરામ ભાગ ૧ લો)

વઢવાણ શહેરમાં ડાહ્યાભાઇનું ઘર જૈનોના નાના દેરાસર પાસે છે. તેનાથી સહેજ દૂર મહાલક્ષ્મીનું મંદિર છે તેની પાસે અમૃતબાના

ભાઇ પ્રેમાનંદ રહેતા હતા. તેમના બીજા બે ભાઈઓ પણ વઢ-વાણમાં જ રહેતા હતા. ( આ માહિતી માટે હું કવિશ્રી નાના-લાલનો ઋણી છું. )

**પૃ. ૧૧૭: આ ગરબી પૂરેપૂરી તો પછીથી રચાયેલી**

દલપતરામે આ ગરબી તેમના સ્વાનુભવમાંથી રચી હતી. તેમનાં પ્રથમ પત્ની મૂળીબા સાથેના કલેશને પરિણામે જન્મેલી આ ગરબી તેમની વચ્ચેના સંબંધનો અંત લાવનાર નીવડી. કવિશ્રી નાનાલાલ લખે છેઃ—

'પછી દલપતરામે બુદ્ધિપ્રકાશમાં પરજિયો ગાયોઃ

ભાઈઓ! જેની ભારજા ભૂંડી રે! તેને પીડા અંતર ઊંડી રે.

......પણ આથી ઘરકંકાસ છંટાય કે ભડકે બળે? એ રાસડાથી મૂળિમાના રોષના અંગારાના ભડકા થયા.' ( કવીશ્વર દલપતરામ ભાગ ૨ જો, પૂર્વાર્ધ )

**પૃ. ૧૩૧, પં. ૧૦ કોઈ પારસી પત્રે**

'હિંદી પંચ'ના પૂર્વસ્વરૂપ પારસી પંચે.

**પૃ. ૧૩૭, પં. ૨૧**

અહીં જરા ભૂલ છે. ઈનામી કાવ્યો તરીકે ગણાવેલ 'ગુજરાતના હિંદુઓની સ્થિતિ' નિબંધ છે, અને 'મિથ્યાભિમાન' નાટક છે. માત્ર 'વેનચરિત્ર' કાવ્ય છે.

**પૃ. ૧૩૮, પં. ૨**

'પ્રવીણસાગર' માં દલપતરામે આપેલા ફાળા સંબંધી નીચેનું લખાણ કવિની શક્તિ વિષે તથા પ્રામાણિકતા વિષે ઘણો ઊંચો ખ્યાલ આપે છેઃ

"પ્રવીણસાગર સંવત ૧૮૩૮ ના શ્રાવણ સુદી પંચમીને મંગળ-વારે રાજકોટના જાડેજા રાજકુમાર શ્રી મહેરામણજીએ પોતાના ૭ મિત્રોની વિવિધ પ્રકારની સહાયતાથી રચવો શરૂ કર્યો હતો. તેનું

બારીકાઇથી નિરીક્ષણ કરતાં, મજકૂર રાજકુમારે તે ગ્રન્થ સંપૂર્ણ કર્યો હતો કે નહિ તે વાત નિશ્ચિત થઇ શકતી નથી.”

પ્રવીણસાગરની કવિતાની સંપૂર્ણતા, ગ્રંથની વસ્તુસંકલના, રસિકતા, તેમાં અપાયેલો સાહિત્યનો અદ્વિતીય સમુદ્ર, અને વર્ણવેલા લોકોપયોગી વિષયોથી, તે ગ્રંથ પૂરેપૂરો વાંચવાની ઘણા રસિક અને કાવ્યવિનોદી ગૃહસ્થોને ઉત્કંઠા થઇ. તે પરથી રાજકોટના રહીશ અને રાજ્યાશ્રિત રા. હરિશંકર પ્રાણજીવન, જે એક વખત ધ્રાંગધ્રા રાજ્યના દીવાન હતા, તેમણે આ ગ્રંથ પૂરો છપાવી પ્રસિદ્ધ કરવાની ઇચ્છા કરી. પરંતુ તેમાં બે મુશ્કેલીઓ નડીઃ (૧) એ ગ્રંથની ૮૪ લહેરો કહેવામાં આવી હતી, તેમાંની માત્ર ૬૦ લભ્ય હતી. બાકીની ૨૪ ક્યાંથી મેળવવી ? (૨) આ ગ્રંથ અતિ રસિક છતાં, કેટલીક જગાએ તેમાંની કવિતા કિલષ્ટ છે; તેમાં પણ ચિત્રકાવ્ય અને અનેકાર્થી કાવ્ય જેમાં પૂર્વના સિદ્ધાંત શાસ્ત્રકારોએ, કવિને કિલષ્ટતાથી છૂટ આપેલી છે, તે છૂટનો આ ગ્રંથકારે બહોળો ઉપયોગ કર્યો છે; એટલું જ નહિ પણ ગ્રંથ વ્રજભાષાનો છતાં તેમાં કચ્છ કાઠિયાવાડના પ્રાંતિક શબ્દો પણ ઘુસાડી દેવામાં આવ્યા છે; અને અર્થ કરતાં શબ્દાલંકાર પર વિશેષ ધ્યાન આપ્યું છે: એવાં કારણોને લીધે સમગ્ર ગ્રંથનો કેટલોક ભાગ ટીકા વગર, કાવ્યવિલાસી ચતુરજનોને પણ સમજવો મુશ્કેલ પડે છે. આ બે અડચણો દૂર કરવાને રા. હરિશંકર પ્રાણજીવન અને તેમના ભાઇ શાસ્ત્રી ચતુર્ભુજ પ્રાણજીવને, અર્થ–અલંકારાદિ સમજવાને પ્રયાસ કર્યો. ‘પ્રવીણસાગર’ની ૬૦ પછીની લહેરો શોધવા માંડી. ને ૭૨ લહેરનો એક હસ્તલિખિત ચોપડો, તેમને રાજકોટની પાસેના ગવરીદડ દરબાર જાડેજા શ્રી. પ્રતાપસિંહ મેરુજીના પુસ્તકાલયમાંથી મળી આવ્યો. વિદ્યાવિલાસી સજ્જન ઠાકોરે, તે પ્રત છપાવવા માટે, ખુશીથી આપી. એટલે પ્રગટ કરવા ઇચ્છનારાઓનો ઉત્સાહ વધ્યો.

બીજી મુશ્કેલી દૂર કરવામાં રાજકોટના રહીશ બારોટ કવિ

રણુમલ અદાભાઈએ વચન આપ્યું. અર્થાત્ પોતાની શક્તિ, જ્ઞાન
સહાયતાનો વિચાર કર્યા વગર, તેમણે પ્રવીણસાગર જેવા મહાન
કઠિન ગ્રંથની ટીકા (ગુજરાતી અર્થ) કરી આપવાનું માથે લીધું. એ
જ નહિ, પણ છેલ્લી ૭૩ થી ૮૪ પર્યંતની ૧૨ લહેરો નવી બનાવી
સંપૂર્ણ કરી આપવા કબૂલત આપી. તે પરથી શાસ્ત્રી ચતુર્ભુજ પ્રાણજી
પોતાના "કાઠિયાવાડ પ્રિન્ટીંગ પ્રેસ"માં એ ગ્રંથ છપાવવો શરૂ ક

બારોટ રણુમલ અદાભાઈ ટીકા લખતા અને શાસ્ત્રીજી
તપાસીને પોતાના પ્રેસમાં છાપતા હતા. આ કામ ૪૮ લહેર
ઠીક ઠીક ચાલ્યું, પણ તે પછીની લહેરોના અર્થ કરવા બારોટ
મુશ્કેલ પડ્યા. તે પરથી જે જે છંદો ટીકાકારને સમજાયા નહે
તેનો સંગ્રહ કરી, તેની ૨૦૦ ચોપડીઓ છપાવી કચ્છ, કાઠીઆ
મારવાડ, મુંબઇ વગેરે સ્થળે, ભાષાજ્ઞ વિદ્વાનોને, અર્થ લખી મોક
માટે મોકલી આપી. પણ કોઈ જગાએથી તેનો મનમાનતો
લખાઇ આવ્યો નહિ, તેથી ગ્રંથ છપાવવાનું કામ અટકી પડ્યું.

એ અરસામાં ગ્રંથ પ્રકાશક શાસ્ત્રીજી ચતુર્ભુજ અમદાવાદ જ
ત્યાં કવીશ્વર દલપતરામને મળવા ગયા. વાચનમાળાની સરળ કવિત
જોવાથી વ્રજભાષાના વિદ્વાનોને એવો ફાંકો રહેતો હતો કે, દલપત
તો ગુજરાતી ભાષામાં રાસડા અને 'બેઠો માળો બાંધવા'
બાળચેષ્ટાની કવિતાઓ જોડનાર છે, તેને તે વળી હિંદી ભાષાનું
શું? આવા જ ખ્યાલથી શાસ્ત્રીજીએ સંશયની ૨૦૦ પ્રતો, હિ
જાણનાર દેશના ૨૦૦ વિદ્વાનોને, અર્થ કરવા મોકલેલી, તેમાં દલ
રામને ગણ્યા નહોતા. કવીશ્વરની મુલાકાત થતાં, અનેક આડી
વાતો થઈ, પણ કવીશ્વરે જ પ્રવીણસાગર જેવો મહાન ગ્રંથ સ
છપાવવા માટે તેમને અભિનંદન આપ્યું ત્યારે, સહજ તેમણે
રૂપમાં પોતાની મુશ્કેલીઓ જણાવી. કવીશ્વરજીએ કહ્યું, "જે છં
અર્થ તમારા ટીકાકારોને સમજાતો નથી, અને દેશાવરોમાંથી

સંતોષકારક અર્થ લખાઈ આવ્યો નથી, તેવા જે કઠિન છંદો હોય તે મને બતાવો. બનશે તો હું તેનો અર્થ કરી આપીશ." આ શબ્દોથી શાસ્ત્રીજીના મનમાં કાંઈક આશા ઉત્પન્ન થઈ. તેમણે લહેર ૫૯મીનો ૧૨મો સવૈયો.

ध्वांतबिना अति कुंभकुं संकट, धीरज कैसे शिखंडिजकीजें ?

અને એજ લહેરનો દૂહો ૨૮ મો

घट राखे पानी हरे, रहे सु एक रती न!
घट फूटे पानी रहे, कारन कौन प्रबीन ?

ઇત્યાદિ છંદો બતાવ્યા. કવીશ્વરજીએ તે વિચારવા માટે પોતાની પાસે રાખ્યા અને બીજા દિવસની મુલાકાત વખતે કવીશ્વરજીએ તે બધા છંદોના અર્થ લખી રાખેલા હતા, તે શાસ્ત્રીજીને બતાવ્યા. શાસ્ત્રી ચતુર્ભુજ બહુ પ્રસન્ન થયા ને બાકીની ૪૮ પછીની લહેરોની ટીકા કરી આપવા માટે તેમને વિનંતી કરી. તે તેમણે સ્વીકારી. ત્યારે ફરી બીજી મુશ્કેલી બતાવી કે '૭૩ થી ૮૪ સુધીની લહેરો, ઘણી શોધ કરવા છતાં પણ હાથ લાગી નથી, માટે તે ગ્રંથનો પૂર્વાપરનો સંબંધ સમજીને નવી પૂરવાની છે, કે જેથી ગ્રંથ સંપૂર્ણ થાય. આ અમારું આરંભેલું કામ જો આપ પરિપૂર્ણ કરી આપો તો રૂ. ૧૦૦૦ આપને હું આપીશ! કવિએ તે માગણી પણ કબૂલ કરી અને ગ્રંથની ૨૫ નકલો મળવાને કહ્યું. પછી એ ગ્રંથ છપાવવાનું કામ રાજકોટને બદલે અમદાવાદમાં ચાલ્યું. કવિએ પોતાનું આપેલું વચન અક્ષરે અક્ષર પાળ્યું, અને શાસ્ત્રીજીએ કવિના કામ અને તેમની અદ્ભુત શક્તિ તથા વિદ્વત્તાથી પ્રસન્ન થઇને તેમને રૂપિયા ૧૦૦૦ અને ૨૫ પ્રતો ઉપરાંત રૂ. ૫૦૦ શાલ પાઘડીના તરીકે વધારાના આપ્યા હતા! તાત્પર્ય કે પ્રવીણસાગરની છેલ્લી ૧૨ લહેરો જેના પર કાવ્ય પ્રેમીજનો અતિ રીઝી થાય છે, તે મૂળ ગ્રંથકારની નહિ, પણ આપણા ગુજરાતના મિલ્ટન કવીશ્વર શ્રી દલપતરામજીની છે."

× × × ×

“ રા. ઇચ્છારામની રોજનીશીમાંથી, આ પ્રમાણે અમને ઉતરાવ્યું છે કે, સંવત ૧૯૪૮ના ફાલ્ગુણ, ઇ. સ. ૧૮૯૨માં હું × × × કાર્ય પ્રસંગે વડતાલ ગયો હતો. ત્યાં કવીશ્વરની મુલાકાત થઈ હતી. તે પ્રસંગની આ પ્રમાણે નોંધ છે. ‘કવીશ્વર એક ગાદી ઉપર તકિયાને અઢેલી વિચારગ્રસ્ત બેઠા હતા અને સહજાનંદ સ્વામીનું જીવનચરિત્ર એક પાળા પાસે લખાવતા હતા. તેમની મુખમુદ્રા સાધારણ પ્રસન્ન હતી. × × × હું પાસે જઇ બેઠો અને સાધુએ મારું નામ પૂછ્યું. કવીશ્વર, મારું નામ સાંભળી, લખવાનું પડતું મુકાવી, વાતચીત કરવા લાગ્યા. × × × × છેવટે મેં પૂછ્યું કે, પ્રવીણસાગરની છેલ્લી લહેરો, લોકો કહે છે, કે મહેરામણજી રચિત નથી, તે સત્ય છે? મહેરામણજી રચિત નથી, તો તે (પ્રકટ થયેલા ગ્રંથમાં) ક્યાંથી આવી? કવીશ્વરે કહ્યું, છેવટની ૧૨ લહેરો મેં ગોઠવી આપી છે. એમાંના કેટલાક કવિત સવૈયા બીજાઓની કૃતિ છે. મહીકાંઠામાં હું જ્યારે નોકરીમાં હતો અને ફાર્બસ સાહેબ સાથે ફરતો હતો, ત્યારે ભાટોને મોંઢેથી સાંભળેલા, અને ભાટો, આ કવિતો ને સવૈયાઓ ‘પ્રવીણસાગર’માંના છે, એમ કહેતા, તે ઉપરથી તે કવિત સવૈયા ગોઠવી ૧૨ લહેરો પૂરી કરી છે. એમાં દૂહા આદિ મારા બનાવેલા છે. સઘળું મારું નથી. કેટલુંક જૂનું છે અને કેટલુંક નવું છે.’

**‘પ્રવીણસાગર’ (ગુજરાતી પ્રેસ)** પ્રસ્તાવનામાંથી ટૂંકાવીને

**પૃ. ૨૪૬**

વાંચકોને જાણીને રમૂજ થશે કે ગુ. વ. સો.એ છપાવેલ દ. કા. ભા. ૨. ( આ. ચોથી પૃષ્ઠ ૨૬૯ )માં ‘અસરકારી’ને બદલે અસહકારી છપાયું છે.

**પૃ. ૧૪૭**

દલપતરામે આ દોહરાને દર્પણપ્રબંધ, ગોમૂત્રિકા, અશ્વગતિ તથા કપાટપ્રબંધ એમ ચાર રીતે ગોઠવી બતાવ્યો છે.

# મણિલાલ

શ્રી. આનંદશંકરભાઇએ આ વ્યાખ્યાનમાં 'કેળવણી' નામના ભાગમાં આપેલી હકીકતો વિષે લખ્યું છે: 'પહેલા ભાગમાં ગ્રંથકાર તરીકેનું સ્વરૂપ બતાવવા માટે નકામી, તથાપિ જાણવાજોગ એવી કેટલીક હકીકત પણ નોંધી છે. કારણકે આ હેવાલ પહેલવહેલો જ પ્રસિદ્ધિમાં આવે છે.' પરંતુ ત્યાર પછી તેમણે 'વસંત'માં મણિલાલની આત્મકથા પ્રસિદ્ધ કરી છે તે ઉપરથી લાગે છે કે શ્રી. આનંદશંકરભાઈના વ્યાખ્યાનનો ઉપર કહેલો ભાગ લગભગ અક્ષરશઃ આત્મકથામાંથી લીધો છે. જિજ્ઞાસુએ આ કથાનો જેટલો ભાગ પ્રસિદ્ધ થયો છે તે બધો જ વાંચી જવા જેવો છે. તેમાંથી ઉપયોગી ઉતારા નીચે આપ્યા છે.

તેમાં પૃષ્ઠ અને પંક્તિ પછી વ્યાખ્યાનના જે શબ્દો મૂકવામાં આવ્યા છે તેની પછી ઉતારાના શબ્દો આત્મકથામાં આવે છે; એટલે ઉતારા મૂળ સાથે સળંગ રીતે વાંચવાના છે.

**પૃ. ૧૮૨, પં. ૨૦: સાધારણ રહ્યો—**

'ભણવાનું નહિ તેથી તોફાની મંડલની રીતભાત પણ કાંઈ આવેલી ખરી. એક છોકરાની ચોપડી પર અપશબ્દ લખ્યાના વાંક માટે મને શાળામાંથી કાઢી મૂકેલો ને ઘણી મહેનતે દાખલ કરેલો એમ મને યાદ છે.'

**પૃ. ૧૮૪, પં. ૧૫**

'હું ચોથા ધોરણમાં હતો તેવામાં મારી ૧૩–૧૪ વર્ષની વયે મારાં લગ્ન થયાં. અંબાલાલ રવિશંકર નામે મારા ગામમાં રહેતા હતા તેમને મારા પિતાનું રૂ. ૨–૨॥ હજારનું દેવું હતું, તેમના અને અમારા ઘર વચ્ચે સંબંધ સારો હતો (તેની) મારી સ્ત્રી મહાલક્ષ્મી દીકરી હતી. તેમાં રૂ. ૫૦૦૦ રોકડા કન્યાના બાપને આપવા પડ્યા. અમારી ન્યાતમાં કન્યાની ઘણી અછત છે ને કન્યાના નાદાન માબાપ કોઈવાર

૧૦–૧૫ હજારની રકમો ઉપાડે છે. આ લગ્ન સમયે મારી સ્ત્રીનું વય માત્ર ૪ વર્ષનું હતું.

**પૃ. ૧૮૮, પં. ૧૦: થઈ જાય છે—**

'મુંબઇ જેવું હજારો આકર્ષણોથી ભરેલું નગર, માથે કોઇ સંભાળ રાખનાર મુરબ્બી નહિ, ૧૮ વર્ષનું યુવાવસ્થાનું ઉચ્છૃંખલ શરીર ને જેવી જોઇએ તેવી સોહોબતની સુલભતા, માબાપ તરફથી વિદ્યોપાર્જન નિમિત્તે માગીએ તેટલું દ્રવ્ય મળવાનો સંભવ, એવા પ્રસંગમાં જે કેવળ પોતાનો સ્વાર્થ જ સાધી બીજી રીતે દૂષિત ન થાય એવા તો કોઇ હજારે એક એ પ્રભુની કૃપાને પાત્ર હોય તો હોય. મેં તો જોયા નથી. स योगी अथवा पशुः । એમ હોય તેની જુદી વાત. કૉલેજમાં દાખલ થઇ હું રેસીડેન્ટ સ્ટુડન્ટ થયો. મારી સાથે તે વખત લગભગ ૪૦ ગુજરાતી રેસીડન્ટ સ્ટુડન્ટ હતા, તે સર્વે મારાથી પાંચપાંચ દસદસ વર્ષે મોટા હતા. કૉલેજમાં ધર્મનું તો નામ જ ન મળે. નાતજાત સર્વે માણુસ, એ સિવાય બીજી સમજાય નહિ. ગુજરાતીઓમાં પોતપોતાની પ્રકૃતિ મુજબ જુદીજુદી મંડળીઓ હતી. તે સર્વેમાં થોડેઘણે અંશે દારૂ, માંસ, વગેરેનું ભક્ષણુ તથા રંડીબાજીના બહાર ચાલ્યા જતા. જમવા ખાવામાં કોઇ બૂટ પહેરીને જમે, તો કોઈ નાહ્યા વિના જમે, તો કોઇ ઝાડે ફરી આવીને નાહે. વાણિયા, બ્રાહ્મણુ, પારસી, મુસલમાન સર્વે જાહેર, છૂપા, પણ ભેગા વ્યવહાર કરે.'

**પૃ. ૧૮૮, પં. ૧૬: આખો દિવસ ચલાવવો—**

(આની પછી જે અભિપ્રાય આપવામાં આવ્યો છે તે દેખીતી રીતે જ શ્રી. આનંદશંકરભાઇનો છે. આત્મકથામાં મણિલાલે આ શબ્દો પછી તુરત જ નીચે પ્રમાણે લખ્યું છે. શ્રી. આનંદશંકરભાઈએ આ પહેલાં છોડી દીધેલા ભાગમાં 'બ્રાહ્મણુ માત્રની રસોઈ

ખાવા માંડી' એવું અત્યારે નિર્દોષ લાગતું વાક્ય જ મુખ્ય છે. પણ નીચે આપેલા પ્રમાણમાં નિર્દોષ ઉતારાની પછી પોતે નડિયાદમાં નાનપણથી જ ઉશ્કેરાયેલી વૃત્તિઓને પરિણામે જિંદગીમાં પ્રથમ જ કરેલ નૈતિકદોષની વાત આવે છે તે, અને પછી આવતા આવા એકરારો વાંચતી વખતે વાચકો શ્રી. આનંદશંકરભાઇનો આ અભિપ્રાય ધ્યાનમાં રાખશે તો શ્રી. મણિલાલ તરફ સમભાવ રાખી શકશે. )

'મદ્યમાંસ ભક્ષણ પણ ન જ કરવું. આ નિયમ હું કૉલેજમાં રહ્યો ત્યાં સુધી મેં પાળ્યા. પરંતુ કવચિત્ મંદવાડ દુ:સહ થઇ જવાના પ્રસંગે દાકતરોની સલાહ પ્રમાણે મદ્યપ્રાશન, કે કૉડલીવર ઑઇલ કે કવચિત્ ઇંડાં ખાધેલાં ખરાં, તે કેવળ ઔષધ માનીને જ લીધેલાં અને મહાકષ્ટે વાપરેલાં. બાકી મને તેમાં કદાપિ આનંદ પડેલો નહિ તે નહિ જ.'

**પૃ. ૧૯૦, પં. ૧: કલ્પના થાય છે.**

'આ ટર્મના આરંભમાં મારાં વડસાસુ મરી જવાથી મને મારા સસરાએ પાછો બોલાવ્યો. હું આવ્યો પણ મારા સસરાએ રિવાજ મુજબ ભાડાના પૈસા ન આપતાં ફક્ત રૂ. ૩-૩ાની પાઘડી બંધાવી. મેં પાઘડી પાછી આપી તે પરથી મારાં સાસુસસરાએ મને ઘણી ગાળો દીધી તથા હેરાન કર્યો. એટલે બે દિવસમાં કંટાળીને હું પાછો જતો રહ્યો. આ વખતથી જ કાંઇક કંકાસનાં બીજ રોપાયાં...... આ ટર્મની આખરે હું ઘેર આવ્યો.

આ વખતે મારી સ્ત્રીને મારે ઘેર રાખવાની હતી. મારી ઉમરમાં ૨૧ વીતીને બાવીસમું ચાલતું હતું. મારી સ્ત્રી ૧૧-૧૨ વર્ષની હતી. ઘેર રાખવાનો દિવસ દસેરાનો તહેવાર હતો. ઘરમાં સર્વ સગાંને જમવા નોતર્યાં હતાં. કંસાર રંધાયો હતો. જમવાના કલાકેક આગળ હું બારી પર બેઠો હતો ને સામે કોઇ માણસ બેઠેલો તેની સાથે વાત કરતો હતો. એવામાં બાજુપરના લાકડામાંથી નીકળી

એક કાળો સાપ દોડતો મારા પગની લગભગ આવ્યો. મારી સામે બેઠેલા માણસની નજર તે પર પડી ને તેણે બૂમ મારી તેથી મેં પગ ઊંચા લઈ લીધા ને સાપ પાછો ભીંતની એક ફાટમાં ભરાયો. એક બે સ્નેહીઓ તેવામાં આવી ચડયા, તેમણે લાકડી વતે સાપને બહાર કાઢવા પ્રયત્ન કરવા માંડ્યો. હું તો આ બધું મૂકી જમવા વખત થવાથી જઇને જમવા બેઠો. કંસારનો કોળિયો વાળીને મોમાં મૂકવા હાથ ઉપાડ્યો કે તરત પેલા લોકોએ બૂમ મારી કે 'મણિલાલ સાપ નીકળ્યો.' મેં કોળીઓ નીચે મૂકી સાપને પકડ્યો અને નંખાવી દીધો. આ બનાવથી મારૂં દિલ ખાટું થઇ ગયું, ને ખરેખર તે જ દિવસથી મારી સ્ત્રી એવી તો દુઃખદાયક નીવડી કે એ થનાર વ્યથામાંથી મને મુક્ત કરવા કાલરૂપી શ્રી હરિએ મોકલેલો આ સર્પ મને ડસ્યો હોત તો બહેતર હતું. આ વાત મારા મનમાંથી વહેમરૂપ મનાઇ ઘસાઈ ગઈ હોત પણ પાછળનાં પરિણામે આ શકુનનો આવો જ અર્થ મારા મનમાં દૃઢ કર્યો છે. વળી આશ્ચર્ય એ છે કે આ દસરા પછી બીજાં બે વર્ષની દસરા આવી જ જાતિના બનાવ વિના વીતી નથી. બીજે વર્ષે દસરાના પ્રાતઃકાલમાં જ મારા પર છાપરામાંથી સર્પ પડ્યો ને મને માલૂમ ન છતાં હું કેવળ પ્રભુકૃપાથી બચી ગયો. ત્રીજે વર્ષે હું મુંબઈ હતો ત્યાં સર્પનો ભય ન હતો પણ મેં મારા મિત્રોને કહ્યું હતું કે કાંઇક થવું તો જોઇએ. સાંજે અમે સર્વે જમવા બેઠા ત્યારે મારા પાટલા નીચે કાનખજૂરો નીકળ્યો ! ! ! અસ્તુ. આ દેહ કોણ જાણે શા પરિણામ માટે નિર્મિત હશે !'

× × ×

'આ સ્થલે કહેવાની જરૂર છે કે મારી જિંદગીની મુખ્ય શોધ કોઈ શુદ્ધ પ્રેમસ્થાન મેળવવા તરફ હતી. તેવું સ્થાન સ્ત્રી મળે, ને તે વળી પોતાની પરણેલી હોય તો ઘણું શ્રેષ્ઠ એમ હું માનતો. પણ વ્યર્થ ! સ્ત્રીના અભાવે કોઈ પુરુષની સાથે ખરો પ્રેમ બંધાય તો તે

પણ મને સ્પષ્ટ હતો. આ જ કારણથી હું મિત્રોની વ્યવસ્થા વારંવાર કર્યા જતો ને મને તેટલી રીતે મારા મિત્રો મારા પર એક પ્રેમ રાખે તેવા પ્રયત્ન આચરતો. પ્રેમનું સ્વરૂપ હું એક પ્રકારનો આનંદમય તથા પોતાપણું ભૂલી પારકામાં તન્મય થવાય એવો અભેદ માનતો. મારું વય સમજવાળું થયા પછી હું કોઈ કોઈ સ્ત્રીઓના સંબંધમાં આવ્યો હોઈશ, તે પણ આવી શોધના ઇરાદાથી, વિષયવાસનાથી નહિ, પણ સ્ત્રીપુરુષ ઉભય પક્ષે મને મારી ઇચ્છા મુજબ ફલ મળ્યું નહિ, ને એ પ્રેમ અંતે વિરાગરૂપે પરિણામ પામ્યો.

**પૃ. ૧૯૧, પં. ૫: ૯૯ આગ્રહ થયો.**

'પણ કહેવું જોઈએ કે યુરોપિયન ફિલસૂફોનાં લખાણથી મને પૂરો સંતોષ થયો નહિ. મારા મનમાં એમ તર્ક ઊઠયો કે મને સંસ્કૃત તો આવડે છે ને પંડિતો—યુરોપના ને અહીંના—સંસ્કૃતમાં ફિલોસોફીની બાબતમાં ઘણાં વખાણ કરે છે, તો તેમાં શા ખુલાસા છે તે જાતે મૂલ સંસ્કૃત ગ્રંથ વાંચી સમજવા. આ ઉપરથી મેં પ્રથમ તો મહાભારત, રામાયણ, ગીતા વગેરેના કોઈ કોઈ અંશ વાંચવા માંડ્યા, તેમ કોઈ સ્મૃતિ વાંચવા માંડી, ને યુરોપિયન સ્કૉલરોનાં એ સંબંધનાં લખાણ પણ ધ્યાનમાં લેવા માંડ્યાં.'

**પૃ. ૧૯૯, પં. ૮: જગે ઉતારશે.**

'એ માણસ તમે જ. તમારાં સર્વ લખાણ મેં લક્ષપૂર્વક વાંચ્યાં છે. તમારી વાતો સાંભળી છે, ને એથીજ માનું છું કે તમે જે રસ્તે છો તે જ રસ્તે ચાલ્યા જજો. એ જ ખરી વાત છે.'

## બાલાશંકર

**પૃ. ૨૨૨, પં. ૭—૧૦: બાલાશંકર એવું......સાંભળ્યો નથી.**

"બાલાશંકર પોતાના દોષો કદી ગુપ્ત રાખતા નહી. તેમનું શુભ અને અશુભ વર્તન પ્રકટ જ હતું અને આ બાબતમાં નીતિના ધોરણે તેમનું જીવન મણિલાલના ઐહિક જીવન કરતાં ચઢિયાતું હતું.

પોતાના દોષોનો મિથ્યા ઢાંકપિછોડો બાલાશંકરે કદી કર્યો નથી. પાપ કરવું અને તેને ઢાંકવું એવા વલણવાળા દુનિયાના મોટાઓ આ જગતમાં જેટલો અનર્થ કરે છે, તેના કરતાં ચિત્તની નિર્બળતાના ભાનવાળા પણ પાપને પ્રકટ રીતે કરનારા ઓછો અનર્થ કરે છે. ગાંજાની ચલમ અથવા દારૂના પ્યાલાને બાલાશંકરે કદી ગુપ્ત રાખ્યાં નથી. પરંતુ તે સાથે ઊછરતા બાળકોને કદી તેમણે તેવા પાપમાં તાણ્યા નથી. તેનું પ્રત્યક્ષ ઉદાહરણ મારો અને તેમનો સંબંધ છે. હું પંદર વર્ષ નાનો, બાલાશંકરના યુવાવસ્થાના સર્વરંગ ભીતરથી જોનાર હતો, તો પણ 'આ કામ તમારે લાયક નથી, અમે તો પૂર્વજન્મના દોષથી સપડાયા છીએ, તે કોઈ સંત છોડાવે ત્યારે છૂટીશું:' એવું કહી મને તથા મારા સમાનવયના તેમના સાળાને તેઓ પવિત્ર રહેવા આગ્રહ કરતા; પરિણામ એ આવ્યું કે નાની ઉમરના ભાણેજ પાસે તેઓ 'શિવાપરાધક્ષમાપનસ્તોત્ર' વંચાવી ચોધાર આંસુએ કોઈ ધન્ય ક્ષણોમાં રડતા મેં જોયા છે. આ ખરા પશ્ચાત્તાપના રુદનની ખબર તેમના પિતાને હું આપું ત્યારે તેઓ પણ કોમળ ન્યાયથી કહેતા કેઃ— 'શિવે કોના અપરાધની ક્ષમા આપી નથી ? તે એક જન્મે નહિ તો અનેક જન્મે પણ પાપીને, જો તે ભક્ત હોય તો તારે છે ! હૃદયની આ ઊંડી પવિત્રતાવડે બાલાશંકરના જીવનનું મરણ સમયે પરિવર્તન થયું હતું, અને પોતાની સઘળી આર્થિક સંપત્તિ નાશ પામી, અને બીજે દિવસે અન્ન મળશે કે કેમ એવી સ્થિતિ આવ્યા છતાં, બાલાશંકરે પોતાના ધંધામાં ફસાવનાર, જૂઠા દસ્તાવેજો નબળા મનના વખતમાં લખાવી લેનાર, સર્વ પ્રપંચીઓને મોટા મનથી ક્ષમા આપી હતી. ''

**કવિબાલ** ( નર્મદાશંકર મહેતા )

**પૃ. ૨૨૫. પં ૧૪ કવિને એક બહેન હતી.**

" ઉલ્લાસરામનાં પત્ની રેવાબાઇને રુકિમણી બહેન નામની પુત્રી અને તેનાથી નાના કવિ બાલ પુત્ર એવી બે પ્રજા હતી. રુકિમણી

તે મારાં માતુશ્રી થાય. કવિ બાલાશંકરનો જન્મ સંવત્ ૧૯૧૪ના જેઠ માસની વદ પાંચમે થયો હતો. ”

**કવિબાલ** (નર્મદાશંકર મહેતા)

**પૃ. ૨૨૭, પં. ૭: માસિક વીસ રૂપીયાની**

‘ સને ૧૮૮૦–૮૧ની સાલમાં ગોધ્રામાં કસ્ટમ ખાતામાં રૂ.૧૨) ની નોકરીએ તેમના પિતાએ ચઢાવ્યા.

**કવિબાલ** (નર્મદશંકર મહેતા)

**પૃ. ૨૨૭, પં. ૧૦: રેવન્યુખાતામાં**

‘કવિશ્રી બાલાશંકર રેવન્યુખાતાની નોકરીથી કંટાળ્યા હતા. તે ઉપર તેમના કંટાળાને સૂચવનાર એક છંદનું એક ચરણું સ્વાભાવિક રીત્યે તેમનાથી ગોધરામાં બોલાઈ ગયેલું તે–

ધરિયા શિદ આવકજાવકમાં, પ્રભુ કેમ ધર્યા નહિ પાવકમાં ? ’

**કવિબાલ** (નર્મદશંકર મહેતા)

**પૃ. ૨૨૯, પં. ૧૦–૧૧: અહીં એકાદ બે.........ત્યાં ગયા**

સને ૧૮૯૩–૯૪માં વડોદરા રાજ્યમાં મણિલાલ નભુભાઇના સબંધથી પ્રાચીન ગ્રન્થોદ્ધારના કામમાં બાલાશંકર જોડાયા હતા.

**કવિબાલ** (નર્મદાશંકર મહેતા)

**પૃ. ૨૨૯, પં. ૨૦–૨૧: ૧૮૮૯માં મરકીએ થઈ પડ્યા**

આર્થિક વિપત્તિ મરણપર્યંત ચાલુ રહી. રહેવાનું ઘર પણ દેવામાં હોમાઈ ગયું. વાસણ વગેરે પણ વેચાઈ ગયાં, અને પિતૃવંશના ધન સાથે જાણે ઋણસંબંધ છૂટવાનો હોય તેમ છેવટનું વાસણ પણ વેચાઈ ગયું. ત્યારે પ્લેગના વ્યાધિથી આ રસિક અને ઉદાર કવિના ક્ષર દેહનો વડોદરામાં સંવત ૧૯૫૪ના ચૈત્ર શુદ ૧૧ના રોજ નાશ થયો......વિધવા સ્ત્રી અને ત્રણ દીકરા અને બે દીકરીઓનો પ્રભુએ સુખે દુઃખે નિર્વાહ કર્યો.

**કવિબાલ** (નર્મદાશંકર મહેતા)

પૃ. ૨૪૩, પં. ૧૦

**પૂતળી પેઠે નજદીકમાં બેઠાં વિના ગમતું નથી.**

આશરે સને ૧૮૮૪ કે ૧૮૮૫ માં શ્રી. બાલાશંકર મુંબાઈ હાઈકોર્ટે વકીલની પરીક્ષા આપવા ગયેલા. પહેલે દિવસે–પહેલા પેપર વખતે તેઓ સાથે જ પરીક્ષાના સ્થાન (ટાઉન હોલ) માં બેઠા. પણ નગીનભાઈની બેઠક અને એમની બેઠક ઘણે દૂર હોવાથી અને પરીક્ષાપત્રમાં જવાબો લખવામાં નગીનભાઈ નિમગ્ન થયેલા હોવાથી પ્રથમ પત્ર દરમ્યાન તેમનું ધ્યાન બાલાશંકરભાઇ તરફ ગયું નહિ. પણ પેપરના જવાબ લખી નગીનભાઇ એક વાગ્યાની રજા વખતે બહાર નીકળ્યા, અને ટાઉન હૉલની સામેના બાગમાં ગયા ત્યારે એક દૂરને ખૂણે વૃક્ષની છાયામાં બાલાશંકરભાઈ પોતાની ગુલાબી પાઘડી લીલોતરી ઉપર મૂકીને સામે એક સુંદર પૂતળી મૂકીને તેના વિષે એક કાગળ ઉપર ગઝલો લખતા હતા. નગીનભાઈએ તેમની પાસે જઇને કહ્યું કે 'બાલાશંકરભાઈ તમે પરીક્ષાના પેપરના જવાબો બહુ વહેલાં લખી રહ્યા હશો.' તેમણે કહ્યું કે 'હું તો પરીક્ષાના હૉલમાં પેઠો, પણ ટ્રામમાં આવતાં મેં આ સુંદર પૂતળી જોઇને મને એટલો બધો આનંદ થયો હતો કે પરીક્ષામાં મારુ ચિત્ત ચોંટયું નહિ; તેથી હું તો પરીક્ષા છોડી આ પૂતળી લેઈ આવ્યો, અને અહીં પાછો આવ્યો અને આ સુંદર બાગના એકાન્તમાં આ ગઝલો લખી ત્યારે મને ચેન પડયું.' બાલાશંકરભાઈના આ કૃત્યથી નગીનભાઇને તો ભારે ખેદ થયો. પણ એમના મનથી જાણે એમણે પોતાના જન્મનું એક મોટું કાર્ય સિદ્ધ કર્યું હોય એમ તે આનંદના સાગરમાં ઝીલતાં જણાતા હતા. ''

**કવિ બાલ** (નર્મદાશંકર મહેતા)

**પૃ. ૨૪૫, પં. ૯૩ થી શરૂ થતી કંડિકા માટે જુઓ**

**પૃ. ૨૭ની કંડિકા બીજી.**